ભારતના વિવિધ જનજાતિ અને જાતિ સમાજોનો માનવશાસ્ત્રીય અભ્યાસ અંગ્રેજ શાસન દરમ્યાન સમાજ બાહ્ય દૃષ્ટિએ થયો હતો. સ્વતંત્ર ભારતમાં લોકશાહી સમાજ તરીકે આવો અભ્યાસ આંતરિક રીતે થવો જોઇએ એવા વિચારથી ભાષા કેન્દ્રે માનવશાસ્ત્રીય અભ્યાસ આરંભ્યો.

પ્રસ્તુત ગ્રંથમાં મધ્ય ગુજરાતના છોટાઉદેપુર જિલ્લામાં વસતા રાઠવા, નાયકા, તડવી અને ડુંગરીભીલ સમાજો વિશે ભૌગોલિક, સાંસ્કૃતિક, ઐતિહાસિક પાસાંની છણાવટ છે. સમાજોની આસ્થા-માન્યતા, કૌટુંબિક અને સામાજિક ખાસિયતો, હુન્નર, કલા, કૌશલ્ય, કસબ, સંગીત વાદ્યો, સાહિત્ય અંગે જાણકારી મળે છે. શરીર, સ્વાસ્થ્ય, રોગ, વૈદ્ય, બડવા, ભુવા, ભગતની દવાઓ, મંત્રોની પરંપરા વિશે માહિતી પ્રાપ્ત થાય છે.

જંગલ અને આદિવાસીનો સંબંધ, પરંપરાના હક્ક, સાંસ્કૃતિક હક્ક, રહેઠાણ, કૃષિ, આધુનિકતા, અધ્યાત્મ, ધર્મ વિશે આધારભૂત જાણકારી આ ગ્રંથ આપે છે.

---

પ્રો. કાનજી પટેલ ગુજરાતીના સાહિત્યકાર છે. કવિતા, વાર્તા અને નવલકથા તેમજ સામયિક સંપાદનમાં તેમનું પ્રદાન છે. તેમના સંકલનમાં ગુજરાતના ૭૦ સમાજોનું માનવશાસ્ત્રીય આલેખન ભાષા કેન્દ્ર દ્વારા થયું છે. ભાષા કેન્દ્રથી ડૉ. ગણેશ દેવીના વડપણમાં થયેલ ભારતીય ભાષા લોક સર્વેક્ષણ હેઠળ 'ગુજરાત, દીવ-દમણ, દાદરા-નગર હવેલીની ભાષા' નામે ગ્રંથ તેમણે સંપાદિત કર્યો છે.

આદિવાસી સંસ્કૃતિ, ભાષા, કલા, સાહિત્ય ક્ષેત્રે તેઓ કર્મશીલ છે. પ્રખ્યાત કલેશ્વરી આદિવાસી કળા મેળો તેમણે પ્રારંભી દૃઢ કર્યો છે.


પ્રકાશક

bhasha

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર



છોટાઉદેપુર જિલ્લાના આદિવાસી સમાજોનો સાંસ્કૃતિક અને માનવશાસ્ત્રીય અભ્યાસ

સંકલન-સંપાદન : કાનજી પટેલ




# છોટાઉદેપુર જિલ્લાના આદિવાસી સમાજોનો સાંસ્કૃતિક અને માનવશાસ્ત્રીય અભ્યાસ



સંકલન-સંપાદન

**કાનજી પટેલ**

# છોટાઉદેપુર જિલ્લાના આદિવાસી સમાજોનો સાંસ્કૃતિક અને માનવશાસ્ત્રીય અભ્યાસ

સંકલન–સંપાદન
કાનજી પટેલ

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર, વડોદરા અને
ટ્રાઇબલ સબપ્લાન, છોટાઉદેપુર

*Chhotaudepur Jillana Adivasi Samajono Sanskrutik ane Manavshastriya Abhyas*

**Compiled and Documented by Prof. Kanji Patel**

છોટાઉદેપુર જિલ્લાના આદિવાસી સમાજોનો સાંસ્કૃતિક અને માનવશાસ્ત્રીય અભ્યાસ

સંકલન-સંપાદન : કાનજી પટેલ



પ્રથમ આવૃત્તિ : ૨૦૧૬
અક્ષરાંકન : સંજય રાઠવા, ભાવસિંગ રાઠવા
મુખપૃષ્ઠ છબી : 'વાચા' સંગ્રહાલય
પૃષ્ઠ સજ્જા અને આવરણ : મિથ ડિઝાઈન, વડોદરા
મુદ્રક : શિવમ્ ઓફસેટ, વડોદરા

bhasha

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર
૩૭, શ્રીનાથધામ સોસાયટી, શ્રીનગર સોસાયટીની સામે
દિનેશ મિલ પાછળ, વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮, ૨૩૫૯૦૫૯
Email : bhasharesearch@gmail.com
Website : www.bhasharesearch.org

ટ્રાઈબલ સબપ્લાન, છોટાઉદેપુરના પ્રકલ્પ હેઠળ અભ્યાસાર્થે આ પુસ્તકના પ્રકાશન માટે અનુદાન મળેલ છે.

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| | પ્રસ્તાવના | i |
| ૧ | સમાજનું વર્ણન | ૧ |
| ૨ | માન્યતા–આસ્થા | ૮૯ |
| ૩ | કૌટુંબિક અને સામાજિક પાસાં | ૧૫૧ |
| ૪ | હુન્નર, કૌશલ્ય, કલા, સાહિત્ય | ૧૯૧ |
| ૫ | શરીર, સ્વાસ્થ્ય | ૨૯૫ |
| ૬ | આધુનિકતા અને વૈશ્વિકીકરણ | ૩૦૩ |

## સંશોધનકર્તા

| રાઠવા સમાજ<br>**નારણ રાઠવા** | નાયકા સમાજ<br>**પર્વત વાદી** |
|---|---|
| તડવી સમાજ<br>**હેમંત વસાવા** | ડુંગરાભીલ<br>**મનીષ રોહિત** |

# પ્રસ્તાવના

પ્રસ્તુત પુસ્તક અંતર્ગત સાંસ્કૃતિક અને માનવશાસ્ત્રીય અધ્યયનમાં રાઠવા, નાયકા, તડવી, ડુંગરીભીલ સમાજો વિશે ઉપયોગી અને પ્રકાશ પૂરો પાડે એવી માહિતી મળે છે. પ્રસ્તુત દરેક સમાજ પાસે ગોત્ર, રિવાજો, માન્યતાઓ, કૌટુંબિક, સામાજિક પરંપરાઓ, આર્થિક વ્યવહારો, ભાષા, સાંસ્કૃતિક કલાકીય જીવંત પરંપરાઓ સાથે આધુનિકતામાં પ્રવેશી જીવનક્રમ ધપાવવાની ધગશ છે.

પ્રથમ પ્રકરણમાં જે તે સમાજના ભૌગોલિક નિવાસનું, ઐતિહાસિક, સાંસ્કૃતિક વર્ણન ં વિગતવાર આપ્યું છે. જે તે આદિવાસી સમાજના ગોત્ર, ખાસિયતોના જાણકાર લોકોને પૂછીને એકત્ર કરી માહિતી લખી છે. અહીંથી સ્થળાંતર થઈ લોકો અન્યત્ર ક્યાંક વસ્યા છે તેની માહિતી પણ આપી છે. આ સમાજના વ્યવસાયો, જીવનરીતિ અને રિવાજોનું સવિગત આલેખન છે. આ સમાજમાં ચાલતા વિધિઓ જેવીકે જન્મ, લગ્ન, મૃત્યુ, જંગલ, નદી, કૃષિ, પશુ-પક્ષીસંબંધી માહિતી આપી છે. સમાજની ઉત્પત્તિ અંગેની કથાઓ, ગીતો પણ સમાવ્યાં છે.

બીજા પ્રકરણમાં માન્યતા-આસ્થાનું વિવરણ છે. દેવત્વનો ખ્યાલ, પૃથ્વી, આકાશ પાતાળના દેવ-દેવી, કુટુંબનાં દેવ-દેવી, ગામનાં દેવ-દેવી, કૃષિના દેવ-દેવી, બાળકોના દેવ હોય તો તેના નામની વિગતો છે. કોણ પૂર્વજ ગણાય ? સ્ત્રીને પૂર્વજ ગણાય ? રોગ, મૃત્યુના દેવ-દેવી, ડાકણપ્રથા, ડાકણ સાથે વ્યવહાર, પ્રજનન સંબંધી માન્યતા, રજસ્વલા અને માતૃત્વધારી, વિધવા કે એકલી સ્ત્રી વિશે માન્યતાઓ, સત, અસત, ઈષ્ટ અને અનિષ્ટ તત્ત્વોની સમજ, શુભ અશુભ, પશુ પક્ષી, વ્યક્તિ, સમય, સ્થળ, પ્રાકૃતિક, આકાશીતત્ત્વો, પદાર્થો, ભુવા, બડવા, ભગતને પૂછીને મેળવી અત્રે આલેખ્યા છે. વેર, વેર વસૂલાત કરવામાં વ્યક્તિ, કુટુંબ કે સમાજનો સાથ છે કે કેમ એનો ઉત્તર પણ મળે છે. ખૂન, પાપ ભાવના, પશ્ચાતાપના વિધિ ઉપરાંત પવિત્ર અપવિત્રની માન્યતા પણ સમાવી છે. ઉપવાસ, વ્રત, ઉજાણી, ઉત્સવ પ્રસંગે ખાનપાનની માન્યતાઓ આવરી લેવાઈ છે. મૃત્યુ પછી જીવનની

માન્યતા, નવા અવતાર વિશેની માન્યતાનું વિવરણ છે. આહાર, વિહાર, પ્રવાસ, સ્થળાંતર, નવા સ્થળ પર નિવાસ બાબતે માન્યતાઓની વિગતો છે. સ્થાનિક અને પરદેશી કોને ગણાય, આદિવાસી કે ઇતર વિશેની સમજ, સરકાર, સરકારી તંત્ર જેમકે ફોરેસ્ટ, રેવન્યુ, પોલીસ, વગેરે. રાજાશાહી, લોકશાહી અને આઝાદી વિશે પોતાની સમજ પણ અહીં મળે છે.

ત્રીજા પ્રકરણમાં કૌટુંબિક અને સામાજિક પાસાનું વિવરણ કરવામાં આવ્યું છે. કુટુંબનાં લક્ષણો, સમાજનાં લક્ષણો, અન્ય સમાજો સાથે ઊંચનીચનાં ધોરણ, ખાનપાનનો વ્યવહાર કેવો અને કોની સાથે હોય તેનો ઉત્તર પણ મળે છે. સંપત્તિ અને મિલકતનો, વારસાઇ, દેવું, ઢોર-ઢાંખર, અધ્યાત્મ, લૌકિક વિદ્યા, કલા, કસબની વારસાઈ વિશેની સમજ અને તેની પરંપરા વિશે અહીં જાણકારી મળે છે. વસ્તુ, પશુ કે નાણાની લેવડ-દેવડમાં થતા કરારોનું સ્વરૂપ લિખિત કે મૌખિક છે, તે પણ અત્રે જાણવા મળશે. વિવાદના ઉકેલ, ન્યાય પરંપરાનાં ધોરણો, પંચની રચનાનાં ધોરણો, સામાજિક અને સરકારી ક્ષેત્રોની સમાનતા અને ભેદ વિશેની સમજ અહીં છે. વ્યક્તિગત અને સમાજગત મૂલ્યો, આધ્યાત્મિક, ધાર્મિક કે અન્ય મૂલ્યો, એ મૂલ્યોનાં ધોવાણ કે જાળવણી અંગે લોકોની માન્યતાઓ અહીં દર્શાવવામાં આવી છે. લગ્ન આંતરજાતીય કે બાહ્યજાતીય છે ? બાહ્યજાતીય લગ્ન માન્ય ગણાય છે ? બહારની છોકરીઓ આ સમાજમાં લગ્ન કરે છે કે માત્ર છોકરીઓ જ અહીંથી બહાર લગ્ન કરે છે ? તેના ઉત્તરો પણ છે. લગ્ન નક્કી કરવાનાં ધોરણ અને પ્રક્રિયા, લગ્નવિધિ વિશે ઝીણી વિગતો છે. સ્ત્રીનો મોભો શો છે? મહત્વના મુદ્દાઓ વિશે સ્ત્રીઓના અભિપ્રાય લેવાય છે? અપરિણત માતૃત્વ-પિતૃત્વ વિશેની સમજ, તેનો સ્વીકાર છે કે અસ્વીકાર ? તે સાથે કોઈ શિક્ષા કે દંડ ? વૈધવ્ય - પુનઃલગ્ન વિશે શી માન્યતાઓ છે તેની માહિતી રજૂ કરી છે. પુરુષ કે સ્ત્રી સંતાનનો કુટુંબમાં કે સમાજમાં શો મોભો છે તેની ખબર લખાણમાંથી મળે છે.

ચોથા પ્રકરણમાં હુન્નર, કૌશલ્ય, કલા, સાહિત્યની અત્યારની સ્થિતિએ માહિતી ઉદાહરણો સહિત લખવામાં આવી છે. આવડતો, હુન્નર, કસબ,

કલા અને સાહિત્ય વિશે આ પ્રકરણ રસપ્રદ માહિતી આપે છે. આજે પણ પરંપરાઓ જીવતી છે. તેમાંથી જ આ સમાજ આજીવિકા અને આનંદ મેળવે છે. રોજિંદા જીવનમાં, ઉત્સવ કે અન્ય પ્રસંગે કલા અને સાહિત્ય જેવી બાબતો સૌ આદિવાસી સમાજોમાં કેન્દ્રીય સ્થાને છે. ખેતીકામ, મજૂરી કે રસ્તામાં અવરજવર કરતાં, ઢોર ચારતાં, કોઈ ગીતો કે વાર્તાઓ ગાય કે કહીને લોકો જીવનનો ઉલ્લાસ પામે છે અને થાક દૂર કરે છે. કલા, સાહિત્યનો આજીવિકા સાથેનો સંબંધ ભાવનાત્મક અને આર્થિક છે. ગીત, સંગીત, સંગીતવાદ્યો, વાદ્ય નિર્માણ કરવાની પદ્ધતિઓ, સામગ્રી, નિર્માણનો સમય, વાદ્યવાદનનું શિક્ષણ કોણ આપે, કોણ લે, તેનાં ધોરણો, માન્યતાઓ ઉંડાણપૂર્વક વર્ણવાયાં છે. નૃત્ય, તેના પ્રકારો, પ્રસંગો, ખાસ નૃત્ય પ્રકારને પોતાની ઓળખ તરીકે ગણાય છે કેમ તેની જાણકારી મળે છે. સમાજમાં નાટ્ય કે વેશ છે ? ક્યારે ? કોના દ્વારા ? અને કયા હેતુથી તે ભજવાય છે ? તેના પ્રકાર, વિષય, પાત્ર, વેશભૂષા, ભજવણીનો સમય, પ્રસંગ વગેરની માહિતી છે. નવા કલાકારોને તાલીમ કોણ, ક્યારે, કેવી રીતે આપે છે. ચિત્રકળા થાય છે ? ક્યારે ? કોઈ વિધિ સાથે ? એ વિધિ સાથે સંકળાયેલ મૌખિક પરંપરા હોય તો તેનું આલેખન આ પ્રકરણમાં છે. શિલ્પ, કાષ્ઠ કે અન્ય માધ્યમોમાં શિલ્પકળા, ઘરોનું સ્થાપત્ય, કોણ ઘર બાંધે  તેને લગતી પરંપરાઓની જાણકારી અહીં મળશે. ભોજનનાં, શ્રમનાં, સાટાનાં કે જુદાં જ મહેનતાણાંથી કયાં કામ થાય છે ?  ખેતીમાં, કૂવા ખોદવામાં કે અન્ય કોઈ મોટા કામમાં શ્રમ બાબતે ગામનાં અન્ય સભ્યો કેવી રીતે પરસ્પરને સહાય કરે છે ? વાર તહેવારે કે સવાર સાંજે આ સમાજમાં આનંદ કે મનોરંજનની રીતો, રમતોનાં નામો પણ મળે છે. સમાજની ભાષાનું નામ, પડોશી સમાજો આ ભાષાને કયા નામે ઓળખે છે તે પણ જાણવા મળે છે.  આ સમાજનાં ગીત, વાર્તા, સૃષ્ટિ નિર્માણની કથાઓ, મૌખિક કે લેખિત સાહિત્ય હોય તેનું અંકન પણ અહીં છે.

પાંચમા પ્રકરણમાં શરીર અને સ્વાસ્થ્ય સમજ, તંદુરસ્તી, માંદગી, સ્વચ્છતા અને ગંદકી, રોગો અને તેની માન્યતાઓ ઉપરાંત ભૂવા, બડવા, ગોરા, ભગતની સાજા થવામાં મળતી મદદ, દવા કે મંત્રની માહિતી સમાવાઈ છે.

છઠ્ઠા પ્રકરણમાં આદિવાસી સમાજ આધુનિકતા અને વૈશ્વિકકીરણની કેવી અસર હેઠળ છે તેની જાણકારી છે. પલટાતા પરિવેશનાં લક્ષણો, જેમકે ખાનપાન, પહેરવેશ, લગ્નપ્રથા, આજીવિકા વગેરેમાં કેવાં છે તેનું ચિત્ર મળે છે. જંગલ સાથેનો સંબંધ છેલ્લાં સો વર્ષોમાં કેવો અને કેટલો બદલાયો, જંગલની પેદાશ, જંગલની જમીન, પરંપરાગત હક્કો, સાંસ્કૃતિક હક્કો, વગેરે બાબતે સમાજ અને સરકાર સાથેના બદલાતા સંબંધોની ભાત અહીં મળે છે. કૃષિમાં બદલાવ, અમુક નવું અનાજ ખેતીમાં આવ્યું, અમુક અનાજ ગયું. કલા, સંસ્કૃતિ, ભાષા, પરંપરામાં આવતા બદલાવનું સ્વરૂપ, શાહૂકાર, પડોશી સમાજો સાથેના બદલાતા સંબંધોનું વર્ણન મળશે. જૂની અને યુવા પેઢીની પોતાની ઓળખ અને વિચારો  કેવા છે, શિક્ષણ, કલા વિશે આ સમાજના સ્ત્રીવર્ગ અને યુવાવર્ગમાં માન્યતાઓ, બદલાતી અટકો, જ્ઞાતિઓ, આસ્થાનું બદલાતું સ્વરૂપ અને પડોશી સમાજોના ધર્મનો સ્વીકાર કેટલા અંશે છે, પોતાના સમાજ અંગેની ભૂતકાળની કથાઓ પણ અહીં પ્રાપ્ત છે.

જે તે વિસ્તારમાં આવેલ મોટી યોજનાઓ, તેની અસરો, તેમનો પ્રતિભાવ, દા.ત. વિકાસના પ્રકલ્પો, જેવા કે ડેમ, વસાહતો, લોકોનાં સ્થળાંતરો વગેરે. અહીં કોઈક સ્વૈચ્છિક સંસ્થાઓ કાર્યરત છે ? કયા ક્ષેત્રોમાં કાર્યો કરે છે? કેટલા લાભાર્થીઓએ કયો લાભ લીધો છે? પોતાની બદલાતી ઓળખ સામેના પડકારો કયા કયા છે ? તે અંગે તેમણે પોતાનો અવાજ રજૂ કરવા કોઈ પ્રયત્નો કર્યા છે ? પોતાની ભાષા કોઈક શૈક્ષણિક માધ્યમ તરીકે વપરાય છે ? અન્ય ભાષામાં ભણતાં બાળકો, યુવાનોને કેવો અનુભવ થાય છે ? ચારે બાજુ એમની પોતાની ભાષાનો ઉપયોગ ઘટી રહ્યો છે ? આ અવાકપણા સામેનો પ્રતિભાવ શો છે ? આપોઆપ આવતું પરિવર્તન પોતાને ગમે છે ? આ માટે માહિતી મેળવવા યુવાનો, મહિલાઓ, આધેડ અને વૃદ્ધોની મુલાકાતીઓને મળીને વિગતો મૂકેલ છે.

આમ ઉપરોક્ત વિશિષ્ટ અને સામાન્ય પ્રકારની માહિતી રાઠવા, નાયકા, તડવી અને  ડુંગરાભીલ, સમાજો વિશે ક્ષેત્રકાર્યમાંથી મળી તે પ્રસ્તુત કરી છે.

પૂર્વ જાણકારી, મુલાકાત, કિંવદંતીઓના સ્વરૂપે પ્રાપ્ત થયેલ છે. માનવશાસ્ત્ર જટિલ વિષય છે. આ વિષયના અભ્યાસીઓને અહીંથી પુષ્કળ સામગ્રી મળશે એ નક્કી છે. મૌખિક પરંપરા, માન્યતાઓ, વિધિઓ, અધ્યાત્મ, શરીર, પ્રજનન સંબંધી ખ્યાલો, રક્ત, પ્રસૂતિ વખતની બાળકની નાળનો વિધિ, મરણોત્તરવિધિઓ, ગોત્રપ્રણાલી, ખાનપાનની વિશિષ્ટ આદતો, સંસ્કૃતિ, ભાષા, નૃત્યસંગીત, ચિત્ર, શિલ્પ, ખેતી, ઘરબાંધણી વગેરે તમામ બાબતે મળતી તટસ્થ વૈજ્ઞાનિક બાબતો પરથી માનવશાસ્ત્રીય તારણો  કઢાય છે.

પ્રસ્તુત માનવશાસ્ત્રીય અધ્યયન સમાજની અંદરના વ્યકિતએ પહેલવારકું કર્યું છે તે જે તે સમાજના ઉપયોગ માટે છે. વધુ આગળના અભ્યાસોને ઘણો અવકાશ રહેલો છે. આ સમાજોમાં સાક્ષરતા છેલ્લાં પચ્ચીસ વર્ષોમાં ઠીક પ્રમાણમાં થઈ છે. તેથી એ સમાજના પહેલી પેઢીના સાક્ષરોએ આ માહિતી એકત્ર કરી છે તેનું ઘણું મહત્ત્વ છે. પુસ્તકના આયનામાં આ સમાજો પોતાને જોશે અને આધુનિકતા સાથેનો ક્ષતિરહિત મુકાબલો પોતાની રીતે કરશે. એ રીતે લોકતંત્રના મૂળિયા ઊંડાં થશે એવી શ્રધ્ધા છે. ભાષાકેન્દ્રે જે તે સમાજમાં ક્ષેત્રકાર્ય કરાવી આ અભ્યાસ સંપન્ન કર્યો. આવા અભ્યાસો દરેક સમાજના, દર દસ-વીસ વર્ષે કરવામાં આવે તો આદિવાસી સંબંધી સામાજિક જ્ઞાનભંડાર મોટો બનશે.

છોટાઉદેપુર જિલ્લાના અને બીજા આદિવાસી સમાજોનો સાંસ્કૃતિક અને માનવશાસ્ત્રીય અભ્યાસ ૨૦૧૫-૧૬ના વર્ષ દરમ્યાન ટ્રાઇબલ સબપ્લાન, છોટાઉદેપુર હેઠળ થયો. સમગ્ર વર્ષ દરમ્યાન આ કાર્યમાં  મળેલ પ્રોત્સાહન બદલ પ્રોજેક્ટ એડમિનીસ્ટ્રેટર શ્રી જી. બી. સોલંકીનો હાર્દિક આભાર વ્યક્ત કરું છું.

કાનજી પટેલ
ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર
વડોદરા

# રાઠવા સમાજ



## જાતિ

અન્ય જાતિઓની જેમ રાઠવામાં પણ જાતિનું સ્થાન મહત્ત્વપૂર્ણ છે. રાઠવા હોવાનું પોતે ગૌરવ અનુભવે છે. એમનાથી ઉંચી  નીચી જાતિના લોકોને પણ આદરથી જ વર્તે છે. સામાજિક કાર્યોમાં સમાજના લોકો જ આગેવાની લે છે. બધા રાઠવાઓને પોતાના જ સમુદાયની વ્યક્તિ માને છે. તેઓમાં પરસ્પર બંધુત્વની ભાવના હોય છે. જો અપરિચિત વ્યક્તિ અન્ય જાતિની હોય તો તેને આદર આપે છે.

### પેટા જાતિ

રાઠવાઓને પણ કેટલીક અલગ અલગ પેટાજાતિઓથી ઓળખવામાં આવે છે. તેમાં નાની નાત રાઠવા, રાઠવા, કોલચા, બારિયા, હોયા, કોળી વગેરે પેટાજાતિઓથી ઓળખે છે. પરંતુ મૂળે તેઓ પણ રાઠવા જ છે. સમાજમાં થોડા ઉંચા ગણાવા માટે આર્થિક રીતે થોડા સધ્ધર વ્યક્તિઓ પોતાને બારિયા તરીકે ઓળખાવતા હતા. પણ સમય જતા તેઓને ખ્યાલ આવ્યો. તેથી તેઓ ફરી રાઠવા તરીકે ઓળખાવતા થયા. તેઓના વિધિ વિધાન રીતરિવાજો બધું રાઠવા જેવું જ છે. આમ ઉપર મુજબની પેટાજાતિઓ મૂળે રાઠવા આદિવાસી જ છે. મુંબઈ ગેઝેટીયર ૧૮૨૫માં નોંધ્યું છે કે રાઠવાઓ મધ્યપ્રદેશના માડવા નજીક અલીરાજપુર પાસેના રાઠ વિસ્તારમાંથી આવ્યા છે. એટલે રાઠવાઓનું મૂળ વતન રાઠ વિસ્તાર છે તેમ કહી શકાય. સરકારનો આદિવાસી વિભાગ, ટ્રાઈબલ સબપ્લાન અને એન.જી.ઓના અધિકારીઓ શિક્ષણ આપવા માટે આવતા હતા.

રાઠવા આદિવાસીઓને વિસ્તાર પ્રમાણે રાઠવા, રાઠિયા, રાઠયા, રાઠી, રાઠવો,

નાની નાતિયા, મોટી નાતિયા, મોટીભોંયા, કોળી, કોલચા, ભીલડા, ભીલ, ભીલાલા, હોયા, બારિયા, પાલિયા, પાલવાસી  જેવાં નામોથી આજુબાજુના લોકો તેમની ઓળખાણ કરે છે. દા.ત. પાવીજેતપુર વિસ્તારના રાઠવાઓ છોટાઉદેપુરના રાઠવાઓને રાઠવા તરીકે ઓળખે છે. જ્યારે છોટાઉદેપુરના રાઠવાઓ પાવી જેતપુર વિસ્તારના રાઠવાઓને બારિયા તરીકે ઓળખે છે. અંતે બધા રાઠવા જ છે.

'પાલના રાઠવા' (૧૯૭૭)માં શ્રી શંકરભાઈ સોમાભાઈ તડવી નોંધે છે કે પ્રજાનાં નામ ઘણીવાર રહેઠાણના પ્રદેશ ઉપરથી પડે છે. છોટાઉદેપુરનો પ્રદેશ 'રાઠ' વિસ્તાર તરીકે ઓળખાય છે. એટલે 'રાઠ' પ્રદેશના રહેવાસી તે રાઠવા, રાઠવા નામ રાઠ વિસ્તાર ઉપરથી પડ્યું હશે.

બીજું તેઓ નોંધે છે કે રાઠવા જાતિ ઈ.સ. ૧૯૪૯ સુધી કોળી નામે ઓળખાતી હતી અને ઈ.સ. ૧૯૫૧ માં આ કોળી નામે રાઠવા શબ્દ સરકારી દફતરે લખાવા લાગ્યો અને ત્યાર બાદ રાઠવા શબ્દ  ઈ.સ. ૧૯૭૧ની વસ્તી ગણતરીમાં કોળીની રાઠવા તરીકે ગણના થવા લાગી.

રાઠવા શબ્દ રાઠોળ, રાષ્ટ્રીય કે રાષ્ટ્રકૂટો ઉપરથી આવ્યો હોવાનો કે છોટાઉદેપુરના રાઠ પરગણાં ઉપરથી આવ્યો હોવાની સંભાવના છે.

ભાષાશાસ્ત્રીય જ્યોર્જ ગ્રિયર્સન લિંગ્વીસ્ટીક સર્વે ઓફ ઈન્ડિયાના (૧૯૦૭) નવમા ગ્રંથમાં રાઠવા જાતિ વિશે ઉલ્લેખ કરતા નોંધે છે કે ભિલાલાઓ અડધા રાજપૂત અને અડધા ભીલી જાતિનું મિશ્રણ છે. રાઠવાઓ તેનું નાનું પેટાજૂથ છે. તેમણે એમ પણ જણાવ્યું કે રાઠવાઓ રેવાકાંઠા એજન્સીના અલીરાજપુરમાં આવેલાં 'રાઠ' વિસ્તારના વતની છે.

ઓસ્ટ્રેલિયા દેશના વિયેના યુનિવર્સિટીના પ્રજાતિશાસ્ત્ર વિભાગના વડા પ્રો. હેકલે રાઠવા જાતિ વિશે નોંધે છે કે ભીલાલાનાં બે પેટાજૂથો છે. જેમાંનું એક 'રાઠવા' છે. જે ગુજરાતના છોટાઉદેપુર જિલ્લામાં વસે છે.

ડૉ. સિદ્ધરાજ સોલંકીના આદિવાસી જીવન અને સંસ્કૃતિ લેખમાં નોંધ્યું છે કે રાઠવા છોટાઉદેપુર જિલ્લાની મુખ્ય જાતિ છે. જે ઝાબુવા, અલીરાજપુર, સેંધવા વિસ્તારમાં બરેલા-ભીલાલાના નામે પણ ઓળખાય છે. બીજું નોંધે છે કે આ આદિવાસી જાતિઓની પોતપોતાના નામે પણ ઓળખાતી એવી તેમની ભાષાઓ છે. દા.ત. ભીલોની ભીલીભાષા, ચૌધરીઓની ચૌધરીભાષા અને રાઠવાઓની રાઠવી ભાષા વગેરે.

અગાઉ અભ્યાસ કરેલ કેટલાક વિદ્વાનો, અભ્યાસીઓ, ભાષાશાસ્ત્રીઓના અભ્યાસને જોતા, રાઠવા સમાજનો માનવશાસ્ત્રીય અભ્યાસ ખૂબ જ મહત્ત્વનો છે. જે અભ્યાસ કરવા મે પ્રયત્ન કરેલ છે. તેમાં રાઠવા સમાજના પૂર્વજોનું જ્ઞાન લઈને જ્ઞાન પિરસનાર બુદ્ધિશક્તિયુક્ત વ્યક્તિઓની પોત-પોતાની તર્કશક્તિ પ્રમાણે તેમના જીવનમાં ઉપયોગી વસ્તુઓનાં નામો, શબ્દો મારા અભ્યાસમાં આવી પડેલ છે. કોઈ પણ વ્યક્તિગત અક્ષર જ્યાં સુધી બીજા અક્ષરો સાથે સંલગ્ન થઈને શબ્દરૂપ ધારણ કરતો નથી ત્યાં સુધી તેની કિંમત આંકી શકાતી નથી. શબ્દ એ અક્ષરોનો સમૂહ છે અને તેને જે ભાવનું અથવા દૃશ્યનું નિરૂપણ કરવું હોય તેના માટે ઉપયોગમાં લેવામાં આવે છે. તાત્પર્ય એ કે શબ્દ મહત્ત્વનો છે. તેની પાછળ વિશિષ્ટ ભાવના, બળ છે. શબ્દને આવી ભાવના અને તેનાથી પ્રાપ્ત થતા બળના, ગૂઢાર્થમાં જોવા જોઈએ. તે રીતે તપાસતા 'રાઠવા' શબ્દ ઘણા મોટા વિશાળ સંદર્ભમાં સૌ કોઈની સમક્ષ ઉપસ્થિત થશે.

રાઠવા આદિવાસીઓ એક એવો સામાજિક સમૂહ છે. એક જ પ્રદેશમાં રહેનારો, સમાન ભાષા બોલનારો સમાજ, રિવાજો અને સંસ્કૃતિનું જતન કરનાર તથા પ્રાકૃતિક જીવન જીવનારો સમાજ છે.

રાઠવા સમાજની જીભે જીવંત પ્રાચીન, ભૌગોલિક, સામાજિક, સાંસ્કૃતિક, આર્થિક, ધાર્મિક અને ભાષિક રીતે જીવનના નાના-મોટા ભાગોમાં સચ્ચાઈથી જીવનઉપયોગી શબ્દામોં રાઠવા સમાજની  ઓળખ અને ખરી ઝલક જણાય છે. આપણે મૂળ સમય નથી જોતા પરંતુ પૂર્વજોએ મૂકેલા શબ્દો પરથી ચોક્કસ

સમય નક્કી થાય એ માટે આપણે આપણા વિસ્તારમાં પૂર્વજોએ નક્કી કરેલા શબ્દો જોઈએ.

| | | |
|---|---|---|
| રાઠ | : | પ્રદેશ તરીકે |
| રાઠિયા | : | વિસ્તાર તરીકે |
| રાઠ | : | કોર્ટ |
| રાઠવા | : | જાતિ તરીકે |
| રાવ | : | ખેતી કરવાની પધ્ધતિ |
| રેવાકાંઠા | : | નર્મદા નદી |
| રેવાકાંછ્યુ | : | પ્રદેશ તરીકે |
| રોયણિયો | : | મહિનાનું નામ |
| રિજોટ | : | જંગલ જમીન |
| રતવા | : | બાળકને થતો રોગ |
| રોડા | : | નાના પથ્થર |
| બાબો રતુમાળ | : | વિસ્તારના સૌથી મોટા દેવસ્થાન તરીકે ઓળખાતો ડુંગર |
| રાણી કાજલ | : | વરસાદની દેવી તરીકે ઓળખાણ |
| રાખો ભાઠી | : | દેવસ્થાન |
| રાયપુરિયો | : | ગામનું નામ અને વિસ્તારની દષ્ટિએ મોટી ઓળખાણ ધરાવતો પહાડ |
| રાહાકુણભી | : | જીવજંતુ -કીડી |
| રાઠવી | : | ભાષા |
| રાંઠળિયા, રાવળિયા, રેતવાળા અને રાઠવા | : | કુળ, ગોત્ર તરીકે |
| રાહો | : | રસ્તો |
| રઘળો | : | ધૂળ અને પાણી ભેગું થાય ત્યારે બનતી જમીનને |

| | | |
|---|---|---|
| રખોળો | : | ધૂળ |
| રાહ | : | ગાયણાની એક કથા |
| રોળા | : | ગરબા જેવાં નૃત્યો |
| રાજ્યા | : | મૈયત વખતનું નૃત્ય |
| રણકળું | : | અવાજ કરવું |
| રોટા | : | રોટલા |
| રળી | : | રડવું |
| રઝળી જવું | : | ખેદાન મેદાન થવું |
| રેસા | : | ફેલ |
| રાંડ | : | સ્ત્રી |
| રાધારડા | : | ગામનું નામ |
| રણાપુર ખુદ | : | ગામનું નામ |
| રિંછિયા | : | ગામનું નામ |
| રાગો | : | સાંધો |
| રાહ | : | દોરી કે દોરડું લંબાઈને ધ્યાનમાં રાખીને |
| રેવલી, રેવલો, રમતિયો | : | સ્ત્રી પુરુષનાં નામો ઉપરથી |
| રાબળી | : | મકાઈની રાબ |
| રોજડી | : | એક પ્રકારનું પ્રાણી |
| રાંતલી, રાતડ, રાતળીયો | : | રંગ ઉપરથી |
| રૉમ | : | પોતાનો પતિ વગેરે |

'મેવાસની લોકસંસ્કૃતિ' ૧૯૭૪માં શ્રી શંકરભાઈ સોમાભાઈ તડવી નોંધે છે કે આદિવાસી વિસ્તારમાં સ્થળ કે ગામના નામ પાછળ ખૂબ મોટું લોકતત્ત્વ રહેલું છે. તે આપણે એક ખેતરના નામ પાછળ કેટલું લોકતત્ત્વ રહેલું છે જે જોઈએ.

ખેતર એટલે જમીનનો સીમિત ટુકડો,
ખેતર એટલે ચાર દિશાના ચાર શેઢાની ચતુઃ સીમા વચ્ચે આવેલો જમીનનો ટુકડો,
ખેતર એટલે ધરતી માતાનો સીમિત ભૂઃ ભાગ,
ખેતર એટલે જીવંત વ્યક્તિ,
ખેતરનો ખૂણો એટલે જીવતરનું પારણું,
ખેતર એટલે જીવના જોખમે જીવને સાચવવાની ધરતી માતા.

ખેડૂતને પોતાના ખેતર સાથે મમતા હોય છે. માતા દીકરાને જે ભાવથી જુએ છે તેવા ભાવથી ખેડૂત ખેતરની તરફ જુએ છે. પોતાની વડીલોપાર્જિત જમીન માટે ઘણા ખેડૂતો જીવનનું બલિદાન આપતા પણ અચકાતા નથી.

દરેક ખેતરને પોતાનું નામ હોય છે. ખેતરનાં નામ તેના કદ, માપ, આકાર ઉપરથી પડે છે. ખેતર વેચનાર કે જાત ઉપરથી નામ પડે છે. ખેતરમાં ઊગતા ઘાસ, વૃક્ષ ઉપરથી નામ પડે છે. ખેતર નજીક કોઈ સ્થળ કે દેવસ્થાન હોય અથવા રસ્તો કે ગામ હોય તેના ઉપરથી ખેતરનું નામ પડે છે. વળી કેટલાંક નામો તો એવા હોઈ છે કે જેના નામનો અર્થ મળતો નથી.

- પાણીને લીધે પડતાં નામ
- કૂવો હોય તો કૂવાના નામ પરથી
- સ્થળના ઇતિહાસવાળા નામ પરથી

આમ ઉપરોક્ત ખેતર શબ્દનો લોકતત્ત્વ આપણે જોયા તે પ્રમાણે પૂર્વજોના સર્જનના શબ્દોને, તેનાં તત્ત્વોને વર્ણવીને જોઈએ તો વધારે ખ્યાલ આવશે. ખરેખર તેને અભ્યાસરૂપમાં લેવા જોઈએ. મને લાગે છે કે આ શબ્દો માટે કોઈક શબ્દના લોકતત્ત્વોનું ઝડપી કામ ઉપાડશે.

કહેવાય છે કે શબ્દોનો ઇતિહાસ એટલે માનવસંસ્કૃતિનો ઇતિહાસ છે. ઉપરોક્ત શબ્દોમાં એવું ન સમજો કે ‘ર’ અક્ષર બનેલા શબ્દને રાઠવા કહેવાય.

પરંતુ મારા અભ્યાસ પ્રમાણે 'ર' અક્ષરના ગામવાળા કેટલાક શબ્દો આ વિસ્તારના છે. જેવાં કે રિંછિયા, રણાપુર, ખુર્દ, રાછારડા, રાયસીંગપુરા જેવાં કેટલાંક ગામો છે. જે ગામમાં હોળીના સમયે ચૂલના મેળા થાય, ઘેરૈયા બને. આ મેળામાં ખાસ પુંજારો, પટેલ, ગામ આગેવાન દિવાસળી વિના લાકડા ઘસીને અગ્નિ ઉત્પન્ન કરવી અને લાકડા સળગાવીને તેના ઉપર માનતા લેનાર વ્યક્તિને ચાલવું. આમાં ખાસ જોવા મળે છે કે વધુ 'ર' નામનાં ગામોમાં જ આ ચૂલ મેળા થાય છે. આ પૂર્વજોએ મૂકેલ એક પ્રાચીન પરંપરાનું જ્ઞાન છે.

બીજો એક અક્ષર 'ર' ઉપર છે. બાબા પિઠોરા લખાણ પાણગું અને ઈંદની કથાની અંદર બળવો 'રાહ' એટલે ગાયણાં હોય છે. ત્યાર બાદ બીજાં ગાયણાં ગાય છે. આમ એક-એક ગીત ગાઈ તેને 'રાહ' કહેવાય છે અને તે ત્રણ દિવસ ચાલે તેટલું લાંબું હોય છે. તેની સાથે બીજો શબ્દ જોયો 'રાહ' એટલે કે દોરી દોરડું કહેવાય છે. આ ગાયણાં જે રીતે લાંબું છે તે જ રીતે દોરી કે દોરડું લાંબું છે. તે પણ પૂર્વજોએ મૂકેલ જ્ઞાન છે.

ઉપરોક્ત એક-એક શબ્દનો ખૂબ મોટો ઈતિહાસ બને છે. તેમાં સમાજની ઓળખ અને અનેક શક્તિઓ અભિપ્રેત  છે. આ એવા શબ્દો સાંભળી શકાય કે ત્યાં તેની ઓળખ જ નક્કી થઈ જાય. આ ઓળખ જ તેના પારંપારિક જ્ઞાનના શબ્દોને પૂર્વજોએ સર્જેલા શબ્દો અને મૂળ રહેઠાણની જગ્યા પ્રગટ કરે છે.

રાઠવા સમાજનાં અઠવાડિક વારનાં નામો પણ તેમની જ ભાષા અને વિસ્તાર પ્રમાણેની ઓળખરૂપ જોવા મળે છે.

સોમવાર : રાયપુરિયો, કંવાટિયો (કવાંટના હાટ પરથી)
મંગળવાર : પાડુંરિયો (પાનવડ હાટ, પાંડુ માટી ઉપરથી)
બુધવાર : ગુજરી
ગુરુવાર : હાટ

શુક્રવાર : ઝોઝિયો (ઝોઝ હાટ ઉપરથી)
શનિવાર : થાવરિયો, થાવર, ઉદોપરિયો (છોટાઉદેપુર હાટ ઉપરથી)
રવિવાર : દિતવાર, નવો પાનવડિયો (આદિત્ય ઉપરથી)

આગળ જોઈએ તો તેઓની દિશાઓનાં નામ પણ ઓળખાય છે.

ઉત્તર : પાવેથું (પાવાગઢ ઉપરથી)
દક્ષિણ : રેવાકાંછ્યું (નર્મદા નદી ઉપરથી)
પૂર્વ : ઊગમણો (સૂર્ય ઊગે તેના પરથી)
પશ્ચિમ : બૂડમણો (સૂર્ય આથમે તેના પરથી)

વધુ જોઈએ તો તેઓના ગુજરાતી મહિનાનાં નામ પણ પોતાની ઋતુ પ્રમાણેનાં છે.

દા.ત. ગુજરાતી મહિનો જેઠ – રાઠવાઓ તેને રોયણિયો તરીકે ઓળખે છે. ખાસ રોયણ વૃક્ષ પરથી એટલે કે તેના ફળ જેઠ મહિનામાં પાકી જાય તેથી તેને રોયણિયો તરીકે ઓળખવામાં આવે છે. આવા દરેક મહિનાના નામ સાથે તેઓએ તેમનો ભાવ પ્રગટ કરેલ છે. આ શબ્દોને જોતાં એક જાતિ અને સમાજ બને છે. તે પરથી ઘણા બધાં સમાજોનાં નામો જોવા મળે છે. અને તેમાં જ તેનો ઇતિહાસ બને છે. વધુ જણાવતા ઉપરોક્ત એક એક શબ્દનો ખૂબ મોટો ઇતિહાસ બને છે. તેની ઓળખ અને સમાજની અનેક શક્યતાઓ અભિપ્રેત થાય છે. આ એવા શબ્દો છે કે ત્યાં તેની ઓળખ જ નક્કી થઈ જાય છે. પૂર્વજોએ સર્જેલા શબ્દ, મૂળ રહેઠાણની જગ્યા એ જ ઓળખ પ્રગટ થાય છે.

આપણે વિચારીએ કે આપણા પૂર્વજો કેવા હતા ? કેવી રીતે રહેતા હતા ? તેમના રીત-રિવાજો કેવા હતા ? તે વખતની સમાજ વ્યવસ્થા કેવી હતી ? તેમની સ્થળલક્ષી વિચારસરણી કેવી હતી ? આ જવાબોમાં આપણે ભૂતકાળ

કે ભવિષ્ય જોઈ શકીએ છીએ. અને તેમાં ખાસ વાસ્તવિકતા બંધાયેલી છે. તેથી મારી ધારણા કદાચ ખોટી પણ પડે. પરંતુ વાસ્તવિકતાના બનાવો સર્જેલા શબ્દોનો ઊંડો અભ્યાસ થાય ત્યારે પણ 'રાઠવા' શબ્દ બહાર આવે અને રાઠવા જાતિ તરીકેની એક ઓળખ મળે છે.

પાલ પ્રદેશમાં વધારે સંખ્યામાં વસતી રાઠવા જાતિમાં બારિયા, કોળી એવાં મોટાં ગોત્ર/જૂથો કે સમાજો આવેલા છે. ત્યારે મારું એક જ મંતવ્ય છે કે તેમના ત્રણેના ગોત્રોને તપાસતા તેમાં-

રાઠવા ગોત્ર : મુડારિયા
બારિયા ગોત્ર : મુડારિયા
કોળી ગોત્ર : મુડારિયા

આ સમાજમાં એક જ સરખાં કેટલાંક ગોત્ર હોવાથી રાઠવા સમાજ જ છે તેવું નક્કી થાય છે. વધુ તપાસતાં જણાય છે કે રાઠવા, બારિયા અને કોળી સામ -સામે બેટી વ્યવહાર કરે છે. તેથી પણ તે રાઠવા સમાજ છે. તેમાં ખાસ જોઈએ તો જન્મ, લગ્ન, મૃત્યુ, જંગલ, નદી, ખેતી, વિધિ-વિધાન, પાલન, તહેવારો પ્રસંગો, ઉત્સવો, મેળા વગેરેમાં તેમની એક જ પ્રકારની વિધિ પૂંજારો કરાવે છે.

'પાલના રાઠવા' પુસ્તકમાં શંકરભાઈ સોમાભાઈ તડવી નોંધે છે કે છે કે રાઠવાઓમાં રાઠવા કોળી અને બારિયા એવા પેટાજૂથો જેવું જોવા મળતું નથી. આ બધી જાતોમાં એક સરખા ગોત્ર મળે છે. જેને તેઓ નાત કે જાત તરીકે ઓળખે અને ઓળખાવે છે.

રાઠવા જાતિની પેટા અટકો, નાતો કે જાતો આ પ્રમાણે જોવા મળે છે. ગોત્ર, વ્યક્તિનાં કાર્યો, સ્થળ, સમય, રિવાજ કે કોઈ કારણથી જે તે કુટુંબ કે વ્યક્તિની ઓળખથી ગોત્ર નિમાર્ણ પામે છે. ગોત્રોનું સમાજમાં ખૂબ મહત્ત્વ હોય છે. એક જ કૂળ કે ગોત્રમાં લગ્ન પણ થઈ શક્તું નથી. દા.ત કોઈ વ્યક્તિ

ગામમાં પૂજા વિધિનું કામ કરતી હોય સમય જતાં પૂજાનું કામ વારસાગત આવે એટલે તે કુટુંબની ઓળખ પૂંજારા ગોત્રથી  થવા લાગે છે. આવા દરેક ગોત્રનાં અલગ અલગ ઉદાહરણો છે. નીચે જોઈએ રાઠવા સમાજનાં કેટલાંક ગોત્રો.

(૧) કટોલિયા (૨) કનાસ્યા, કનાસીઆ (૩) કળસ્યા (૪) કીચડિયા (૫) કિરાળિયા, કિરાળ, કોલિયા (૬) ખુટયા-ખુટિયા (૭) ગમારિયા (૮) ગોંડમંડા (૯) ચંઘોળ (૧૦) સુવાણિયા, ચુવાણ, ચૌહાણ (૧૧) ચૌધરી (૧૨) ચોધરિયા (૧૩) છતીહા (૧૪) જમોરા, જમોરિયા (૧૫) ડામોર, ડોમરા, ડોમરિયા (૧૬) ડીમચ્ચા (૧૭) ડોડવા, ડોળવા (૧૮) તડવી, તડવલા, વળવલા (૧૯) ઘારવા (૨૦) નાહર (૨૧) નિંગવાળિયા (૨૨) પરમાર (૨૩) પૂંજારા (૨૪) ફળિયા (૨૫) ફુવડિયા (૨૬) બામણિયા (૨૭) બારિયા (૨૮) બંડોડિયા (૨૯) ભાભરિયા (૩૦) ભંડાર (૩૧) ભીંડોલિયા (૩૨) ભૈડિયા (૩૩) મકવાણ (૩૪) મળિયા (૩૫) મસાણિયા (૩૬) મેંતા (૩૭) મોરિયા (૩૮) મોહાળિયા (૩૯) રાઠળિયા, રાઠોળ (૪૦) રાવતિયા (૪૧) લુવારિયા (૪૨) વાહકળિયા (૪૩) વિહકિયા (૪૪) સિમળિયા (૪૫) સાદરિયા (૪૬) સહતિયા (૪૭) સિમયા (૪૮) હમળિયા (૪૯) હરાયા (૫૦) હિમલિયા (૫૧) અવાય (૫૨) ઓહરિયા (૫૩) મુડારચા (૫૪) ખવાસિયા (૫૫) ભીલ, ગરાસિયા (૫૬) પટેલિયા

રાઠ વિસ્તારમાંથી કેટલાંક ગોત્ર-કૂળ માટે કેટલાંક નામ મળે છે. જે જોતા આપણને વધુ ખ્યાલ આવશે.

છોટાઉદેપુર જિલ્લાના પાદરવાંટ ગામના રાઠવા ગોવિંદભાઈ કાગડાભાઈ ઉંમર ૪૫ વર્ષ, તેઓ ડામરિયા ગોત્રના છે. તેમના ગામમાં બીજા બામણિયા, ઓળિયા, કનાસિયા, ડીમસા અને તળવલા ગોત્રના લોકો રહે છે. તેમાં ડામરિયા ગોત્ર પહેલાથી જ આ ગામમાં વસતા હતા. અને ત્યાર બાદ બીજા પછીથી બીજા વિસ્તારમાંથી આવેલા તેમ કહેવાય છે. કહેવાય છે કે તે સમયમાં ડામરિયા ગોત્રનું બાળક રમતું હતું. તેને કોઈ ઉઠાવી લઈ ગયું હતું. એને ભીલ રાજા કે ખૂબ મોટો આગેવાન બનાવેલો. બીજું કે પાદરવાંટ નામ

આ ગામમાં પાદર એટલે ખુલ્લી જગ્યા ખૂબ જ હતી. તેથી તે ગામનું નામ પાદરવાંટ આપ્યું હતું. આ ગામ ઓરસંગ નદીના કિનારે આવેલ છે.

અછાલા ગામના ઝીણાભાઈ દલસુખભાઈ રાઠવા, ઉંમર ૩૮ તે ખવીશ્યા ગોત્રના છે. તેમના ગામમાં પૂંજારિયા, બોબડિયા, પટેલિયા ગોત્રો રહે છે. તેમાં ખવીશ્યા ગોત્ર પાણીની શોધમાં વચલીભીંતથી આવ્યા હતા. અછાલા ગામની વસ્તી ખૂબ ઓછી હોવાથી તેઓ ત્યાંજ રહેવા લાગ્યા. થોડા સમય ત્યાં રહ્યાં અને ખેતી સારી ન પાકવાથી તેઓ વિજોલ ગામમાં ગયા. તેમાંથી પાછા અડધા એ ત્યાં વસવાટ કર્યો અને બીજા પાછા અછાલા ગામમાં આવીને રહ્યા. તેમાંથી કેટલાક પાવી જેતપુર તાલુકાના ગામડામાં ગયા.

ખવીશ્યા ગોત્રની કહેવત છે કે જે તે સમયે કોઈ તેમને અજાણતાથી ઝેર ખવડાવ્યું હતું. પરંતુ તેમને ઝેર ન ચડ્યું તેથી તેમની ખાવધરા એટલે ઝેર પચાવનાર, ખવીશ્યા ગોત્ર તરીકે ઓળખાણ થઈ. તેઓ આજે કોરાજ ડુંગરની તળેટીમાં અછાલા ગામમાં રહે છે. કોરાજ ડુંગરના અછાલા વિસ્તારમાં પૂરાણી લિખિત ચિત્રોની ગુફા આવેલી છે. તેનો ઈતિહાસ ખૂબ મોટો છે. તેને તપાસવો જોઈએ. વધુમાં તેઓએ જણાવ્યું કે રાજા વાંઝિયો હોવાથી તેની બીજી પત્ની તરીકે મલાજા ગામની સ્ત્રીને રાખવામાં આવી હતી. તેથી તેનો વંશવેલો આ સમાજમાંથી છે.

રંગપુર સઢલી ગામના દેસીંગભાઈ ચેલિયાભાઈ રાઠવા, ઉંમર ૩૨, તેઓ કળશિયા ગોત્રના છે. તેમના ગામમા તડવલા, બામણિયા, ડોડિયા ગોત્રના લોકો રહે છે. તેઓ કહે છે કે અમારા બાપદાદા અહીં આવ્યા ત્યારે તાંબાનો કળશિયો (લોટો) લઈને મધ્યપ્રદેશમાંથી અકલબારા ગામમાં આવીને વસ્યા હતા. અકલબારા ગામમાંથી રંગપુર આવીને વસ્યા હતા, તેથી તેમને પાલવી તરીકે પણ ઓળખે છે.

છોટાઉદેપુર તાલુકાના તેજગઢ હરદાસપુરના નગીનભાઈ જીરિયાભાઈ રાઠવા, ઉંમર ૩૮, તેઓ મુંડારચા ગોત્રના છે. તેમના ગામમાં જમોરિયા, પટેલિયા

ગોત્રના લોકો રહે છે. તેમનું કહેવું છે કે મુંડારચા ગોત્રના લોકો પહેલેથી જ ત્યાં સ્થાયી હતા. આ ગામમાં પાવીજેતપુર, વાઘવા, પાલિયા અને દેહરી આ ગોત્રમાંથી કેટલાક લોકો ગયા છે. જેમણે પોતાનો વસવાટ ત્યાં જ કરેલો છે. નગીનભાઈએ જણાવ્યું કે અમારા ગોત્રના વળવા નામે બાલિયાભાઈ રાઠવા વાઘને કાને પકડીને રાજા પાસેથી એક રૂપિયો ઈનામ પણ મેળવ્યું હતું. તેઓ એટલા બધા શક્તિશાળી હતા.

કવાંટ તાલુકાના કોટબી ગામના ભીલ પ્રવીણભાઈ ટંકારિયાભાઈ, ઉંમર ૩૩, તેઓ ભીલ ગરાસિયા ગોત્રના છે. તેમના ગામમાં ભુંડમારિયા, સિંધિયા, આમટા, હરખોળના ગામડામાં જઈને રહ્યાં છે. તેઓના બાપદાદા મથવાડથી આવીને કોટબી ગામમાં વસ્યા હતા. દુષ્કાળના સમયમાં તેઓ વાંસકામનો ધંધો કરતા હતા.

છોટાઉદેપુર જિલ્લાના જોડાવાંટ ગામના જુવાનસિંગભાઈ રોડિયાભાઈ રાઠવા, ઉંમર ૩૦, વર્ષ તેઓ બામણિયા ગોત્રના છે. તેમના ગામમાં બામણિયા ઉપરાંત તળવલા, કળશિયા, વાહકડિયા ગોત્રના લોકો વસે છે. જેઓના વડવાઓ મૂળ ગુંગાવાડા ગામના હતા. અને ખેતીલાયક જમીન શોધતાં શોધતાં તેઓ અડધા જોડાવાંટ અને અડધા ખડખડમાં રહ્યા. આ ગામોનાં નામો પણ તેઓએ પાડ્યાં હતાં, અને ગામો પણ તેઓએ વસાવ્યાં હતાં. એટલે કે આ ગામોમાં સૌ પ્રથમ આ જ ગોત્રના વ્યક્તિઓ હતા. હાલમાં ચોરબોકળિયા, મધ્યપ્રદેશના મુરધી, શરધી, સાંકળી, કદવાલિયા જેવાં ગામોમાં આ ગોત્રના લોકો વસે છે. તેમને પાલાવા તરીકે ઓળખવામાં આવે છે.

વ્યક્તિ કે કોઈ કુટુંબે એક જગ્યાએથી બીજી જગ્યાએ સ્થળાંતર કર્યું હોય તો તેની ઓળખ ગોત્ર દ્વારા થાય છે. લગભગ દરેક ગામોમાં ત્રણ ચાર ગોત્રના લોકો રહેતા હોય છે. એ ત્રણ ચાર કુટુંબમાંથી આખું ગામ બનેલું હોય છે. આવાં અનેક ગોત્રો રાઠવા સમાજમાં જોવા મળે છે.

આ વિસ્તારમાં રાઠવા લોકો એકલા જ વસતા નથી. પણ તેમની સાથે આ

ગામડાંઓમાં નાયક, ધાણક, તડવી, હરિજન અને મુસલમાન વગેરેની વસ્તી પણ જોવા મળે છે. પરંતુ મુખ્ય વસ્તી છોટાઉદેપુર જિલ્લામાં રાઠવા જાતિની છે.

છોટાઉદેપુર જિલ્લાનાં ઉપરોક્ત કેટલાંક મંતવ્યોને આધારે નક્કી કરી શકાય છે કે રાઠવા જાતિનાં કેટલાંક ગોત્રો મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર અને રાજસ્થાનનાં ગોત્રોને મળતા આવે છે. કેટલાંક સ્થાનિક ગોત્રોના આધારે કહી શકાય કે રાઠ વિસ્તાર જે છે તેમાં જે-તે સમયે ઓછામાં ઓછા પ્રમાણમાં સ્થાનિક વસ્તી હશે. પરંતુ દુષ્કાળોના સમયમાં કેટલાક વડવાઓ કહે છે કે આ વિસ્તારમાં એક સમયે સામટા સાત દુષ્કાળ પડેલા તે સમયે લોકો જ્યાં પાણી મળ્યું, ફળફળાદિ મળી એટલે કે જ્યાં થોડીઘણી શાંતિ મળી ત્યાં જઈને રોકાયા. તે પણ નક્કી થાય કે અહીં રાજસ્થાન, મધ્યપ્રદેશ અને મધ્યપ્રદેશના કેટલાક લોકો આ વિસ્તારમાં આવીને રહ્યા હશે. તેના પાછળનું મૂળ કારણ હોઈ શકે છે કે રાઠ અને પાલ વિસ્તાર પૂરેપૂરો જંગલોથી ઘેરાયેલો હશે એટલે ફળ, ફૂલ કે ભાજીપાલો દુષ્કાળમાં પણ આ વિસ્તારમાં મળી રહ્યો હશે. તેથી પોતાનું જીવન ટકાવી રાખવા માટે આ વિસ્તારમાં ઘણા બધા લોકોએ આવીને વસવાટ કર્યો હશે. ઉપરાંત આજ સમયે રાઠ વિસ્તાર એટલે કે છોટાઉદેપુરની આજુબાજુના વિસ્તારમાંથી પણ ઘણા ખરા લોકો તેજગઢ તરફથી રંગપુર-સઢલી તરફ અને ઘણાખરા પંચમહાલ તરફ, ઘણા ખરા બોડેલી તરફ જઈને વસ્યા હશે. જેમ જેમ શિક્ષણ અને આધુનિકતાએ ધીરે ધીરે આ વિસ્તારમાં પ્રવેશ કર્યો તેમાં વડોદરાથી બોડેલી, છોટાઉદેપુર શહેર સુધીનો વિસ્તાર થોડા વધારે પ્રમાણમાં અન્ય જાતિ અને શિક્ષણના પ્રભાવને પરિણામે પોતાને વધુ ઉચ્ચ દેખાવા માટે થોડા વિસ્તારને ધ્યાનમાં રાખીને અને આધુનિકતાને ધ્યાનમાં રાખીને પોતાને બારિયા જેવા ઉચ્ચ વર્ગનું નામ આપ્યું હશે. તેથી રાઠવા હોવા છતાં પણ લોકો બારિયા તરીકે ઓળખાય છે. અને એમાં જ પણ જે લોકો જે-જે સ્થળોએ વસ્યા ત્યાંની પ્રકૃતિદત્ત ઓળખને કારણે તેઓ કેટલાંક ગોત્રો અને વિસ્તારને નામ આપી તેનાથી પ્રચલિત થવા લાગ્યા. તેવી જ રીતે નસવાડીથી કવાંટ વચ્ચેના વિસ્તારને મોટીભોય તરીકે ઓળખવામાં આવે છે. એટલે કે તેજગઢ વિસ્તારથી આ વિસ્તારની જમીનનો ભાગ થોડા

ઘણા અંશે ઉંચો હોવાને પરિણામે અને બીજું કે ત્યાં વસ્તી ઓછી હશે, અને જમીન વધારે હશે તેથી પણ આ નામથી તેમણે ઓળખવામાં આવ્યા હશે. કેટલીક દિશાઓ પણ આ સમાજમાં પ્રચલિત છે. જેમ કે ગોદરિયું, રેવાકાછયું, ઉંચવાડ, હેટવાંટ વગેરે.

આમ જોતા એક નિશ્ચિત ભૂ-ભાગમાં વસતો એક ભાષા-બોલી બોલતો સુરક્ષા માટે સંગઠિત રહેતો, આગવી અર્થવ્યવસ્થા અને સમાન ભાવના તથા વિશિષ્ટ સંસ્કૃતિ ધરાવતો આ સરળ સ્વાયતે ભીલ આદિવાસી સમાજ પૂર્વકાળમાં આદિ સ્ત્રી-પુરુષ પૂર્વજના વંશમાંથી વિકાસ પામી કુટુંબ-કૂળ ગોત્ર અને વિકેન્દ્રિત ગામોમાં વિસ્તરિયો છે. આવો સમાજ કુળ કે ગોત્રના સગાં-સંબંધીથી સંકળાયેલો છે.



## ભૌગોલિક વિસ્તાર

રાઠવાઓનો આખો વિસ્તાર પહેલાં રેવાકાંઠા તરીકે ઓળખાતો હતો. આ આખો વિસ્તાર સાતપુડા અને વિંધ્યાચળની ટેકરીઓ અને જંગલોથી છવાયેલો છે. સાતપુડાની પર્વતમાળાઓ નર્મદાના ઉત્તર કાંઠેથી છોટાઉદેપુર સુધી પથરાયેલી છે. વિંધ્યાચળની પર્વતમાળાઓ મધ્યપ્રદેશમાંથી પશ્ચિમ તરફ છોટાઉદેપુરની ઉત્તરે રતનમહાલ નામે ઓળખાઈ દેવગઢ બારિયા થઈ છેક પાવાગઢ સુધી પહોંચે છે. નર્મદાની ઉત્તરે આવેલી સાતપુડાની અને છોટાઉદેપુરની ટેકરીઓમાંથી મેણ અને હેરણ નદીઓ નીકળે છે જે પશ્ચિમે નર્મદાને મળે છે. મધ્યપ્રદેશના વિંધ્યાચળ અને રતનમહાલની ટેકરીઓમાંથી ઓરસંગ નદી નીકળે છે. જે છોટાઉદેપુર, પાવી જેતપુર, બોડેલી થઈ ચાણોદમાં નર્મદાને મળે છે. છોટાઉદેપુરનો આ આખોય પહાડી વિસ્તાર 'પાલ' તરીકે ઓળખાતો હતો. જે હાલમાં સંખેડા તથા પાવીજેતપુર તાલુકાના પ્રદેશને નાનીપાલ તથા પાવીજેતપુરથી છોટાઉદેપુર સુધીના વિસ્તારને મોટીપાલ તરીકે ઓળખાવાય છે. છોટાઉદેપુરના ઉત્તર-પૂર્વમાં

વસવાટ કરતાં રાઠવાઓના આખા વિસ્તારને ‘રાઠ’ પ્રદેશ તરીકે ઓળખવામાં આવે છે. જૂના વખતમાં આ વિસ્તાર મધ્યપ્રદેશના અલીરાજપુર રાજ્યના રાઠ પરગણામાં ગણાતો હતો. મોટાભાગના રાઠવાઓ આજે સપાટ અને મેદાની પ્રદેશ ઉપરાંત પાવાગઢ વિંધ્યાચળ અને સાતપુડાની ટેકરીઓમાં વસવાટ કરે છે. આ વિસ્તાર મહદંશે મધ્યપ્રદેશ અને ગુજરાત રાજ્યનો સરહદી વિસ્તાર છે. કેટલાક વિસ્તારને ત્યાંનાં સ્થાનિક નામોથી ઓળખવામાં આવે છે. જેમ કે

## ગોદરિયું બારિઆ હોયા
## (ઝોઝ, કેવડી, બારિઆ વિસ્તાર)

આ વિસ્તાર છોટાઉદેપુરથી પંચમહાલ જિલ્લાના દેવગઢ બારિયા સુધી પથરાયેલો છે. અહીંના લોકો પોતાને બારિયા કોળી, રાઠવાકોળી તરીકે ઓળખાવે છે. આ વિસ્તારના રાઠવાઓને અન્ય વિસ્તારના લોકો ‘હોયા’ નામથી ઓળખે છે.

## ઉગમણું રાઠવિસ્તાર
## (રંગપુર, દેવહાંટ વિસ્તાર)

છોટાઉદેપુરની પૂર્વમાં ઓરસંગ નદીને કિનારે કિનારે વસતા લોકોના વિસ્તારને રાઠ  તરીકે ઓળખવામાં આવે છે.

## રેવાકાંઠયું-મોટીભોંય (મોટી જમીન)
## કવાંટ, પાનવડ વિસ્તાર

છોટાઉદેપુરની દક્ષિણ તરફનો આ વિસ્તાર રેવા(નર્મદા)ના કાંઠા સુધીનો ગણાય છે. આ વિસ્તારની પૂર્વમાં મધ્યપ્રદેશ અને નર્મદા ઓળંગીને મહારાષ્ટ્ર રાજ્યની સરહદ લાગે છે. પાનવડ, કવાંટ અને કલારાણી વચ્ચેના આખા વિસ્તારની જમીન કાળી, લાલ અને સપાટ છે. અલગ અલગ જમીનોને કારણે આ વિસ્તારને મોટીભોંયના નામથી ઓળખવામાં આવે છે. આ

વિસ્તારમાં રાઠવા અને કોળીલોકોની વસ્તી જોવા મળે છે.

## પાલ વિસ્તાર

નવરચિત છોટાઉદેપુર જિલ્લાથી ઓરસંગ અને ગોધરાની પાનમ નદી સુધીના વિસ્તારને પાલપ્રદેશ તરીકે ઓળખવામાં આવે છે. છોટાઉદેપુર જિલ્લામાં સંખેડા તથા પાવીજેતપુર તાલુકાના પ્રદેશને નાનીપાલ અને પાવી જેતપુરથી છોટાઉદેપુર સુધીના વિસ્તારને મોટી પાલ તરીકે ઓળખાવામાં આવે છે. પાલ એટલે જંગલ, ખૂબ વૃક્ષોથી ભરાયેલો, ઝાડીવાળો, ડુંગરો, પહાડો, ડુંગરિઓ અને ટેકરીઓવાળા આખો પ્રદેશ ‘પાલિયા’ તરીકે ઓળખતો. છોટાઉદેપુર જિલ્લામાં ખાસ કરીને મોટા ડુંગરોમાં ટુંડવા-ટુંડવી ડુંગર, વાઘસ્થળ ડુંગર, કેવળીનો ડુંગર, કોરાજ ડુંગર, રાણીકાજલ ડુંગર, ભરથાર ડુંગર, ફેણાઈમાતાનો ડુંગર, ભરથરી ડુંગર, રાયપુરિયો ડુંગર (હુંડહુડીઓ) કેકડીના ડુંગર ચલામણી, કોસિન્દ્રાના ડુંગરો, પાનવળિયો ડુંગર, હાથણી માતાનો ડુંગર વગેરે ડુંગરો અને નાની-નાની ટેકરીઓ પણ જોવા મળે છે. તેમાં ખાસ જંગલો પણ જોવા મળે છે. આજે ઘણાં ખરાં જંગલો ખલાસ થયેલા જોવા મળે છે. તે આપણને વરસાદનો વધારો કરવામાં અને જંગલની પેદાશ પૂરી પાડવામાં દેશના અર્થકારણમાં અગત્યનો ભાગ ભજવે છે.

રાઠવા સમાજનો મોટાભાગનો વિસ્તાર ખાડા-ટેકરા અને જંગલોવાળો છે. અહીંનાં ગામો પણ જંગલીઝાડી અને ડુંગરાળ વિસ્તારોમાં વસેલા છે. અત્યારે કેટલાંક જંગલો ઓછા થયેલ જોવા મળે છે. અને કેટલાંક ગામો એક સપાટ વિસ્તારમાં જોવા મળે છે. વધુ પ્રમાણમાં ગામો પાણીવાળા કોતર કે નદીકાંઠાના વિસ્તારોમાં વસેલા છે. ગામમાં સંખ્યાના આધારે આજે ૧૫૦થી ૩૫૦ થી વધુ ઘરો (મકાનો) જોવા મળે છે. કોઈ પણ ગામમાં હારબંધ ઘરો ખૂબ ઓછા જોવા મળે છે. ખાસ કરીને છ થી આઠ ઘરોનું ઝૂમખું આજે જોવા મળે છે.

આ વિસ્તારમાં નર્મદા, ઓરસંગ, હેરણ, મેણ, અશ્વિની અને ઉચ્છ નદીઓ

વહે છે. ઓરસંગ છોટાઉદેપુરના મધ્યભાગમાં વહેતી મોટી નદી છે. જ્યારે હેરણ, સંખેડા તાલુકાની દક્ષિણે વહેતી ગેફાની નદી છે. નસવાડી અને તિલકવાડામાં અશ્વિની અને મેણ નદી વહે છે. જ્યારે નર્મદા નદી નસવાડી તાલુકાના છારબારા નજીકના થોડા ભાગને સ્પર્શે છે. તિલકવાડા તાલુકાને દક્ષિણ હદે નર્મદા નદી વહે છે. પાલના રાઠવા પુસ્તકમાં શ્રી શંકરભાઈ સોમાભાઈ તડવી નોંધે છે કે મધ્યગુજરાતના પાલપ્રદેશનું કેન્દ્ર ૨૨-૧૫ ઉ.અક્ષાંશથી ૨૨-૪૫ ઉ.અક્ષાંશ તથા ૭૩-૩૦ પૂ. રેખાંશથી ૭૪-૦૦ પૂ. રેખાંશની વચ્ચેના પ્રદેશમાં હોવાની માન્યતા છે.

આ પ્રદેશમાં માર્ચથી અધવચ્ચેથી જૂનની અધવચ સુધી ઉનાળાની ઋતુમાં ગરમ અને સૂકી આબોહવા હોય છે. શિયાળો નવેમ્બરની અધવચથી શરૂ થાય છે. ડિસેમ્બર-જાન્યુઆરીમાં ઠીક-ઠીક ઠંડી પડે છે. ચોમાસામાં તે ગરમ, ભેજવાળી અને વાતાવરણ ખુશનુમાં  હોય છે.

ખાસ છોટાઉદેપુર જિલ્લામાં સરકારી નોંધમાં જોવા મળે છે. વરસાદની ઋતુ જૂનની ૨૦-૨૨મીથી સપ્ટેમ્બરની ૧૫મી સુધીની ગણાય છે.



## રાઠવા જાતિનો ઈતિહાસ

ગુજરાતના આદિવાસીઓને અલગ અલગ જાતિઓ છે. એ આદિવાસી મુખ્ય જાતિઓની યાદીમાં રાઠવા જાતિનો સમાવેશ થયેલો છે. ગુજરાતમાં રાઠવા જાતિની મોટી વસ્તીવાળા બે જિલ્લા છે. નવરચિત છોટાઉદેપુર અને પંચમહાલ. આ બન્ને જિલ્લાઓની વસ્તી ગણતરી ૨૦૧૧માં ૬,૪૨,૩૪૮ જેટલી નોંધાયેલી છે.

નવરચિત છોટાઉદેપુરની ઉત્તરે કઠિવાળા, દેવગઢબારિઆ સુધીનો વિસ્તાર અને દક્ષિણે કવાંટ અને નસવાડી તથા પૂર્વમાં ફેરકૂવા અને ગુજરાતની હદને અડીને આવેલા મધ્યપ્રદેશનાં ગામડાં તથા પશ્ચિમે સંખેડા, બોડેલી, જાંબુઘોડા,

હાલોલ, કાલોલથી લઈ ઘોઘંબા સુધી એટલે આ મુખ્ય સ્થળો વચ્ચેનો આખો વિસ્તાર છે તેમાં રાઠવા જાતિનાં રહેઠાણો જોવા મળે છે.

જ્યારે સંખેડા તાલુકાની હેરણ નદીથી તિલકવાડા નસવાડીની મેણ નદી વચ્ચેના ભાગમાં ભીલ અને તડવી જાતિના આદિવાસીઓ રહે છે.

નસવાડી તાલુકાના કુંકડદાથી કવાંટ તાલુકાના હાફેશ્વર સુધી ડુંગરાભીલ જાતિના આદિવાસીઓ રહે છે. પડોશના મધ્યપ્રદેશમાં પણ તેમની વસ્તી છે. છોટાઉદેપુર તાલુકાના અંબાલા, દેવહાંટ અને કનલવા જેવાં કેટલાંક ગામોમાં ધાણુક કે ધાણકા તરીકે ઓળખાતી આદિવાસી જાતિ રહે છે.

પંચમહાલ જિલ્લાના જાંબુઘોડા, હાલોલ કાલોલ અને ઘોઘંબા તથા દાહોદ જિલ્લાના દેવગઢબારિયા વિસ્તારમાં રાઠવાઓની વસ્તી જોવા મળે છે. 'પાલના રાઠવા' પુસ્તકમાં શ્રી શંકરભાઈ સોમાભાઈ તડવી નોંધે છે કે ઈ.સ. ૧૮૪૦માં રેવાકાંઠાના મુખ્ય રાજાઓએ ગાયકવાડ સરકારનો દાખલો લઈ સતીનો રિવાજ બંધ કર્યો હતો.

આ રીતે જોતા બ્રિટીશ અમલમાં પાલ પ્રદેશ રેવાકાંઠા એજન્સીમાં સમાયેલો હતો. પાલમાં જાંબુઘોડા  અને છોટાઉદેપુર એ બે મોટાં સંસ્થાનો હતાં. છોટાઉદેપુર બીજા વર્ગનું સંસ્થાન હતું. તે વખતે છોટાઉદેપુર, જબુગામ, કવાંટ  અને કરાલી એટલા તાલુકા હતા. ઈ.સ. ૧૯૪૯માં વિલિનીકરણ પછી છોટાઉદેપુર અને જબુગામ તાલુકા બન્યા. જબુગામ હવે પાવીજેતુપર તાલુકા તરીકે ઓળખાય છે. જાંબુઘોડા પંચમહાલ જિલ્લામાં સમાઈ ગયું અને તે પણ એક તાલુકો થયો.

પાલ પ્રદેશમાં સંખ્યાની દષ્ટિએ રાઠવા જાતિ આ વિસ્તારમાં આદિવાસી સમાજમાં અગ્રસ્થાને  છે. ખાસ જોઈએ તો એશિયાભરનું સૌથી મોટું ફોસ્પરસનું કારખાનું છોટાઉદેપુરના આંબા ડુંગર પાસે કડીપાણી ગામે કડિયાનગર નામે ઊભું થયું છે. ત્યાં ફોસ્પરસ ધાતુનો અપૂર્વ જથ્થો પ્રાપ્ત

થયો છે. વળી ડોલોમાઈટના ખનિજ ઉદ્યોગોમાં ભારતભરમાં છોટાઉદેપુરનું નામ અંકિત થયું છે. ભાષાશાસ્ત્રીય જ્યોર્જ ગ્રિયર્સન લિંગ્વીસ્ટીક સર્વે ઓફ ઈન્ડિયાના (૧૯૦૭) નવમા ગ્રંથમાં રાઠવા વિસ્તાર વિશે નોંધે છે કે રેવાકાંઠાના બારિયા અને છોટાઉદેપુર વિસ્તારમાં રાઠવાઓની વસ્તી છે. મધ્યપ્રદેશના બડવાની વિસ્તારમાં રાઠવા બોલી મિશ્ર સ્વરૂપે બોલાય છે. તેથી ભાષાકીય વિદ્વાન દર્શાવે છે કે બડવાની વિસ્તારમાં રાઠવાઓ હશે.

'રાઠવા, એક ઐતિહાસિક પાશ્વભૂમિકા' પુસ્તકમાં અરવિંદ ભટ્ટના કથનાનુસાર મુંબઈ ગેઝેટીયર (૧૮૨૫)નોંધે છે તેમ રાઠવાઓ મધ્યપ્રદેશના માળવા નજીક અલીરાજપુર પાસેના રાઠ વિસ્તારમાંથી આવ્યા છે. એટલે રાઠવાનું મૂળ વતન રાઠવિસ્તાર છે તેમ કહી શકાય. અલીરાજપુર ગેઝેટિયરમાં નોંધ્યા પ્રમાણે અલીરાજપુર રાજ્યનો વિસ્તાર આશરે ૮૩૬-૬૩ ચો.મી. જેટલો હતો. જેમાં ૩૨૫ જેટલાં ગામો હતાં. આ રાજ્ય ઉત્તરે પંચમહાલ જિલ્લાના બારિયા સ્ટેટ સુધીનું અને પૂર્વમાં ગ્વાલિયર, ઝાબુઆ અને જોબટની સરહદ સુધીનું વિસ્તરેલું હતું. આ રાજ્ય જુદાં જુદાં પાંચ પરગણાઓમાં વહેંચાયેલું હતું. (૧) રાઠ (૨) ભાબરા (૩) નાનપુર (૪) છક્તલા (૫) ચાંદપુર તેમાં રાઠ પરગણું ૨૩૯ ચો.મી. વિસ્તારનું અને ૧૩૪ ગામોવાળુ હતું. અલીરાજપુરની કોર્ટ ત્યારે રાઠકોર્ટ તરીકે ઓળખાતી હતી. તેમાં વધારે નોંધેલ છે કે રાઠ નામ શા ઉપરથી પડ્યું તે વિશેના કશા ઉલ્લેખો મળતા નથી. ક્ષેત્ર તપાસ દરમિયાન અલીરાજપુર મહેસૂલ ખાતામાં કામ કરતા તલાટી ઇન્દ્રગિરિ કે જેના કુટુંબને જૂના અલીરાજપુર રાજ્યના વખતમાં વંશપરંપરાગત રાજગુરુની ગાદી મળેલી હતી. તેના કહ્યા અનુસાર અલીરાજપુર રાજ્યની મૂળ રાજધાની આજના અલીરાજપુરથી દક્ષિણે દશેક માઈલ દૂર આવેલા આલિ સ્થળે હતી. એ રાજ્યનો મૂળ સ્થાપક રાજા આનંદદેવ રાઠોડ વંશનો હતો. તેણે આ રાજ્ય ઈ.સ. ૧૪૩૭માં સ્થાપ્યું હતું. પોતાના વંશના આધારે રાઠોડ રાજ્ય અને તેમાંથી રાઠવા વિસ્તાર કે રાઠ વિસ્તાર એમ સંભવ્યું હોય તેમ બને. તેઓ નોંધે છે કે ગુજરાતના છોટાઉદેપુર જિલ્લાનો ઉત્તર-પૂર્વ વિસ્તાર આઝાદી પહેલા છોટાઉદેપુર રાજ્યમાં સુરસી અથવા દોર પરગણાં તરીકે ઓળખાતો હતો. આ આખું પરગણું ૩૩ ગામોનું હતું. જે મૂળે અલીરાજપુર રાજ્યનો

એક ભાગ હતું. એ વિસ્તાર છોટાઉદેપુર રાજ્યનો ભાગ બન્યું.

પાલ પ્રદેશ ઘણો મોટો છે. અને તેની ભૌગોલિક પરિસ્થિતિને કારણે જુદાં જુદાં, ભૌગોલિક પટ્ટામાં રહેતા આદિવાસીઓની રહેણી-કરણીમાં થોડો તફાવત પડે છે. એટલે અહીં નવચરિત છોટાઉદેપુર જિલ્લાના રહેવાસીઓની માહિતી લીધી છે.



# સામાજિક- સાંસ્કૃતિક- જીવનચક્ર

## જમીન

મોટાભાગે દરેક રાઠવા પાસે થોડી-ઘણી જમીન છે. તેમાં ખાસ ખેડાણ જમીન, ખેડાણ સિવાયની, ખેડી શકાય તેવી ખરાબાની જમીન, બીન ખેડાણ જમીન, ગૌચર અને ચરાણ જમીન જોવા મળે છે. ખાસ આ પ્રદેશની જમીન મધ્યમ કાળી છે જેને કાચલા ભોંય કહેવાય. એમાં અવશેષોની જમીન, મધ્યમ કાળી જમીન ગોરાટ તથા ગોરાડુ જમીન અને કાંકાની જમીનનું મિશ્રાણ છે. સંખેડા તાલુકાના ઉત્તરભાગમાં માવલીકાળી અને ગોરાડું કે બેરંગી જમીન જોવા મળે છે. નસવાડી તાલુકામાં કાળી અને મિશ્ર જમીન જોવા મળે છે. તિલકવાડા તાલુકામાં કેટલેક સ્થળે કાળી-ચીકણી અને ગોરાડું જમીન જોવા મળે છે. છોટાઉદેપુર, કવાંટ વિસ્તારમાં કાળી-ગોરાળું અને મિશ્ર પથરીયાળ જમીન જોવા મળે છે.

## ગામ

ખાડા ટેકરાવાળી જમીન ધરાવતાં ગામોમાં ઘરો છૂટક છૂટક જોવા મળે છે. સપાટ જમીનવાળાં ગામડાઓમાં નાના નાના સમૂહોમાં ઘરો હોય છે. તે પણ એક સાથે નથી હોતા. દરેક ઘર પોત પોતાના વાડાઓ (ખેતર)ના ખૂણે હોય છે. આમ ચાર પાંચ ઘરોના જૂથ આવેલા હોય છે. કેટલાંક મોટાં કુટુંબોનાં

ઘરોનું એક આખું ફળિયું રચાયેલું હોય છે. જ્યાં એક સમૂહમાં બધાં ઘર હોય છે. દરેક ગામ લગભગ ચાર, પાંચ, છ, સાત ફળિયાનું બનેલું હોય છે. વૃક્ષો વધારે હોય એટલે ત્યાં ગામડું છે જ એવું દૂરથી જોતાં જ નક્કી થઈ જાય છે. તેમાં તાડનાં વધારે વૃક્ષો જોવા મળે તો ચોક્કસપણે ત્યાં ગામડું હોય જ છે. મોટા ભાગે ચાર પાંચ ગોત્રના લોકોનું આખું ગામ વસેલું હોય છે. સમગ્ર વિસ્તારને જોતા લગભગ દરેક ગામ વચ્ચે એક અથવા બે કિલોમીટરનું અંતર જોવા મળે છે.

## ઘર

ઘર મોટા ભાગે પોત પોતાના વાડા (ખેતરમાં) છુટાછવાયા હોય છે. મોટા ભાગનાં ઘરો માટી અને લાકડામાંથી બનાવેલાં જોવા મળે છે. બે ઢાળવાળાં ઘરો અને તેની આજુબાજુ નાની અડાળીઓ હોય છે. મુખ્ય ઘરમાં આગળના ભાગમાં ઓટલો હોય છે. જેનો ઉપયોગ ઉઠવા બેસવા અથવા ઉંઘવા માટે થાય છે. પાછળના ભાગ કેટલાક ઘરોમાં ઓટલા જેવો ખુલ્લો અથવા નાના રૂમ બનાવેલ હોય છે. જેમાં અનાજની કોઠીઓ, ઘરની જરૂરી નાની મોટી ચીજો અને રસોડું કરવામાં આવે છે. રૂમ હોય તો વધારે સભ્યોવાળાં કુટુંબો ઉંઘવા માટે પણ ઉપયોગ કરે છે. ઘર માળિયાવાળા હોવાથી ચોમાસા દરમિયાન ઘાસચારો, તથા શિયાળા ઉનાળામાં ઘરની કેટલીક ચીજવસ્તુઓ માળિયા ઉપર મૂકી રાખે છે. આગળની અથવા બાજુની અડાળીમાં પશુઓ બાંધવામાં આવે છે. પાછળની અડાળી જો હોય તો તેનો ઉપયોગ ફક્ત રસોઈ બનાવવા અને તેને લગતી જરૂરી ચીજવસ્તુઓ મૂકવા માટે થાય છે. સામાન્ય રીતે ઘરની દીવાલો કપાસ, તુવર, વાંસની પાતળી સોટી ગોઠવી માટીથી લિંપણ કરે છે. છજીયુ લાકડા ગોઠવી દેશી નળિયાથી છાવેલું હોય છે. હાલમાં કેટલાક ઘરો માટી કે સિંમેટથી ઈંટનું ચણતર કરી વિલાયતી નળિયાં અથવા લોખંડનાં પતરાં ચઢાવેલા જોવા મળે છે. કેટલાક લોકો પાકાં મકાનો બનાવીને રહે છે. ઘરમાં પ્રવેશ કરવાની જગ્યાએ બાજુમાં પાણીનું માળિયું ગોઠવેલું હોય છે. બહારથી વ્યક્તિ ઘરમાં પ્રવેશે ત્યારે હાથ, મોં ધોઈ પાણી પીને ઘરમાં પ્રવેશ કરે છે.

## ઘરવખરીનાં સાધનો

ઘરમાં ઉપયોગ પૂરતી જ ચીજ વસ્તુઓ રાખવામાં આવે છે. વધારાની ચીજો સંગ્રહ કરવામાં આવતી નથી. દરેક ઘરમાં ખાસ કરીને અનાજ ભરવા માટેની કોઠી /મોસેટી, અનાજ દળવાની ઘંટી, ખાંડણિયો, અનાજ માપવાનું શેરીયું અથવા પાલી, અનાજ સાફ કરવા માટે સૂપડું, ટોપલો, ટોપલી તેમજ રસોડા માટે ઉપયોગી તવેથો, ડોયલું, માટીની લોઢી, રોટલા બનાવવા માટે લાકડાની કથરોટ, દાળશાક બનાવવા માટે માટીના તવા અથવા હાંડલી વગેરે ચીજો ખાસ કરીને જોવા મળે છે. મોટા ભાગે સ્થાનિક વસ્તુઓમાંથી બનતી ચીજોનો ઉપયોગ વધારે પ્રમાણમાં થાય છે.

## પહેરવેશ અને આભૂષણ

બાળકો : બાળકોને ખૂબ ઓછાં કપડાં પહેરાવવામાં આવે છે. બાળક ત્રણ ચાર વર્ષનું થાય ત્યાં સુધી તેને ખાસ કોઈ કપડાં જ પહેરાવવામાં આવતા નથી. કપડાંના નાના ટુકડા ઓઢાડીને રાખવામાં આવે છે. ચાર પાંચ વર્ષ પછીના બાળકને લૂંગડા કે ધોતીનો ટુકડો કાઢી શરીરે ગાંઠવાળી બાંધી દેવામાં આવે છે, એટલે કે ગાતરી બાંધીને રાખવામાં આવે. છોકરી છોકરા બન્ને માટે ગાતરી વાળે છે. પૂરાં કપડાં પહેરાવેલાં બાળકો ખૂબ ઓછાં જોવા મળે છે. પણ હવે આજે નાના બાળકને કપડાં પહેરાવેલા જોવા મળે છે.

પુરુષો : પુરુષો કસોટો અથવા કપડાનું નાનું ફાળિયું કમરે વીંટી દે છે. અને માથે ફાટેલા તૂટેલા કપડાનું ફાળિયું બાંધી દે છે. તૂટ્યું ફૂટ્યું ખમીશ કે શરીરે બંડી પહેરે છે. તહેવાર, લગ્ન જેવા ઉત્સવના પ્રસંગે એક જ રંગનો રંગબેરંગી ટૂંકી બાયનો શર્ટ, ટૂંકી ધોતી કે ફાળિયું, માથે લાલ અથવા પીળા રંગની પાઘડી આંટીવાળીને બાંધે છે. મોટાભાગના પુરુષો મૂંછો રાખતા હોય છે. પાઘડી એ રાઠવા જાતિની એક મોટી ઓળખ છે. માથે પાઘડી અને મૂંછો ચઢાવેલ પુરુષ ખમીરવંતાની ઓળખ આપે છે. કવાંટ, છોટાઉદેપુર તાલુકામાં લાલપીળી પાઘડી માથે આંટી વાળીને બાંધે છે. જ્યારે પાવીજેતપુર

તાલુકાના ભીખાપુરાથી લઈ બારિયા સુધીના વિસ્તારના રાઠવાઓ ધોતી અથવા રૂમાલની સફેદ પાઘડી ગડી વાળીને માથે બાંધે છે. એના સિવાયના વિસ્તારોમાં પાઘડી બાંધવાનું પ્રમાણ ખૂબ ઓછુ જોવા મળે છે.

સ્ત્રીઓ : સ્ત્રીઓ મોટાભાગે કાછડાવાળી, ઘાઘરો અને કબજો પહેરી ઓઢણી ઓઢે છે. કેટલીક સ્ત્રીઓ છૂટો ઘાઘરો પહેરે છે. તહેવાર, ઉત્સવ કે મેળાઓમાં ફળિયાની બધી સ્ત્રીઓ એક સરખાં કપડાં પહેરીને જાય છે. મેળા જેવી મેદનીમાં સ્ત્રીઓનાં અલગ અલગ જૂથો ભેગાં થાય તેમાં દરેક ગામની સ્ત્રીઓ રંગબેરંગી કપડા પહેરેલાં જૂથો સમૂહમાં મળે ત્યારે તેઓની ખરી સંસ્કૃતિનાં દર્શન થાય છે. જેનું ઉમદા ઉદાહરણ કવાંટ ગેરના મેળામાં જોવા મળે છે.

આભૂષણ : પુરુષો હાથમાં ચાંદીનું ભોરિયું, ખમીશે ઘૂઘરીવાળાં બટન અને કાને ચાંદીની કડી પહેરે છે. દરેક પુરુષ આ ઘરેણાં પહેરતા નથી પણ કોઈ શોખીન પુરુષ પહેરે છે. કેટલાક વિસ્તારમાં લગ્નપ્રસંગે વરને સ્ત્રીના ઘરેણાં જેવા કે ગળે હાંસડી, બાંહટે કડાં પહેરાવે છે.

રાઠવા સ્ત્રીઓ ઘરેણાંની ખૂબ શોખીન હોય છે. કાને વિટલા, ગળામાં હાંસળી, હાર, બાંહટે કડુ, કેડે કંદોરો, પગે કળાં, સાંકળાં પહેરે છે. ઘરેણાં ચાંદી અથવા રૂપાનાં પહેરે છે. વિસ્તાર પ્રમાણે સ્ત્રીઓનાં ઘરેણાં પણ અલગ અલગ જોવા મળે છે. કવાંટ વિસ્તારમાં સિક્કાવાળી હાંસળી જ્યારે અન્ય વિસ્તારમાં સાદી હાંસળી પહેરે છે. ઘરેણાંથી સ્ત્રી કે પુરુષ કયા વિસ્તારનાં છે તે ખબર પડી જાય છે.

## શારીરિક લક્ષણ

પુરૂષો અને સ્ત્રીઓ લગભગ સમાન જોવા મળે છે. શરીરે મધ્યમ બાંધાના અને રંગે ઘઉં વર્ણનાં છે. પુરુષો મોટાભાગે મૂંછો રાખતા હોય છે. સ્ત્રીઓ મોઢા ઉપર, હાથે, પગે, છૂંદણાં કરાવે છે. દેખાવમાં પુરુષ-સ્ત્રી બન્ને ખૂબ સારા હોય છે. વિસ્તાર પ્રમાણે થોડા ફેરફારો જરૂર જોવા મળે છે. છોટાઉદેપુરથી કવાંટ

અને રંગપુર સઢલી વિસ્તારની સ્ત્રીઓમાં છૂંદણાનું પ્રમાણ વધારે જોવા મળે છે. જ્યારે છોટાઉદેપુરથી બોડેલી, સંખેડા વિસ્તારમાં ઓછું જોવા મળે છે. પુરુષ સ્ત્રીઓ શરીરે મધ્યમ બાંધાના હોવા છતાં શારીરિક રીતે ખૂબ શસક્ત હોય છે. માથે ફાળિયું/પાઘડી, ખમીશ,બંડી અને ધોતી-રૂમાલ પહેરેલ પુરુષ ગમે ત્યાં મળે ખબર પડી જાય કે આ રાઠવા જ છે. વડોદરા જેવા શહેરમાં કેટલાંક ધંધાર્થે ગયેલા વ્યક્તિઓ છૂંદણા પાડેલા હોય અથવા તો તેઓની બોલીથી જ ખબર પડી જાય છે કે આ રાઠવા છે.

## ખેતીનાં સાધનો

ખેતીમાં મોટાભાગે લાકડામાંથી બનતાં ઓજારોનો ઉપયોગ વધારે પ્રમાણમાં થાય છે. જેમાં હળ મુખ્ય સાધન છે. હળથી જમીનનું ખેડાણ કર્યા બાદ સમાર /પાટિયું ફેરવી ખેડેલ જમીન સરખી કરે છે. ડાંગર મકાઈ જેવા પાક ઊગી નીકળ્યા પછી બે હારની વચ્ચે ઊગી નીકળતા બિન જરૂરી ઘાસને કાઢવા માટે અને જમીન પોચી કરવા માટે કરબડીનો ઉપયોગ થાય છે. કપાસ જેવા પાકમાં કપાસ ઊગીને મોટા થયા પછી બે હાર વચ્ચેના ઘાસને સાફ કરવા તથા જમીન પોચી કરવા અને છોડની આજુબાજુ પાળ ચઢાવવા કરબનો ઉપયોગ થાય છે. આ બધાં સાધનો સાથે બળદ જોડવામાં આવે છે. કોદાળી, કુહાડી, દાતરડું, ખુરપી, દાતરડી વગેરે સાધનો ખેતી સંબંધિત અન્ય જરૂરિયાતોમાં વપરાય છે. હળ, કરબ, કરબડી જેવા ઓજારો બનાવવા માટે ખેતરના ઝાડવાઓનો ઉપયોગ કરી લેતાં હોય છે. ખેડૂતો તેને જાતે જ બનાવી લેતા હોય છે. જ્યારે કેટલાક સુથાર પાસે જઈને ઘડાવી લાવે છે.

## અનાજ અને ખોરાક

ખેતી મુખ્યત્વે ચોમાસા અને શિયાળામાં થાય છે. વરસાદ આધારિત ખેતીનું પ્રમાણ વધારે છે. ચોમાસામાં મકાઈ, ડાંગર, તૂવર, અડદ મુખ્ય પાક છે. જ્યારે મગફળી અને કપાસ વિસ્તાર પ્રમાણે થોડા ઘણા અંશે થતાં જોવા મળે છે. શિયાળુ પાકમાં પાણીની સુવિધા હોય ત્યાં મકાઈ અને પાણી ના હોય

ત્યાં મઠિયા જેવી કઠોળની ખેતી કરે છે. ઉનાળુ ખેતી પાણીની સુવિધા હોય ત્યાં કરે છે. ખોરાકમાં મુખ્યત્વે મકાઈના રોટલા અને અડદની દાળ અથવા શાક કે ભાજીનો ઉપયોગ કરે છે. રોજિંદા ખોરાકમાં તેલનો ઉપયોગ ખૂબ ઓછા પ્રમાણમાં કરે છે. દા.ત. મકાઈનો રોટલો અને અડદની દાળ હોય ત્યારે દાળમાં માત્ર મીઠું  એકલું જ નાંખે છે. મરચું જરૂરિયાત મુજબ અલગથી પોતાની રીતે લઈને ખાય છે. ભોજન દિવસમાં ત્રણ વખત કરતાં હોય છે.

**સવારે :** ચા પીવાનું પ્રમાણ ખૂબ જ ઓછું છે. રાઠવા મોટા ભાગે દરરોજ સવારે મકાઈની રાબડી બનાવીને પીતા હોય છે.

**બપોરે :** મકાઈ/ કાળી ડાંગરનો રોટલો અને અડદ/તુવરની દાળ અથવા શાક અને કેટલાંક કુટુંબોમાં ભાત દાળ હોય છે. બપોરનું ભોજન ખાસ કરીને ખેતરમાં કરતાં હોય છે.

**સાંજે :** મકાઈ /કાળી ડાંગરના રોટલા અને અડદ/તુવરની દાળ કે શાક અથવા જંગલ, ખેતરોમાંથી લાવેલ ભાજી કે કંદમૂળ બનાવતા હોય છે. ચટણી તરીકે મરચાંનો ઉપયોગ કરે છે. સવારે ૭ થી ૮, બપોરે ૧૨ થી ૧, સાંજે ૮ થી ૯ વાગ્યાના સમયે જમતા હોય છે. તહેવાર ઉત્સવ જેવા પ્રસંગોમાં દરરોજ કરતા જમવાનું સારું હોય છે. અડદનાં વડાં તહેવારો કે ઉત્સવોની મુખ્ય વાનગી છે. કેટલાક મરઘા, બકરાનું શાક બનાવતા હોય છે. માંસાહારી ખોરાક દરરોજ ખાતા નથી. તહેવાર કે ઉત્સવમાં દારૂ તાડીનો ઉપયોગ અવશ્ય કરતા હોય છે. દરેક વ્યક્તિ માંસાહારી પણ નથી ને શાહાકારી પણ નથી. જેને જે અનુકૂળ આવે તે ખાઈ શકે છે. જમવામાં મોટા ભાગે ભાજી પાલા અને કંદમૂળ તથા તેલ ખૂબ ઓછું અને કદાચ હોય તો પણ ડોળીનું તેલ એટલે સાદો ખોરાક લેતા હોવાથી શરીરે ખૂબ સશક્ત વ્યક્તિઓ હોય છે.

## હુન્નર કલા

કલા તેમના રોજિંદા જીવન સાથે વણાયેલી છે. કેટલીક જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ તેઓ જાતે જ બનાવી લેતા હોય છે. વાંસના ટોપલા, ટોપલી, કાષ્ઠકામ, ખત્રીજ બેસાડવા માટેના પથ્થરના પાળિયા, પિઠોરા ચિત્ર, મોતીકામ આ દરેક કલાકારીગરી રોજિંદા જીવન કાર્ય અથવા પ્રસંગોપાત શોખ માટે કે ધાર્મિક ક્રિયાકાંડ માટે કલા સમાજ સાથે જોડાયેલી રહે છે. જરૂરિયાતને અનુલક્ષીને કૃતિ કે વસ્તુ જાતે અથવા તો સમાજમાંથી જ કોઈ વ્યક્તિ તેની રચના કરતા હોય છે.

## સંગીતનાં સાધનો

વાદ્યો વ્યક્તિના થાકને ઉતારવા માટે તથા પ્રસંગોપાત પ્રસંગને અનુરૂપ વાગતાં હોય છે. રાઠવા સમાજના વાદ્યોમાં ખાસ કરીને

**મોટો ઢોલ** : હોળી, મેળા, ઈંદ, કુંવારિયો જેવા પ્રસંગે નૃત્ય માટે વપરાય છે.

**વાંસળી :** મેળા અથવા ઈંદ, કુંવારિયો જેવા પ્રસંગોમાં કે આનંદ પ્રમોદ માટે વગાડવામાં આવે છે. પણ તેનો ઉપયોગ દશેરાથી લઈ અખાત્રીજ સુધી થાય છે.

**પેહો, પેહી :** દિવાસાના તહેવારમાં નૃત્ય અને ગીત સાથે વગાડવામાં આવે છે. સ્ત્રીઓ ગીત ગાય છે અને પુરુષો પેહો પેહી વગાડી ગીતને ઝીલે છે. તદુપરાંત ખેતરે જતાં ગોવાળે જતાં, સાંજના નવરાશના સમયે આનંદ પ્રમોદ માટે પેહી વગાડવામાં આવે છે. તેની ખાસિયત એ છે કે અખાત્રીજથી લઈ દશેરા સુધી જ તેને વગાડવામાં આવે છે. ગોવાળે જાય ત્યારે સાથે લઈને જાય છે. આ સમયે છોકરીઓને રીઝવવાના કે મનાવવાનાં ગીતો ગાવામાં આવે છે. યુવાનોથી લઈ વૃદ્ધો બધા જ પેહી વગાડે છે.

**ઘાંઘળી :** પેહા પેહીની જેમ જ ઘાંઘળીનો ઉપયોગ થાય છે. પણ ઘાંઘળી ગમે તે સમયે વગાડી શકાય છે. વાંસની પાતળી પટ્ટીમાંથી તેને તૈયાર કરવામાં આવે છે.

**કરતાલ :** લગ્ન, મેળા કે અન્ય પ્રસંગોમાં નૃત્ય સમયે સ્ત્રીઓ હાથમાં લઈને નાચે છે. વાદ્ય અથવા ચાળાના તાલે નૃત્ય સાથે તેને વગાડવામાં આવે છે. કરતાલ ગીત, વાદ્ય કે ચાળાને પૂરક સંગીત આપવાનું કાર્ય કરતાલ કરે છે.

## જીવનચક્ર

બાળકના જન્મથી લઈ મૃત્યુ સુધીનો સમયકાળ જે તે સમાજના સાંસ્કૃતિક પરિસરમાં થાય છે. બાળક જન્મે ત્યારથી સમાજના દરેક રીતિરિવાજો, માન્યતાઓ, નીતિ નિયમો બધું તેના ઉપર લાગુ પડી જાય છે. પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે દરેક પાસાનો પ્રભાવ તેના ઉપર પડવા લાગે છે. ધાર્મિક, સામાજિક, આર્થિક, રૂઢિગત, સાંસ્કૃતિક જેવાં બધાં જ કાર્યોનો પ્રભાવ એના જીવન સાથે વણાઈ જાય છે.

**જન્મની તૈયારી :** ગર્ભવતી સ્ત્રી બાળકના જન્મ સમય સુધી ઘરના નાનાં મોટાં કામ કરતી હોય છે. સુવાવડ સાસરી કે પિયર ગમે ત્યાં કરાવાય છે. સુવાવડ સમયે પિયરમાં જ જવું એવું નથી હોતું. મોટા ભાગે સુવાવડ ઘરે જ કરાવતા હોય છે. ગામમાં દાયણનું કામ કરતી સ્ત્રીને બોલાવવામાં આવે છે જે સુવાવડ કરાવતી હોય છે. ભાગ્યે જ કોઈ સુવાવડ દવાખાનામાં કરાવે છે. ઘરની કે આજુ બાજુની સ્ત્રીઓ સુવાવડ સમયે દાયણને મદદ કરતી હોય છે. બાળકના જન્મ સમયે કોઈ વિધિ કરવામાં નથી આવતી પણ પાંચમા કે છઠ્ઠા દિવસે પચેરાની કે છઠ્ઠીની વિધિ કરવામાં આવે છે. પચેરા કે છઠ્ઠીની વિધિના દિવસે ઘરને લીંપી થાપીને તૈયાર કરે છે. માતા અને બાળકનાં કપડાં ધોઈ સ્વચ્છ કરવામાં આવે છે. દાયણ કે ઘરની વડીલ સ્ત્રી બાળકને નવડાવે છે. નવડાવ્યા બાદ ઘરમાં ઘરલીદેવીના સ્થાનક આગળ દિવો કરી બાળકને સુવડાવવામાં આવે છે. દાયણ અથવા ઘરની વડીલ સ્ત્રી બાળકને કપાળે તિલક કરી હાથમાં

કાળો દોરો બાંધી પૂજાવિધિ કરી ઘઉંની સુખડી બધાને વહેંચે છે. વિધિ પતે એટલે બાળકને માતાથી અલગ રાખી ઉંઘાડી દેવામાં આવે છે. તેના પાછળની માન્યતા છે કે આ વિધિના દિવસે લખારી બાળકના લેખ લખવા માટે આવે છે. તેથી ઘરમાં પણ બધા શાંત થઈ જાય છે અને બાળકને શાંતિથી ઉંઘવા દે છે. ઘરમાં કોઈ પણ પ્રકારનો ખળભળાટ કરતા નથી. વિધિમાં આજુ બાજુની સ્ત્રીઓ પણ ભેગી થતી હોય છે. જે સુખડી વહેંચાયા પછી છૂટી પડે છે.

**બાળક જન્મવિધિ :** બાળકના જન્મ પહેલા વાળ સવા મહિનો થાય કાં તો અઢી મહિના થાય ત્યારે ઉતારવામાં આવે છે. મજૂરી રૂપે હજામને અનાજ કે સવા પાંચ રૂપિયા આપવામાં આવે છે.

બાળકનું નામ વાર, તિથિ, પશુઓ, પ્રાણીઓ, પંખીઓ, ડુંગરો, નદી, વૃક્ષ, નાતજાત કે ગુણ, રોગ, કે વસ્તુ ઉપરથી પાડવામાં આવે છે.

**લગ્નવિધિ :** આદિવાસીઓમાં લગ્ન એ સામાજિક પ્રસંગ છે. પતિ-પત્નિને પોતાના સમાજમાં પતિ-પત્નિના હક્કો ભોગવીને જીવવા માટે જુદી-જુદી લગ્નપ્રથાઓ અમલમાં છે. માતા-પિતા અને સમાજની પસંદગીનું લગ્ન પોત-પોતાની મેળે નાશી જઈ લગ્ન જીવન ભોગવે તેવું લગ્ન, મેળામાંથી કે બીજા કોઈ ગામેથી કન્યાને ઉપાડી, ગીહી જઈ લગ્નજીવન ભોગવે તેવું લગ્ન પરણેલા પુરુષ સાથે કુંવારી સ્ત્રી કે પરણેલી સ્ત્રી સાથે કુંવારા પુરુષનું લગ્ન, વિધવા કે સધવા સાથેનું કુંવારા પુરુષનું નાતરું કે વિધુર કે પરણેલા પુરુષ સાથેનું કુંવારી કન્યાનું નાતરું અથવા પરણેલા કે વિધુર વિધવાનું નાતરું એવી લગ્નપ્રથા ચાલુ છે.

રાઠવા સમાજ માને છે કે પોતાના લોહીના સંબંધો એ પોતાના ગણાય અને જો તેમાં લગ્ન કરીએ તો ભાઈ-બહેન જેવું થાય એટલે લોહી બદલાવું જોઈએ. આ વિચારથી પ્રેરાઈને તેઓ પોતાના કુળ ગોત્રમાં લગ્ન કરતાં નથી અને બીજા ગોત્રમાં લગ્ન જોડે છે. જો કોઈ વ્યક્તિ ગોત્ર કે કુળમાં લગ્ન કરી લે તો તેવા કિસ્સામાં તેને નાત બહાર મૂકવાની રીત-પ્રથા છે અને તેના ઘર સાથે નાતના

કોઈપણ પ્રકારના વહેવાર રહેતા નથી. આવા કિસ્સામાં છોકરી જો આવું કરે તો ઘર સાથે મરી જાય ત્યાં સુધી કોઈપણ પ્રકારનો કૌટુંબિક વહેવાર રહેતો નથી.

આમ છતાં લગ્નવિધિની પ્રથા પ્રત્યે સૌ માનથી જુવે છે. નાસી જઈને કે પોતાની મનગમતી સ્ત્રીને ઘરમાં લાવીને કે પોતાના મનગમતા પુરુષના ઘરમાં પેસીને લગ્નજીવન ભોગવતા દંપતી પણ પોતાની પાસે લગ્નના ખર્ચની સગવડ થતા સમાજને નોતરીને લગ્નવિધિથી જોડાય છે. કેટલાંક તો એક-બે બાળકોનાં માતા-પિતા બન્યા પછી અથવા પોતાનાં સંતાનોના લગ્ન વખતે તેમની ગ્રહશાંતિ કે ચોરીના દિવસે પોતાની લગ્નવિધિ પૂરી કરે છે.

રાઠવા અને બીજી આદિવાસી જાતિઓમાં લગ્ન કરવા માટે પરણનારની ઉંમરની મર્યાદા ૧૮ થી ૨૫ વર્ષની હોય છે. દરેક આદિવાસી પોતાની સામાજિક અને આર્થિક પરિસ્થિતિ પ્રમાણે લગ્ન કરે છે. એટલે અમુક ચોક્કસ ઉંમરમર્યાદા વધી જાય છે. સામાન્ય રીતે ૧૮થી ૨૦ વર્ષની ઉંમરના ગાળામાં લગ્ન થાય છે. બાળલગ્ન ભાગ્યે જ થતાં હોય છે. પરંતુ કોઈ કોઈ વાર છોકરાનું લગ્ન નાની ઉંમરમાં કરવામાં આવે છે. તેવા કિસ્સામાં કન્યાની ઉંમર પુખ્ત-મોટી જ હોય છે. એટલે કે એવા કિસ્સામાં વર-વહુની ઉંમર વિષમ હોય છે.

**લગ્નની વિધિઓ :** રાઠવાઓ લગ્નને બે માણસો જીવનને જોડવાના સામાજિક પ્રસંગ તરીકે જુએ છે. આ પ્રસંગ પછી સ્ત્રી અને પુરુષ બંને સમાજમાન્ય સહજીવન શરૂ કરી શકે છે. તેના માટે ચોક્કસ નીતિનિયમો કે બંધારણ સમાજે ઘડેલા જોવા મળતાં નથી પરંતુ સામાજિક વ્યવસ્થાના ભાગરૂપે કેટલાક મૌખિક માપદંડો છે. તે માપદંડો અનુસાર જે કોઈ સ્ત્રી પુરુષ પોતાનું સહજીવન રચે તેને સામાજિક માન્યતા માટે કેટલીક રૂઢિઓ પૂરી કરવી પડે છે. તેમનામાં જીવનસાથીની પસંદગી અને લગ્નજીવન શરૂ કરવાની અનેક રીતો જોવા મળે છે જેમકે

**સામાજિક લગ્ન :** છોકરા છોકરીના બન્ને પક્ષેથી રાજીખુશીમાં સમાજની

રીતથી જે લગ્ન કરવામાં આવે છે તેને સામાજિક પ્રકારનું લગ્ન ગણવામાં આવે છે. મોટેભાગે સમાજ આ પ્રકારના લગ્નસંબંધોને સમાજના વ્યવહાર મુજબના લગ્ન તરીકે ઓળખે છે. આવી રીતે જોડાયેલા સ્ત્રી પુરુષનું સમાજજીવનમાં પણ ઘણું માન રહેતું હોય છે. પરંતુ આ પ્રકારના લગ્નમાં ઓછી આવકવાળાં કુટુંબોને દેવામાં ડૂબી જવાનો પણ વારો આવે એવી સ્થિતિ જોવા મળે છે. લગ્ન એ એક એવો સામાજિક સંસ્કાર છે કે તે પૂરો કરવા ઘણી નાની-મોટી વિધિઓ કરવી પડે છે અને એવી દરેક વિધિ વખતે ગીતો ગવાય છે. લગ્નની બધી વિધિઓ આ પ્રમાણે છે.

**માતા-પિતાની પસંદગીનું લગ્ન :** સગાસંબંધીની દેખરેખથી વિવાહ થાય છે. તેઓ બન્ને પક્ષમાં વચ્ચે રહીને વિવાહ જોડાવવાનું કાર્ય કરે છે. તેને વહટાળિયા તરીકે ઓળખવામાં આવે છે. આ બન્ને પક્ષનાં માતા-પિતાની સહમતિથી અને વર-કન્યાની પસંદગીથી વિવાહ જોડાવવામાં આવે છે. આ નક્કી થયા પછી વિવાહ જોડવાનું કામ વર પક્ષ તરફથી કન્યાના ઘરે આવે છે. ત્યારે બહેનો નીચે મુજબ ગીત ગાય છે.

જેમકે - વેવાઈ ગોળ ખાવા આવ્યા પણ એની ગેરહાજરીમાં તો ચોરી થઈ. ઘરમાંથી ગાય નથી ગઈ, ઘોડી નથી ચોરાઈ પણ વેવાણ ચોરાઈ ગઈ છે.

નવલો વેવાય ગોળ ખાવા બેઠો
ઘેર ખાતરીયાં પડીયાં રે
રમતો વેવાય ગોળ ખાવા બેઠો
ઘેર ખાતરીયાં પડીયાં રે
નથી કાડી ગાય, નથી કાડી ભેંસો
કાયડુ સે ઘરનું બઈરું રે
નવલો વેવાય ગોળ ખાવા બેઠો
ઘર ખાતરીયા પડીયા રે
નથી કાડી ગાડી, નથી કાડી ઘોડી
કાડીએ ઘરની ઘેન

નવલો વેવાય ગોળ ખાવા બેઠો
ઘર ખાતરીયા પડીયા રે
નથી કાડી કુંકડી નથી કાઢી બોકડી
કાળી સે નવલી વેવાણને
નવલો વેવાય ગોળ ખાવા બેઠો
ઘર ખાતરીયા પડીયા રે

**ઘરજમાઈ/ખંધાડિયા લગ્ન :** જો કોઈના ઘરમાં છોકરો ન હોય અને માત્ર છોકરીઓ જ હોય તેવા માં બાપ પોતાની સંપત્તિને સાચવનાર તરીકે કોઈ એક છોકરી માટે ઘરજમાઈ લાવતાં હોય છે.

**મરજીલગ્ન :** જો છોકરા છોકરી એકબીજાના પ્રેમમાં હોય અને તેમની જીવવાની ઇચ્છા હોય તો તેવાં છોકરા છોકરીઓ ક્યારેક કુટુંબની પરવા કર્યા વગર ઘર છોડી ભાગી જઈ લગ્ન કરી લેતાં હોય તેને છોકરા છોકરીનું મરજીથી થયેલું લગ્ન કહે છે.

**ગીહી જવાની રીત :** કોઈ યુવાન છોકરાને મેળા કે તહેવારોમાં ફરતાં કોઈ યુવાન છોકરી ગમી જાય અને તેને પોતાની જીવનસાથી બનાવવાની ઇચ્છા હોય તો તેવો યુવાન પોતાના મિત્રો સાથે તેને બળજબરીથી ઊંચકી જાય તેને ગીહી જવાનું કહેવાય છે. આ પ્રકારની પસંદગીમાં ક્યારેક મોટા ઝગડાઓ પણ થતાં હોય છે. પરંતુ મોટેભાગે સામાજિક રીતે તેની પતાવટ કરીને છોકરા છોકરીને જીવન જીવવાની છૂટ આપી દેવાતી હોય છે. આ પ્રકારના લગ્નમાં ઘર-કુટુંબને મોટા ખર્ચાઓ ભોગવવા પડતાં નથી.

**ઘરઘૂસણિયું :** ક્યારેક કોઈ છોકરો કોઈ છોકરીના પ્રેમમાં હોય અને તેમની લગ્ન કરવાની ઇચ્છા હોય પણ કુટુંબનાં લોકોની ઇચ્છા ન હોય તેવા સંજોગોમાં છોકરી છોકરાના ઘરમાં ઘૂસી આવે છે. તેવા લગ્નને ઘરઘૂસણિયું કહે છે.

**વિધવા-વિધૂર પુનર્લગ્ન :** જ્યારે પુરુષ કે સ્ત્રી વિધવા થાય તેવા વ્યક્તિનાં

ફરીથી લગ્ન કરવાનાં હોય તો તેમનાં લગ્નનો સમય બપોર પછી રાખવામાં આવે છે. કહેવાય છે કે, આગલું ઘર જેની સાથે વસાવ્યું હોય તે મૃત્યુ પામેલ વ્યક્તિ ફરીથી થતાં બીજા લગ્નમાં આવે એવું મનાય છે.

## લગ્ન વખતની વિધિઓ

**સોંગ ભરવાની વિધિ :** લગ્ન નક્કી કર્યા પછી એક બે અઠવાડિયામાં સોંગ ભરવાનું નક્કી કરવામાં આવે છે. સોંગ ભરવા માટે વરપક્ષના ભાઈઓ કન્યાના ઘરે બળદગાડામાં અનાજ લઈને જાય છે. જે વખતે લગ્ન જોડવા આવ્યા હોય અને જે ઝાડ નીચે બેઠા હોય એ જ ઝાડ નીચે આવીને બેસે છે. ત્યાર પછી ફળિયાનાં ભાઈ-બહેનો અને ગામના આગેવાનો કન્યાના ઘરે ભેગા થાય છે. ઢોલ વગાડતાં-વગાડતાં વરપક્ષવાળાને કન્યાના ઘરે લાવવા માં આવે છે. તેઓ આંગણામાં આવીને ઊભાં રહે છે. પછી ગામનો પટેલ, પૂંજારો વધામણું લઈને વધાવે છે. બન્ને પક્ષ ઘરમાં બેસે છે અને નક્કી કરેલ અનાજ, દહેજના પૈસા બધું નીચે મૂકે છે. પટેલ પૂંજારો આ બધી વસ્તુઓને વધાવી ઘર માલિકને સોંપે છે. એ વખતે એક ઓરડામાં ગોદડી પાથરીને કન્યાને બેસાડે છે અને ફળિયાની છોકરીઓ વરપક્ષને ભાંડવાનાં ગીતો ગાય છે.

**તેલ ચઢાવવાની વિધિ :** ખત્રીજદેવને તેલ ચઢાવ્યા બાદ ઘરના આંગણામાં વર કે કન્યાને તેલ ચઢાવે છે. આંગણામાં સૂકા છાણા ઉપર વર કે કન્યાને બેસાડે છે. કુંવારા છોકરા છોકરીને રાઠવાઓ લુંડા લુંડી કહે છે. બે લુંડા, બે લુંડી અને પૂંજારો આમ પાંચ વ્યક્તિ થઈને સૌથી પહેલાં ધરતી માતાને વધાવીને પાંચ વખત તેલ ચઢાવે છે. પછી વર કે કન્યાને તેલ ચઢાવે છે. તેલ સામાન્ય રીતે તલનું જ ચઢાવવામાં આવે છે અને તેલની સાથે કસબોય તથા વાટેલી મેથી પણ માથામાં નાખે છે.

**તેલનું ગીતઃ** પહેલું તે ધરતીમાતાને, પછી પોતાના રક્ષક તીરને પછી જઈને પરણનારને ચડાવવામાં આવશે.

હેલો તેલાં ચડસે રે, પેલા ધરતી માતાને
હેલા તેલાં ચડસે રે, બીલખી માતાને
હેલા તેલાં ચડસે રે, આપણા ભાયાને

**ઘોણ ભરવાની વિધિ :** તેલ ચઢાવ્યા બાદ ઘોણ ભરવાની વિધિ કરવામાં આવે છે. ઘરના ખૂણે ખાંડણિયો હોય ત્યાં ધોતીના બે છેડા બે ભાઈઓ પકડે છે. ચાર લુંડા-લુંડીઓ સામેલું અને તીર પકડે છે. પૂજારો ઘોણ ભરે છે એટલે કે લાકડાની પાલીમાં ડાંગર ભરે અને ધોતીમાં નાખે ત્યાર બાદ લુંડા-લુંડીઓ સામેલાં અને તીરથી ડાંગરને ખાંડે છે. આમ પાંચ વખત ડાંગરની પાલી ભરી ધોતિયામાં નાખવી અને સામેલું તથા તીર વડે ડાંગરને ખાંડવાની રીતને ઘોણ ભરવાની વિધિ કહે છે.

ઘોણ ભરાવો ગણેહની સ્થાપના કરો ગણેશના દેવના નોકરને દેવની ચાકરી સોંપો.

ઘણે ભરાવો રે ઘણે ગોચડું
ઘણેશને લુંડુ રે ઘણે ગોચડું
સોમો સે લુંડો રે ઘણે ગોચડું

**સીંભોડીની વિધિ :** ગામ લોકોએ નક્કી કરેલ સ્થળે સીંભોડીની પૂજા વિધિ કરવામાં આવે છે. ખાસ કરીને સીંભોડીમાતાનું સ્થાનક મોટેભાગે વૃક્ષની નીચે હોય છે. તે વૃક્ષ નીચે ઘોડા, ઢાબુ જેવી વસ્તુઓ મૂકેલી હોય છે. તેલ ચઢાવ્યા પછીના બીજા દિવસે સીંભોડી કરવામાં આવે છે. વર કે કન્યાને સીંભોડીનું પૂજન કરવા માટે ખભે બેસાડી ઢોલે રમતાં-રમતાં ગામના સીંભોડે લઈ જાય છે. વર કે કન્યાની ભાભીને વધામણું લેવડાવવામાં આવે છે. વધામણામાં કંકુ, ચોખા અને કોડિયામાં દિવો તથા ગોળ, નાળાછડી જેવી વસ્તુઓ મૂકેલી હોય છે. સીંભોડીએ જઈને પૂંજારો વિધિ કરે છે. ત્યાં વધામણાની થાળી મૂકી કંકુ અને ચોખાથી ધરતીમાતાને વધાવે છે અને પાંચ વખત ચાંદલા કરીને ઝાડને વધાવે છે. ઝાડને નાડાસળી બાંધી વર કે કન્યા અને ચાર લુંડા ભેગા

મળીને વધામણું લઈ પાંચ વખત વધાવે છે. પૂંજારો ઝાડના થડમાં મોંરીકોદરી (મીઠા વગરનો ભાત) હોય છે તેને પાંચ ખાખરના પાંદડામાં નૈવેધ તરીકે મૂકી દારૂની છાક પાડી પૂજન કરે છે. પૂજા વિધિ પૂરી થયા પછી મોંરી કોદરી બધાને વહેંચવામાં આવે છે અને વર કે કન્યાને ખભે બેસાડીને રમાડે છે. રમાડતી વખતે છોકરીઓ હાથમાં ડાંગર આપે છે અને તેને ઊગમણી દિશાએ વધાવે છે. ત્યાર પછી ઢોલે રમતાં રમતાં ઘરે આવે છે.

સિંભોડીના આંગણે ઊગેલી નાળિયેરી જોવો વીરો નાનો છે. પણ પેલી છોરી ખખડધજ ખાખરા જેવી છે ?

સિંભોડી ઓજણે નાર્યેર ઊજ્યું નાર્યેર કેવું નોનું રે
સિંભોડી ઓજણે મારો વિરો ઉભો
મારો વીરો કેવો નોનું રે
સિંભોડીના આજણે આકરો ઊજ્યો
ખાખરો કેવો દેળો રે
સિંભોડીના ઓજણે શોરી ઉભી
શોરી કેવી દોળી રે

**ઉકેડીની વિધિ :** ઉકેડીની વિધિ માંડવાના દિવસે બપોરે કરવામાં આવે છે. આ વિધિ ઘરના ઝાંપા આગળ વાંસની કામડી વાળીને ટોડો(તોરણ) બનાવેલ હોય ત્યાં કરવામાં આવે છે. ટોડાના થળમાં ખાડો ખોદીને તેમાં લોખંડની ખીલી અને સવા રૂપિયો નાખી તેને દાટી દે છે. પૂંજારો વિધિ કરાવે તે સમયે ખાડો ખોદાવીને તેની અંદરથી ખીલી અને સવા રૂપિયાને પાંચ વખત કઢાવે છે અને નખાવે છે. ત્યાર પછી વર કે કન્યાને છાણા ઉપર પગ મૂકીને બેસાડે છે. આંબાનું દાતણ કરાવે છે. દાતણ કરાવ્યા બાદ ખાખરનાં પાંચ પાનમાં મકાઈના ઢેબરાનું નૈવેધ મૂકી, દારૂ તરાપીને ઝાંપલિયા દેવને પૂજે છે. પૂજા કર્યા બાદ ટોપલીમાંનાં ઢેબરાં બધાંને વહેંચે છે અને લાડા કે લાડીને ઘોડે બેસાડીને ઉકેડી રમાડવામાં આવે છે. એ વખતે બહેનો ડાંગર અને પૈસા ભેગા કરી ઊગમણી દિશા તરફ વધાવવા માટે વર કે કન્યાને આપે છે.

**ગોત્રજની વિધિ :** બેઠક(જમણવાર)ના દિવસે રસોડું તૈયાર થયા બાદ ગોતેરડો ભરવાની વિધિ કરવામાં આવે છે. કન્યા કે વરના કાકા અથવા કુટુંબની વ્યક્તિ ગોતેરડો ભરે છે. ગોતેરડો ભરવા માટે ગોત્રીજ નજીકના કૂવે માટીનો ઘડો લઈને ઢોલ સાથે  પાણી ભરવા જાય છે. કૂવે જઈને પાંચ વખત ચાંદલા કરી, દારૂ તરાપી તેનું પૂજન કરવામાં આવે છે. ઘડામાં પાણી ભરી  ઘડા ઉપર  નાળિયેર મૂકી તેની ઉપર સફેદ કાપડનો ટુકડો ઓઢાળીને પછી વધાવવામાં આવે છે. પાંચ ગોત્રીજ થઈને એક ભાઈના માથા ઉપર ઘડો ચઢાવે છે અને ઢોલ સાથે પાછા કન્યા કે વરને ઘરે પાછા લઈ જાય છે. પાણી ભરેલો ઘડો ઘરલી દેવીના થાનક આગળ મૂકવામાં આવે છે. જમવા માટે જે રસોડું બનાવેલું હોય તેની વાનગી, ગોત્રીજદેવની પૂજા વિધિ માટે બનાવેલ ઢેબરાં તથા દારૂથી ગોત્રીજદેવની પૂજાવિધિ કરવામાં આવે છે. પૂજાવિધિ કુટુંબના ગોત્રીજ, ઘર માલિક અને પૂજારો કરે છે. પૂજન કર્યા બાદ ગાય, કૂતરા અને દેવદેવીનાં થાનકો હોય ત્યાં નૈવેદ્ય  મૂકી પૂજા કરે છે.

ગોત્રદેવના નામનો એક ઘડો ભરી લાવવામાં આવે છે. ઘડા ઉપર ધોતિયું ઓઢાડવામાં આવે છે. એ ધોતિયું ઢોલી લઈ જાય છે. ગોતરિજો ભરતી વખતે ઢોલી ઢોલ વગાડીને નાચે છે. ગોતરિજો ભરવો એ ગ્રહશાંતિ કરવા જેટલું જ મહત્ત્વનું કાર્ય ગણાય છે.

કોન સે શોરો ગોતરેડો ભરે
મારા બાવાજી રોમ હો
ભગલો શોરો ગોતરેડો ભરે
મારા બાવાજી રોમ હો ભગલો શોરો ઢેબરાનો ચાંટો
મારા બાવાજી રોમ હો
ઢેબરા ચાવે જોણે માછલાં ચાવે રે
મારા બાવાજી રોમ હો
દારૂરો પીવે જોણ ઘોડાનું મુતર
મારા બાવાજી રોમ હો

**જાન જવાની વિધિ :** જાન નીકળવાની તૈયારી થાય ત્યારે વરરાજાને ઘરમાં તૈયાર કરી બહાર કાઢી વરની માતા વધામણું લઈને પાંચ વખત વધાવે છે. વધાવ્યા પછી ચાંદલો કરી, ગોળ ખવડાવીને માતા વરરાજાને અગિયાર કે એકવીસ રૂપિયા ખિસ્સામાં મૂકે છે. વરરાજા માતાને પગે પડી આશીર્વાદ લે છે. આશીર્વાદ લીધા પછી પાંચ વ્યક્તિ વરરાજાને ઘોડે રમાડે છે. ઘોડે રમાડ્યા પછી જાન નીકળે છે.

દાપા ચૂકવજો
ગુંદરે જતો રીજો રે રાઈવર
ગોવાળિયા તને ઘેરશે રે
ગોવાળિયાનાં દાપા ચૂકવજો
કે વેવાયની શોરી પેનજો રે
શેરીએ જતો રીજો રે રાઈવર
પનિહારીઓ તને ઘેરશે રે
માંડવે જતો રીજો રે રાઈવર
મોડવિયો તને ઘેરશે રે
મોડવિયોના દાપા ચૂકવજો
કે વેવાયની શોરીને પેનજો રે

**જાન ઉતારાની વિધિ :** કન્યા પક્ષવાળાને જાન આવવાની ખબર પડતાં તૈયારીના ભાગરૂપે કન્યાની બહેન પાણી ભરેલ માટલું ઉંચકી એની ઉપર બે પુરુષો ધોતીના ચાર છેડાનો અસાડ ઓઢાળીને પકડે છે. અસાડ નીચે બહેનો ગીતો ગાતાં ગાતાં ચાલે છે. ઢોલિયા સાથે પટેલ પૂજારો વધામણું લઈ આગળ ચાલે છે. જાનને ઉતારો એ ઝાડ નીચે આપવામાં આવે છે. જે ઝાડ નીચે વિવાહ નક્કી થયા હોય છે. તેમાં કન્યાપક્ષેથી તેમને બેસવા માટે વાંસનો ખપેડો આપે છે અને તેના ઉપર ગોદડી પાથરી વરરાજાને બેસાડવામાં આવે છે. પટેલ અને પૂંજારો વરરાજાને પાણીનું માટલું હાથમાં પકડાવી વધાવે છે. કન્યાની બહેન પાણી પીવડાવે એટલે તેને દાપું આપવામાં આવે છે. પટેલ અને પૂંજારો પોટીને દારૂથી પૂજે છે તેને દારૂ તરાપવું એવું કહેવાય છે.

આજકાલમાં જાન આવે ત્યારે જાનને ટોડાની બહાર પાથરણું પાથરીને ઉતારો આપે છે.

કલવેલો ખવડાવવાની વિધિ : જાન કન્યાના ઘરે પહોંચે ત્યારે સૌથી પહેલી વિધિ કલવેલો ખવડાવવાની થાય છે. જાનને ઉતારો આપેલો હોય ત્યાં કલવેલો ખવડાવવા માટે કન્યાની મોટી બહેન જાય છે. અળદનાં ઢેબરાં, ગોળ, તેલ, કોદરી વરબેડિયું વગેરે તેની સાળી ઊંચકે છે. હળદર પલાળેલી થાળી–આ બધી વસ્તુઓની તૈયારી કરી ધોતીનો છાંયો કરી બધા કલવેલો ખવડાવા માટે જાય છે. આ બધી વસ્તુઓ આપવાની વિધિ વારાફરતી ચાલે છે. ત્યાર પછી પોંટી રમાડવા માટે બન્ને પક્ષની બે બે કુંવારી છોકરીઓ પોંટીને ઊચકી પાંચ વખત રમાડે છે. પોંટી નીચે ઊતારી ચોખાની અંદર નાખેલ પૈસા શોધે છે. આ વિધિ પૂરી થાય એટલે  એ ચારે બહેનો હળદર પલાળેલી થાળી સામ સામે પકડી એક બીજાની હળદરની આપલે કરે છે. આ વિધિ પાંચ વખત કરી હળદર નાખે છે. છોટાઉદેપુરનાં કેટલાંક ગામડાંઓમાં આવા પ્રકારની વિધિ થાય છે જ્યારે તેજગઢ વિસ્તારમાં વરરાજાને  કલવેલો ખવડાવવા માટે કન્યાનો ભાઈ થાળીમાં ખાંડ લઈને જાય છે અને પાંચ વખત વરરાજાના હાથમાં ખાંડ મૂકે છે. જેમાંથી થોડી ખાંડ વરરાજા ખાય છે અને બીજી ખાંડ જાનૈયાઓને વહેંચી દેવામાં આવે છે. આમ વિસ્તાર પ્રમાણે કલવેલો ખવડાવવાની વિધિ અલગ અલગ થાય છે.

**ઘરેણાં વખેળવાની રીત :** કલવેલો ખવડાવવાની વિધિ પૂરી થાય પછી બન્ને પક્ષના વડીલો એક જગ્યાએ બેસે છે અને વરપક્ષ તરફથી લાવવામાં આવેલ ઘરેણું અને કપડાંને સૂપડામાં મૂકે છે. સમાજના રીતિ રિવાજ મુજબ લગ્ન જોડતી વખતે નક્કી કરેલ ઘરેણું બરાબર છે કે નહીં તે જુએ છે. જો ઘરેણું અને કપડાં બરાબર હોય તો પછી ગોળ વહેંચવામાં આવે છે અને જો ઘરેણું બરાબર ન હોય તો બંને પંચ થઈને તેનો યોગ્ય નિર્ણય લાવે છે. જો ઘરેણું જાડું પાતળું અથવા ઓછું હોય તો આણું વાળ્યા પહેલાં લઈ આપવું અને પછી આણું વાળવું એવું નક્કી કરીને ગોળ ખાઈને આગળની વિધિ શરૂ કરે છે.

**ચૉરી પૂરવાની વિધિ :** કપડાં પહેરાવ્યા પછી ચૉરી પૂરવાની વિધિ શરૂ થાય છે. ચૉરી પૂરવા માટે બન્ને પક્ષની સ્ત્રીઓ દારૂ અને ચોખા લઈને માંડવામાં આવે છે. ત્યાં આંગણામાં બન્ને પક્ષની સ્ત્રીઓ ભેગી મળી ચોખાની ચૉરી પૂરે છે. ચૉરી પૂરી બન્ને પક્ષ તરફથી લાવેલો દારૂ સામસામે વહેંચીને પીવે છે. ચૉરીને સાચવવા માટે  કોટવાળ લાકડી લઈને ઊભો રહે છે.

**વરરાજાને ટોળે લેવાની વિધિ :** ચોરી પૂર્યા પછી વરરાજાને ટોળે લેવામાં આવે છે. ટોળો કન્યાના ઘરના ઝાંપે બનાવવામાં આવે છે. ટોળે લેતાં પહેલાં વર કન્યાના આંગણામાં કે ઘરમાં પ્રવેશી શકતો નથી. ટોળે લીધા પછી જ એ ચોરીમાં બેસે છે. વરને ટોળે લેવા માટે પાટલા ઉપર ઊભો રાખવામાં આવે છે અને કન્યાની મા, બહેન અને ફોઈ વરરાજાને પોંકવા નાળિયર, હળદર, માટીના કે રાખના લાડવા, ભીંડીનાં લાકડાં વગેરે સામગ્રીથી વરને વધાવે છે. વધાવ્યા પછી કન્યાની મા માટીનું કોડિયું જમીન ઉપર મૂકે છે. તેને વરરાજા જમણા પગથી ભાંગીને ચોરીમાં પ્રવેશ કરે છે.

વરપક્ષ તરફથી લગ્નની જુદીજુદી વિધિઓ પ્રસંગે જુદાં જુદાં માણસોને જે લાગા આપવા પડે છે તેને દાપાં કહેવાય છે. આ દાપાં દરેક ગામદીઠ જુદાં જુદાં હોય છે. કોઈ ગામમાં વધારે હોય તો કોઈ ગામમાં ઓછાં હોય છે. જુદાં જુદાં પ્રસંગના દાપાં આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| (૧) | ગામ ગોંદરાનાં | ૫ રૂ. |
| (૨) | સાળીને પાણી પિવડાવવાનાં | ૨ રૂ. |
| (૩) | વિંછી દાળનાર (કન્યાની બહેનને) | ૨ રૂ. |
| (૪) | વરઘોડાના (સાળાને) | ૨ રૂ. |
| (૫) | પાટલાના (કન્યાના બનેવીને) | ૧૫ રૂ. |
| (૬) | સાળીબેડિયું (સાળીને) | ૨ રૂ. |
| (૭) | ફોઈ બેડિયું (ફોઈને) | ૨ રૂ. |
| (૮) | કલવો (ટોપલી) | ૨૦ રૂ. |

| | | |
|---|---|---|
| (૯) | ગામના પટેલના | ૫ રૂ. |
| (૧૦) | પૂજારાનાં | ૫ રૂ. |
| (૧૧) | ઢોલીનાં | ૫ રૂ. |
| (૧૨) | નિશાળનાં (શિક્ષકને) | ૫ રૂ. |
| (૧૩) | પોંકવાનાં (સાસુને) | ૧૫ રૂ. |
| (૧૪) | કંસાર ખવડાવવાનાં (સાસુને) | ૧૦ રૂ. |
| (૧૫) | બારણું રોકવાનાં /કન્યાની બહેનને) | ૨ રૂ. |
| (૧૬) | નાતમાં લેવાનાં | ૧ રૂ. |

આ ઉપરાંત કેટલીક જગ્યાએ પાણી છાંટવાનાં, વાંસ ધરવાનાં, હીજડાનાં, માળીનાં, બેઠકની હજામનાં પૈસા લાગા-દાપાં રૂપે આપવા પડે છે.

**મોસાળાની વિધિ :** લગ્નમાં દરેક વ્યક્તિ આવનાર છે. પરંતુ મોસાળમાંથી મામા-મામી ન આવે તો આટલા બધા સગાની હાજરીમાં મોસાળિયાની ગેરહાજરીની ખોટ કેમે કરીને પૂરી શકાય નહિ. એટલે મોસાળિયા રસ્તાના વિઘ્નો, મુશ્કેલીઓ દૂર કરીને પણ આવે છે.

સિંદુરિયો ચોખો કંઈ કંકુએ પીલાવો
સવ લોકો નોતરાં મોકલાવો
મારી મીયેરયાના આડા છે ડુંગર
સવ લોકો નોતરાં મોકલાવો
સંખેડા તે શેરના કડિયા તેડાવીને
ડુંગરા કોચાવીને આવે રે વીરા તારા મોમા
મારી મીયેરયાના આડા છે ડુંગરા
ડુંગરા કોસાવીને આવે રે વીરા તારી બેનીયો.
મારી મીયેરયાની આડી છે નદીઓ
સવ લોકો કોયએ ના આવીયા
તેજગઢની તે શેરના કડિયા તેડાવીને
નદીઓ બંધાવીને આવે રે વીરા તારા મોમી.

**માંડવાની વિધિ :** ઘેર કામ કરવા માણસની ખોટ છે. એકલા બાયા કામ કરી કરીને થાકી જાય છે. માટે હે ભાઈ હવે ભણવાનું છોડીને ઘેર રહો. આ ભાવનું ગીત ગવાય છે.

સરોવરની પાળે પીપેળો હો વીરા
તમે ભણવા ન જઈશો
ઘેર બાપુ એકલા હો વીરા
તમે ભણવા ના જઈશો
ઘેર માડી એકલા હો વીરા
તમે ભણવા ના જઈશો
ઘેર બહેન એકલા હો વીરા
તમે ભણવા ના જઈશો.

બીજા ગીતમાં -

થોડું ઘણું ભણતર લીધું. પંદરસોળ વર્ષ થયા અને તે મા-બાપને પરણાવી દેવા જેવી લાગી. સાહેલીને કન્યા પ્રત્યુત્તર વાળે છે. બહેનો નથી શાળા છોડી, બાપા છોડાવે છે. માડી છોડાવે છે. મને પારકા ઘરની બનાવવા તલપાપડ થઈ રહેલા માબાપે ભણતર છોડાવે છે.

ભણતાં જાવ બેન ભણતાં જાવ,
કાશીમાં ભણતા જાવ.
તમારા બાપા ભણાવે બેન ભણતા જાવ
કાશીમાં ભણતા જાવ.
તમારી માડી ભણાવે બેન ભણતા જાવ
કાશીમાં ભણતા જાવ.
તમારા વીરા ભણાવે બેન ભણતા જાવ
કાશીમાં ભણતા જાવ.

કન્યા પોતાના સગાને કહે છે. હું પૂર્ણ યૌવનમાં છું મને તમે વારશો નહિ. બાપા, માડી, બહેનો મારો છેડલો સાહીનો રોકશો નહિ. સમુદ્ર સાથે સરિતાનો સંગમ થાય છે. પુરુષ અને પ્રકૃતિનું મિલન એ કુદરતી ક્રમ છે. પરણ્યા વિના સ્ત્રી-પુરુષનું ઐકય સાધી શકાતું નથી. મારો સરિત સંગમ આવી પહોચ્યો છે. હવે મને રોકશો નહિ. બાવળિયે પગ મેલી ચડે રે ગોરાં બેની

છોડો છોડો બાપુ મારો શેડલો
મારે પઈણા વગર નઈ ચાલે
બાવળિયે પગ મેલી ચડે રે ગોરા બેની
છોડો છોડો બાપુ મારો શેડલો
મારે પઈણા વગર નઈ ચાલે

બહેનો ગીત ગાય છે કે

બેની ધૂળની ઢગલીએ રમતેલા
બેની માડીને ખોળે રમતેલા
બેની સાસુના લાડ નથી જાણે રે
બેની સાસુ તો શબ્દે રડાવે રે
બેની ધૂળની ઢગલીઓ રમતેલા
બેની બાપુનો ખોળે રમતેલા
બેની સસરાના લાડ નથી જાણે રે
બેની સસરાતો આકળે રડાવે રે

સાસરે જતી દીકરીની સાહેલીઓ પિતાને ઠપકો આપે છે. હે બાપા તારા ઘરમાં ઘણા રૂપિયા છે તે શા ખપના? હે માડી તારી માલ-મિલ્કત શા ખપની? દીકરીને તો પરદેશની સાસરી વેઠવાની છે.

લીલી ગોફેણ પીળા ચોંદેણો રે
ઉડીલું જવું સે વનમો

બઈળા બાપા તારા રૂપિયા રે
બેની પઈડા રે પરદેશ
બઈળા માડી તારા રૂપિયા રે
બેની પઈડા રે પરદેશ
બઈળા વીરા તારા રૂપિયા રે
બેની પઈડા રે પરદેશ
બેની બઈળા તારા રૂપિયા રે
બેની પઈડા રે પરદેશ
બઈલા ભાભી તારા રૂપિયા રે
નણંદા પઈડા પરદેશ

**કેટલાંક ફટાણાનાં ગીતોઃ**

(૧)

ઓ બનેવી તું ગધેડા પેઠે ભુંક્તો આવ્યો તારા મોએ તો માખી બણ-બણે છે
ઓ ગંદા
ઓંચી ઓંચી કરતો આઈવો ઓ શનિયા
બોડી ગધેડીરે આઈવો ઓ શનિયા
કોળમે બોધુ કરતો આઈવો ઓ શનિયા

(૨)

ઓમ મારા બાપ રે
કીડા ખખેરતો આઈવો ઓ શનિયા
કીડા પેલી ગધેડી લાઈવો ઓ શનિયા
મકોડાં બમણતો આઈવો ઓ શનિયા

(૩)

જમવામાં જગલા જેવો પહેલો દોડે છે પણ કામકાજમાં પાછળ છે. આળસું
છે આવડત વગરનો છે.

મોટો ડુંગર મોટો ઘાસ રે
બોઈધાં ઘોડીલા ભૂખે મરે
તને ના વઢાય તા તેડ તારી ભોજાય
મોટે ડુંગર મોટો ઘાસ રે
મોટે ડુંગર તેલીયું તલાવ રે
બોઈધાં ઘોડીલા ભૂખે મરે
મોટોનો શનિયો પોણી ભરી લાવે રે
બોઈધાં ઘોડીલા તરશે મરે
તને ના ભરાય તો તેડ તારી ભોજાય
મોટે ડુંગર મોટો ઘાસ રે
બોઈધાં ઘોડીલા તરશે મરે

**કન્યા વિદાયઃ** પ્રાચીનકાળથી કન્યા વિદાયનો પ્રસંગ કરુણ, આંસુભરીની આંખો કરતો રહ્યો છે.

માડી મારી ખૂંટીએ ઊઢેણી
કે હું ચાઈલી સાસરીયે
મારી મારી રઈને વિચારો
કે હું ચાઈલી સાસરીયે
બેની મારા ખૂણા મે ઢીંગલા
કે હું ચાઈલી સાસરીયે
ભાભી મારા પનિયારે બેડલા
કે હું ચાઈલી સાસરીયે
ભાભી મને રઈને વિચારો
કે હું ચાઈલી સાસરીયે
ફોયો મારા કોઈડાંમે વાસીંદા
કે હું ચાઈલી સાસરીયે
ફોયો મને રઈને વિચારો
કે હું ચાઈલી સાસરીયે

**નવી વહુ :** નવી વહુ આવે એટલે સંયુક્ત કુટુંબનું વિભાજન વહેલું-મોડું થાય જ છે. ઘરમાં જેટલા દીકરા તેટલા ચૂલા થાય છે. નવું ઘર બાંધવાની સગવડ ન હોય તો ઘરને અડાળીઓ કાઢીને વધારી જુદા રહે અથવા ઘરનો ભાગ પાડીને દીકરો જુદો રહે છે. તેથી નવી વહુ અળખામણી લાગે છે. કારણ કે વહુનાં પગલાં પડે, બેની ચાર આંખો થાય એટલે ખેતરોના ભાગ પડે છે. માલમિલકતના ભાગ પડે છે)

મારું તારુ કરેતી આઈવી
શેતરોનો ભાગ પાડેતી આઈવી
મારું તારુ કરેતી આઈવી
એઈડોનો ભાગ પાડેતી આઈવી
ઢોરાનો ભાગ પાડેતી આઈવી
ગોંદળાનો ભાગ પાડેતી આઈવી
કોડીઓનો ભાગ પાડેતી આઈવી
ચૂલાનો ભાગ પાડેતી આઈવી
જુદા બોઈણા મેલાવતી પાડેતી આઈવી
ખૂણે ખોટલો વાળેતી આઈવી.

**સોગના બોલ :** બામણિયાનો છોરો, લુહારિયાની છોરી સગાને સગો વાત કરી છોરો-છોરીને રમતે-ગમતે આ જીવન જીવવાનું નક્કી કરેલું છેલા સગાં. છોરા પક્ષ તરફથી બાપને પંદરશો એકાવન રૂપિયા દેજ, એકસો એકાવન રૂપિયા ભૂર અને ત્રણવોની રકમ કરેલી છેલા સગા. સગા કોઈ દાડે ખારુ થાય, કોઈ દાડે મોરુ થાય, હાથ પોગ દુઃખે, સામ-સામે સેવા ચાકરી કરવી પડશેલા સગા. જે દાડે છોકરીની ભૂલ પડશે તે દાડે તમારી જે રકમ લીદેલ જે-તે પાછી ભરપાઈ કરી આલાહુલા સગા પુન જો હગાં તમારી ભૂલ પડહે તો અમારી છોરીને ભર્યે ગરેણે પાછી લેહુ લા સગા. સગેથી પાળ બોંધી, ગોદડે ગોંઠવાળી, તાંબા પિત્તળે બંધ બાંધ્યો, માંહ વેચહુ, પુન હાડની વેચહુલાકા હગા, માંહ તમારું ને હાડ અમારુ લા સગાં, લી જાઓ આજથી આ તમારું માણહ.

લગ્ન પ્રસંગની એક છેલ્લી વિદાયની વિધિ હોય છે. ત્યારે ગામનો પૂજારો કે આગેવાન વળાવતી (વિદાય) સમયે આંગણામાં બન્ને પક્ષને ઊભા રાખે છે. અને તે ઊભા રહીને મોટેથી બધાને સંભળાય એ રીતે બોલે છે. બા-મણિયા ગૌત્રનો છોકરો અને લુહારિયા ગોત્રની છોકરી આ બન્ને સામ-સામે સગાંસંબધી મળીને વિવાહ જોડીયા હતા. લગ્ન છોકરા છોકરીને રમતા ગમતા (બન્નેની પસંદગી)થી આ જીવન જીવવાનું નક્કી કરેલ છે. એટલે વરપક્ષ તરફથી પંદરસો એકાવન રૂપિયા દહેજ, એક સો એકાવન રૂપિયા ભૂર અને ત્રણ પ્રકારના ઘરેણાં લીધા છે. તેમાં ભૂર બધાને વહેંચી આપીશું અને ઘરેણા છોકરીને પહેરાવેલા છે. કોઈક દિવસ ખારું, મોરું, ભોજન બને તો ચલાવી લેજો. વળી કોઈક દિવસ હાથ-પગ દુખે તો આપણે બન્ને પક્ષ મળીને ખર્ચ કરીશું. પણ જો કોઈક દિવસ છોકરીની ભૂલ પડશે તો તમારી રકમ પાછી આપીશું અને તમારી જો ભૂલ પડશે તો. અમારી છોકરીને ભરીયે ઘરેણે પાછી લઈશું. સગેથી પાળ બાંધી, ગોંદડે ગાંઠવાળી, તાંબા પિત્તળના બંધ બાધીયા, માંશ વેચીશું પણ હાડકા નહિ વેચીએ, માંસ તમારું અને હાડકાં અમારા લઈ જાવો આજથી આ તમારું માણસ.

## મરણવિધિ

રાઠવાઓમાં મૃત્યુ થયાને ‘મરણું થીયુંપ, ‘અમુક પડ્યુંપ ‘અમુક પડી’ કે ‘નાવા જવાનુંપ એવા શબ્દપ્રયોગ કરે છે. મૃત્યુ પામેલ વ્યક્તિને તેના નામથી બોલાવતાં નથી. અમુક શબ્દથી શબ વિશેની વાતો કરવામાં આવે છે. મૃત્યુ પામેલ વ્યક્તિની સાથે અન્તિમક્રિયા સુધી અનેક વિધિઓ જોડાયેલી હોય છે.

**મૃત્યુ પામેલ વ્યક્તિના શબ સાથે થતી પ્રથમ વિધિ :** જે વ્યક્તિનું મૃત્યું થયું હોય તેને તે જ ઘડીએ ખાટલામાંથી નીચે ભોંય પર ઉત્તર દિશામાં માથું અને દક્ષિણ તરફ પગ રાખીને સુવડાવી પગથી માથા સુધી કપડું ઓઢાડી દેવામાં આવે છે.

**રાત્રી દરમિયાન મડદું સાચવવાની રીત :** જો શબને રાત રાખવાનું હોય તો

ઘરમાં ખટલાને ઊંધો કરી હિંચકો બનાવી તેના ઉપર મડદું સુવડાવવામાં આવે છે. આખી રાત હિંચકાની ચારે બાજુ મરનારનાં સગાં બેસી રહે છે.

**સ્મશાને લઈ જતાં પહેલાં થતી વિધિ :** મડદાને સ્મશાને લઈ જવાનો સમય થાય ત્યારે વિધવા સ્ત્રીઓ મડદાને સ્મશાનમાં ખવડાવવા માટે ખીચડી બનાવે છે જે ઘરની બહાર છાણા સળગાવી રાંધવામાં આવે છે. મડદાને સ્નાન કરાવવા માટે ગરમ પાણી મૂકવામાં આવે છે. પાણી ગરમ થઈ જતાં સ્ત્રીઓ મડદાને સ્નાન કરાવી પીઠી ચોળે છે.

મરનાર વ્યક્તિ સ્ત્રી હોય તો સ્ત્રીનાં અને પુરુષ હોય તો પુરુષનાં કપડાં તથા ઘરેણાં પહેરાવી ચાંદલો કરી મડદાને વરરાજા કે કન્યાની માફક શણગારવામાં આવે છે. પિત્તળની થાળીમાં વધામણું કરી દીવો સળગાવે છે. કુટુંબીજનો વારાફરતી મડદાને વધાવે છે. આ બધી ક્રિયાઓ વિધવા સ્ત્રીઓ કરતી હોય છે.

**ઠાઠડી તૈયાર કરવાની વિધિ :** ઘરમાં ચાલતી વિધિની સમાંતરે કેટલાક પુરુષો આંગણામાં બેસીને ઠાઠડી તૈયાર કરે છે. ઠાઠડી સાગની બે વળીઓ પર વાંસની આડી ચીપો ગોઠવી દર્ભને નાડાછડીની દોરી વડે બાંધે છે. મડદાને વધાવવાની ક્રિયા પૂરી થયા પછી તેને ઠાઠડી પર સુવડાવીને બાંધી દેવામાં આવે છે. મડદાને ઘરના બારણાની તરફ મોં રહે તે રીતે ગોઠવે છે. સ્ત્રી હોય તો રંગીન કપડું અને પુરુષ હોય તો સફેદ કપડું ઉપર ઓઢાડવામાં આવે છે. જેને પાંખણ કહે છે. મડદાના મોંમાં ઘઉંનું સુખડ, કોપરું અને ઘી મૂકવામાં આવે છે. મડદાને ઓઢાડેલા લુગડાના ચાર છેડે સગાંવહાલાં આપે તે પૈસા બાંધવામાં આવે છે. મડદાના માથા તરફથી જમણી બાજુના છેડે નારિયેળ બાંધે છે અને પગ તરફના છેડે કોપરાની કાચલી બાંધે છે.

**મડદાને સ્મશાને લઈ જતી વખતની વિધિ :** ઠાઠડીની આગળ ઢોલીઓ ઢોલ વગાડતાં તથા નાચતાં ચાલે છે. જેમ લગ્ન વખતે નાચતાં ઢોલીને સગાંવહાલાં પૈસા આપે છે તેવી રીતે આ વખતે પણ પૈસા આપે છે. ઠાઠડીની આગળ

નિકટનો સગો હોય તે હાંડલી કે જેમાં ગરમ પાણી હોય છે, ઘી-તેલનો લોટો, સળગતું છાણું લઈને ચાલે છે. સાથે એક જણ ઝોળીમાં ડાંગર લઈને ચાલે છે. તે સ્મશાન સુધી મડદા આગળ ડાંગરની ઢગલીઓ કે જેને રાઠવાઓ પૂંજ કહે છે તે મૂકતો ચાલે છે.

હોળી ચકલે હાંડલું અને છાણું મૂકે છે. ત્યાં હાંડલી ફોડી નાખે છે. અહીં મડદાને એક જગ્યાએ ઉતારે છે. તેને વિસામો કહે છે. વિસામે ડાંગરનો સાથિયો કરીને મડદાને ઉત્તર દિશામાં માથું રાખીને સુવડાવે છે. વિસામે સ્ત્રી-પુરુષો મરનારનું મોં જુએ છે. ભોંય પર ખીચડી મૂકવામાં આવે છે. સ્ત્રીઓ હોળી ચકલેથી મોં જોઈ રડતી રડતી પાછી ઘરે જાય છે. પુરુષો ત્યાંથી ઠાઠડી ઉપાડીને સ્મશાને લઈ જાય છે.

**સ્મશાનમાં થતી વિધિ :** ઠાઠડીને સ્મશાનમાં લઈ જવાયા પછી જમીન પર માણસનું ચિત્ર બનાવીને મડદાને જમીન પર ઉતારે છે. મરનારના નિકટના સગા ભાણેજ બે જણ નાહીને ભીનાં કપડે મડદાનું મોં ધૂએ છે. પછી ઠાઠડીનું માથું ઉત્તર દિશામાં રહે એ રીતે ચાર ફેરા ફેરવે છે. તે વખતે ઢોલ વગાડવામાં આવે છે. પછી મડદાને ચિતા ઉપર મૂકે છે. ઠાઠડી પર બાંધેલી દોરી છોડી કાઢવામાં આવે છે. ખાંપણનાં કપડાનો એક છેડો ફાડીને દૂર મૂકવામાં આવે છે. મડદાને દાટે તો આ છેડો ઘર ઉપર મૂકવામાં આવે છે.

મડદાને પગે, હાથે, ડોકે જે દોરા બાંધ્યા હોય તે છોડી નાખવામાં આવે છે. મરનાર સ્ત્રી હોય તો તેની બંગડીઓ કાઢીને નીચે એક બાજુએ મૂકી દે છે. ઠાઠડીને જે નારિયેળ અને કોપરાની કાચલી બાંધેલી હોય તેને છોડી નાખે છે. નારિયેળ ફોડીને તેનું કોપરું આજુબાજુ નાખી દેવામાં આવે છે. નદી, તળાવ કાંઠે ચિતા હોય તો કોપરું પાણીમાં જીવ જંતુઓ માટે પણ નાખવામાં આવે છે.

જે બે જણા મડદાને સળગાવવા નાહ્યા હોય છે તે કરાંઠા ને ઠાઠડીના વાંસની ચીપોનાં બે પૂળા બનાવી તેને આગ સળગાવી ચિતા ફરતે ચાર ફેરા ફરી માથા

તરફ આગ મૂકતાં જાય છે. પછી મડદા ઉપરથી કૂહાડી ત્રણ કે ચાર વખત સામસામી ઉતારે છે. આગ મૂકાય ત્યારે ઢોલ ખૂબ જોરથી વગાડવામાં આવે છે. મડદું અર્ધુંપર્ધું બળવા આવે ત્યારે સ્મશાને આવેલા પુરુષો સ્નાન કરવા નદીએ ઉતરે છે. કેટલાક હાથ મોં ધૂએ છે. કેટલાક નજીકનાં સગાં મડદું બળે ત્યાં સુધી બેસી રહે છે.

**સ્મશાનથી દૂર ભાગોળે થતી વિધિ :** સ્મશાનથી ઉતરેલા બધા સ્નાન કરી લે પછી સ્મશાનથી દૂર નદી કે ઝરણાં કાંઠે બેસી એક જગ્યાએ તમાકુ મૂકે છે. નિકટનાં સગાં હોય તે પોહમાં પાણી લઈ પૈસાને પાંચવાર પાણી પીવડાવે છે. આ અંજલિ પૂર્વ દિશા તરફ ઢોળે છે. આ પૈસા પછી લઈ લેવામાં આવે છે. આ પૈસાનું ધૂપેલ લાવીને સૂતક વખતે પુરુષો માથામાં નાખે છે. બધા પુરુષો ગામની ભાગોળે આવે ત્યારે એક ટુવાલ પાથરવામાં આવે છે. તેમાં યથા- શક્તિ લોકો પૈસા નાખે છે. એ પૈસામાંથી દારુ કે ગોળ લાવી વહેંચે છે. તેમાં સૌથી પહેલો ભાગ ભાણેજનો રહે છે અને જો ભાણેજ ન હોય તો જમાઈનો રહે છે. મોટેભાગે બધાં જ ગામોમાં હજુ આ રિવાજ ચાલે છે. અહીં મરનારનું સૂતક કે બારમું નક્કી કરી તેની જાણ કરવામાં આવે છે.

**જીવ જોવાની વિધિ :** મડદું બળી ગયા પછી તે દિવસે રાખ ભરી લાવીને અથવા ધૂળને ચાળીને જ્યાં મડદાને ઘરમાં સુવડાવેલું તે જગ્યાએ ગોળાકારે ઢગલી કરવામાં આવે છે. તેના ઉપર થાળી ફેરવી સપાટ કરી ત્યાં દીવો કરી ખાખરાનાં ત્રણ પાનના પડિયામાં અનુક્રમે પાણી, દૂધ ને ભાતની ઢગલી કરી તેના ઉપર મોટા ટોપલા વડે ઢાંકી દેવાય છે.

સવારે રાખ કે ધૂળની સપાટી પર પડેલી નિશાનીઓ જોઈને મરનારનો જીવ અમુક અવતારે ગયો છે તે વિશે અનુમાન કરાય છે. જો કોઈ જાતની નિશાનીઓ ન જણાય તો એમ માને છે કે ત્યાં જીવ આવ્યો નથી.

**રંડાવાની વિધિ :** હોળી ચકલેથી મડદાને વળાવીને ઘેર ગયેલી સ્ત્રીઓ નાહવા માટે નદી કે તળાવના ઓવારે જાય છે. જો પતિનું મરણ થયું હોય તો

મરનારની પત્નીને રંડાવાની વિધિ કરે છે. જે સ્ત્રીનો પતિ મરી ગયો હોય તે સ્ત્રીની બંગડીઓ તોડી નાખી નદીએ મૂકી દેવાય છે. હાથેથી જણસો કાઢી લેવાય છે.

નદી કિનારે ખાડો ખોદી ખાખરાનાં પાંચ કે સાત પાન લઈ તેમાં ડાંગરનાં દાણાં, ખીચડી મૂકી મરનારનું નામ લઈ, જે બાધા કે માનતા પૂરી કરવાની હોય તે આજથી પૂરી' એવું બોલવામાં આવે છે.

**બેઠું કરવાની વિધિ :** મરણના ત્રીજા દિવસે બેઠું કરવા જવાની વિધિ કરે છે. તેને 'રાખ રળવાની વિધિ' કહે છે. કોરું વાસણ, વાંસની ટોપલી તેમાં ઘઉંનો લાડવો મૂકી બે જ ણ સ્મશાને જાય છે તે વખતે સ્ત્રીઓ મોં ઢાંકે છે. બેઠું કરવા જનારાં રાખની ઢગલી કરી, તેના પર પાણી ભરેલો ઘડો મૂકી, તેના પર ટોપલી અને ટોપલીમાં લાડવો મૂકી ઘરે આવે છે.

**સૂતક ઉતારવાની વિધિ :** સૂતકના દિવસે પુરુષો નદી કે તળાવના કિનારે માથાના વાળ ઉતારે છે. ફળિયાની કે કુટુંબની સ્ત્રીઓ ઘર લીંપી નદીએ નાહવા જાય છે. નદીએથી આવ્યા પછી મોં વાળી રડે છે. કાટિયાં વળાવવા નદીએ જાય ત્યારે મરનારનાં હાડકાં ઘડામાં લઈ જાય છે.

**બારમાની વિધિ :** બારમાના દિવસે મરનારનાં બહેન, બનેવી, મામા, કાકા, માસા ઉપવાસ કરે છે. બાર ઘડા લાવી ઘડામાં પાણી ભરી કોડિયામાં દૂધનો મીઠો ભાત મૂકી મરનારનું નામ લઈ તરાપીને પાણી ઢોળી દે છે.

**મૃત્યુ પછીના જીવનની માન્યતાઓ :** જો કોઈ વ્યક્તિ આપઘાત કરીને, અકસ્માતમાં, સુવાવડ વખતે, નદીના પૂરમાં તણાઈને, ઝાડ પરથી પડીને, કોઈના હાથે મરી ગયો હોય એવી વ્યક્તિઓને નવું શરીર મળતાં વાર લાગે છે. ત્યાં સુધી એવો જીવ અહીં તહીં જે તે પ્રકારનાં રૂપો લઈ ભટકતો ફરતો હોય છે. એવા જીવને જ્યાં સુધી એના કુદરતના નિયમ પ્રમાણેના આયુષ્યનાં વર્ષો પૂરા નહીં થાય ત્યાં સુધી નવું શરીર મળતું નથી. આ સમયગાળા

દરમિયાન એવો ભટકતો ફરતો જીવ ભૂતના રૂપમાં જીવતો રહી પોતાનું આયુષ્ય પૂરું કરે છે. આયુષ્ય પૂરું થયા પછી જ જીવને નવું શરીર મળે છે.

એવી પણ એક માન્યતા છે કે માણસનું મૃત્યુ થયા પહેલાં એના માટેનું બીજું શરીર તૈયાર જ હોય છે.

**મરણ વિષયક દંતકથા :** પહેલાંના વખતમાં યમરાજા માણસનો જીવ લેવા આવતા તેમને બધા જ લોકો જોઈ શકતા હતા. એકવાર સવલા નામના સુથારને લેવા માટે યમરાજા આવે છે. સુથારે જંગલમાં એક મોટા સીમળાના થડને કોતરીને પોલું કરી રાખેલું. જેવો યમ તેને લેવા માટે આવે છે કે સવલો યમને કહે છે, ચાલો યમરાજા મને લઈ જતાં પહેલાં મેં બનાવેલા ઘરને જોઈ લઈએ. એમ કહી સવલો સીમળાના થડમાં બનાવેલો દરવાજો ખોલી અંદર જાય છે અને યમને પણ જોવા માટે અંદર બોલાવે છે. જેવો યમ અંદર પ્રવેશે છે તેવો જ સવલો ઉપરના દરવાજેથી બહાર નીકળી દરવાજો બંધ કરી દે છે, તથા નીચે ઉતરીને નીચેનો દરવાજો પણ બંધ કરી દે છે. ભગવાન ઘણા વખત સુધી યમરાજાની રાહ જોઈ છતાં આવ્યા નહીં એટલે ભગવાને લોકોમાં તપાસ કરી પણ તેમની ક્યાંય ખબર મળી નહીં. તેમણે યમની ખબર કાઢવા દારુ બનાવીને લોકોને છાકટા કર્યાં. તેવામાં છાકટા સુથારથી કહેવાઈ ગયું કે, તારા જેવી બાર બાર વરહથી પેલા સીમળામાં હુકાવા બાઝી સે, તું કઈ એવી છે ? અને ત્યાં સુથાર પકડાઈ ગયો. ત્યારથી માણસને લેવા માટે આવતો યમરાજ હવે કોઈને દેખાતો નથી.

## સમાજનો પોતાના ખ્યાલનો ઈતિહાસ

પહેલાંના વખતમાં ધરતી પર કળ આવેલો અને ધરતી આખી પાણીમાં ડૂબી ગઈ હતી. રતુમાળ ડુંગરે રાઠવાઓના પૂર્વજોના સપને આવીને કહેલું કે અમુક દિવસ અમુક સમયે ધરતી પાણીમાં ડૂબી જશે. તમારામાંથી બે માણસોને ધનધાન્ય સાથે મારા ઉપર ચઢી જવા કહેજો. એમના પૂર્વજોને સપનામાં ડુંગરે કીધેલા દિવસ અને સમયે બે માણસો ડુંગર ઉપર ચઢી ગયા હતા. જેમ જેમ

પાણી વધતું ગયું તેમ તેમ રતુમાળ ડુંગર ઊંચો ને ઊંચો વધતો રહ્યો. આખો ડુંગર પાણીમાં ડૂબી ગયો પરંતુ એક ખાટલા જેટલી જગ્યા તેના ઉપર પાણીથી ડૂબતાં બચી રહી. તે જગ્યાનો આશરો લઈ પેલા બે જણા બચી ગયા. જ્યારે પાણી ઓછું થયું ત્યારે તેઓ ધરતીના પેટે ઉતર્યાં અને પોતે ફરીથી જીવન શરૂ કર્યું. તેમનાં છોકરાંઓ તે અમે, એવું તેઓ તેમના ઇતિહાસ વિશે જણાવતાં કહે છે. તેમના મૌખિક સાહિત્યમાં રતુમાળ ડુંગરની વાત આજે પણ ચોમાસાની ઋતુમાં આવતા દિવાસાના તહેવારમાં ગરબાના રૂપે સ્મરાય છે–

બગેલું ઊડી જેલું રતમાળ
એક ખૂને રોય જેલું રે લોલ.
હોંકી ઠોકીને બૈયડે ચડાવું
એક ખૂને રોય જેલું રે લોલ.

બીજી એક માન્યતા પ્રમાણે ધરતી પર જ્યારે પાણી ફરી વળ્યું તે સમયે પાવાગઢ ડુંગર પર બે જણાં બચી ગયેલાં. તેઓના વંશજો તે રાઠવાઓ. પાવાગઢ પર બચેલાં બે માણસોના પેશાબમાંથી કેટલાક જીવો અને તેમના સંડાસમાંથી અમુક જીવો બનેલાં એવી પણ માન્યતા જોવા મળે છે. આ માન્યતા તેમનાં ગીતો વાર્તાઓમાં મળે છે.

પાવે મારા પાવાના પાતળીયા
પાવે મારે પાવે વરસ્યા રે લોલ.
પાવે મારે પાવાના ડુંજેર
પાવે મારે પાવે વરસ્યા રે લોલ.

## દેવોની કથા

કૈડાકુંનબી દેવ ને કીધું કે તું કોને સે ? તે કંઈમેં દેવ સે. સુ નોમ તારું, તેર કહે કે કાળુ રાણો, કહે ગાય ગાબડિયા ગોમનો, તેર પછેન હું કરવું, તેરે કેય

કે એને કોઈ બળવાને બોલાવવા પડહે અને બળવો પરથના કરહે. ગોમ લોકો ભેગા વળીયા અને નક્કી કર્યું કે આપુણે ગોમની જાતર નાંખ હું તેર કેવા લાજ્યા કે પુણ જાતર લેવા જવું કર્યાં તેર કહેવા લાજ્યા કે કુંભાર ને ઘેર જહું ઘોડા લેવા જહું નક્કી કર્યું. પૂછી બળવો કીધું કે ખરો મારો કડવાનો દેવ હોય,

ગોમ ખેડુ,ભેહાળીયો દેવ,ગોમની જાતર
ગોમ દેવ, હોહાજયા દેવ,ગોમ ઈંદ, હાટોળ
અગાસીયા–પછાળીયાદેવ, ચારખંડની ધરતી
હાત કળના પડદા, કળ પર ચાંદા–હુરજ
પર અલામી મીલીન, મારાગોમની અંદર
કે ગોમની ગવરી, કાળી કાદવી, માલ મેં દાણામેં

હમુને બધા મેં હારા હુતર રાખહે, તેર મેં ગોમનો ભાગોળીયો એતરે આપુણા મનુષ્ય દેહ મેં આપુણે કોટવાળ કીએ, અને દેવમેં આપુણે ભાગોળીયો દેવ સે. એ કોટવાડ સે એતરે બધાને નોતરે એ કોને નોતરે કે,

પહેલું પહેલું આપુણી
ખેતીવાડી વળદે, ધનમેં વળદે
નાણાં મે વળદે, માલમેં વળદે.
નર્મદા કાંઠા હાયના દેહરા, નર્મદા ની પેલે થેડે .
ઓહટીયો ડુંગર, પોહરીયો ડુંગર, મોહરીએ ડુંગર,
હાતરીયો ડુંગર, કોહટીયો ડુંગર, હીજયો ડુંગર
ડુંગરનું વળણા, મોહરીનું વળણ, નાણાં વળણા,
માલને વળણા, ગાણા મેં વળણ, ખેતીવાડી વળદે,
વિશ્વાસ પરાડી ધુઘરાણી દેહરા, નાની આડી
મોટી આડી, નાની હાય, મોટી હાય, હાયનો દેહરા
આડીની માતા, મુવાળની માતા, મુવાડના દેવો.
હરગુના દેવો, ધરતીની માતા, ગામ હીંમની માતા
ગામના હીંમના દેવો.

જેર દેવોને પરથના  કર્યા તેર એમ માનો
કાવરા ચીમલી,ચીમલી પુજાળ.ફેણય માતા,
માતા હજુલી, હજુલી  દેહરા, ઓટલીયો દેવ,
અગાલીયો દેવ,પછાળીયો દેવ, દેવોના નામો પાડવા લાગી જેલા,

જેમાં આપુણા દેવોમાં જે દુધિયો દેવ સે, એતરે આપુણા ગોમમાં નવું ધન એતરે નવું ખોડની ઉખેડાય, નીંદાયની, હાગડાનું પાન ન લવાય એવા બંધાણા બાંધી દીધા, દુધિયો દેવ ના થાય, તેર સુધી સાગનું પાન ન લાવવાનું પછી છાસે માથું (મુડું)ની ધોવાય પુછી છાસ કોઈ ને અલાયની, જેરે દુધિયો દેવ કર હું તેર નીંદવાનું કર હું તેર છાસ અલાહે એવા બધા કર્યું,

નાંદરીયો દેવ, દિવાહા દેવ, કળ પર ચાંદા-હુરજ પુતે ભગવોન
બાર મેઘ તેર બિજલીયો, હરહરીયો દેવ,
બિજલી રાણી, મેઘ આપવો
ધરતીના ખોડે મેદ ઉત્તરીયો.
ઝાડ-બીડના ધર્મે મેઘ ઉત્તરીયો.
કીડી-મકોડીના ધર્મ મેઘ ઉત્તરીયો.

ગવળીના ધર્મે મેઘ ઉત્તરીયો પુછી હોનાના કણબી,રૂપાના કણબી,ગળીયા ગોધો ટેવડાવવા લાગી જેલા,પુછી મારે ઘોર કેય એરુ ન મોટું હોવુનું ભરેલુ, તે કેમ મને બવારા આવી જા, તેર  કેમ કે ચાલ હવે આપુણે જીએ કે માળવાની ધરતી મેં માડવાની ધરતી મેં ગળીયા ગોંધા પલોટીયા, પેલ્લો બિયારો ભીંડો, ભાજી પાછલો બિયારો-ભીંડો હોનીયો ભાજી, પુષ્કળ લાગ્યું તેર મકેય, મકેય દાંતરી કેવાય, સીંદળી સાલ, કમોદી સાલ, નકરી તુવેર,કાળમોરચું ઉલદીયું, કળી કોદરો, મડી મકીયો, હુપવી જુવાર. આ આપુણી ખેતી, આપુણી વાડી,આપુણી ખેતીવાડી મેં ઝઝલુ ઘાસ, છેડા વાડણ, કરસેરી વાડણ ખાભા, પુજા ડીરા વાડણ, કરસા વાડણ, હેરા વાડણ, વાડેણનું વલોણ સે.

આપુણી ખેતી આપુણો માલ,પાલ,મનખો મેં, ઢોર વાછરડા મેં હારુ હુતર

રાખ્યું બધામે રાબળી ખાતા થીજયો, પુછી કીધુ કે આપુણી ગોમ વળી જયું એતરે આપુણે જાતર નાંખવાની સે. ફાળો કેતરો કેતરો આવહે તે આપુણે વકતા ઘોરોવાળાને વધાર આવહે, ને ટૂંકા ઘોરોવાળાને ઉછો આવહે કુઈને આપવા એતરે ફાળો કર્યો. એમ કરીને હાવ આપુણે કોઇ તાં જવુ, તેરે વિસાર કર્યો કે આપુણે કુંભારને તાં પેલા ઘોડા લેવા જીએ ઘોડા નક્કી કર્યા, ઘોડા,બોકડા,દારૂ લાવ્યા, પુછી આ ઉજાણી હોઇ પુછી એમ કીધુ કે અર્જુન અને ભીમ તે આપણા ઘોરોમાં નોકર કે ચાકર રાખવાનો તે કેય કે ખીચે ખીચે રોટા બીજમ, અને કુડે કુડે દાળ લીજમ બળીયા તારા નોકર-ચાકર, કેય ખાઇ પીન હુવા લાજ્યાં. એતરે કણભીને જીન ચાળી કરી, એતરે કણભી જઇને પાટુ મારીયું, પાટુ મારીયું એતરે ઝાડ બીડ ઉખેડવા લાગી જા, પાછા વળી પાછા વળીયા એતરે પુછી ધરતી ઝાડ નીચે અને પારકી રૂડી હદ આવી એતરે આ ઝાડ-બીડ એતરે જે ઝાડબીડ સે. એતરે આપુના ગોમની અંદર આ દેવ સે. એતરે ઘણા લોકો કે શાસ્ત્ર મેં કે તમે દારૂ છોડદો, માંસ મટન છોડદો, તાડી છોડદો, બધુ છોડદો એમ કેય કે પુણ જેર ભગવોન જેરથી ઉત્પન્ન થયા, તેર આપુણે મનુષ્ય દેહની ઘડયું, ની કુકળુ બનાવ્યું, ની બોકળુ બનાવ્યું, જે કુદરતી બનેલું સે. એ અતારે ખાય અને એજ અતારે પીવે અને દેવને પરથના કરે.પુછી ગવ પર

ચાંદા-હુરજ પોતે ભગવોન.<br>
જુહી તારો, મેડી તારો, કમળ તારો,<br>
પોપટ તારો,પુછાળો તારો, હૈણી તારો,<br>
હૈણી ગોવાળીયો,

આ બધા મોટા મોટા એ દેવલોક સે. કેવું કે પુણ આ તે તારો સે. પુણ જે દેહ મોટા મોટા દેહ મનુષ્ય દેહ સે. એ કેય કે મને ભુખ લાગી, મને તરસ લાગી, મેં હુવા કરું જે ભગવોન દેવ સે. એ ખરેખર સે. પુણ એ દેખેની પડતા,પુણ જેરે ઘોર ધણી અને બળવો આપુણા ઘોરમે દેવ સે. જે આપુણે જે માનીને રીયા એ આપુણે દેવ આપુણે ભગવોન ને બીજુ કહેવામા આવ્યું સે કે આજે મનુષ્ય દેહ આપુણા મે સે ખરો? પુણ એમાં કોઇને દેવોનો ભાગની હોય કે

કોઈની હોય પછેના દેવનો ભાગ જરૂર સે અને આ દેવનો ઉત્પાદન બળવાનો શેર એતરે કે મુક બળવાથી મારુ ઘોર વળીયું ,જેરે આપુણે ગોમ વડહે એતરે

માલમે વડહે, ધનમે વડહે, નાણા મેં વડહે,
દાણા મેં વડહે, જવા કુવા કણભીના હીરા વડહે,
કણભીનું ઘોર વડહે, નદી નેવાના જોહ વડહે,
ગોમ વડહે,ખેતર પાલા દેવ વડહે,

ખેતર પાલા દેવ એતરે મોટલા મોટલા ખેતુર પાલ દેવ સે. પુણ એ ભોળીયો સે. એતરે એને ખેતુર મે આવીયું અને પછી જેર પિઠોરા વિષયએ વાત હાચી સે. આપુણા ગોમમાં ગોમ દેવ સે. માનો કે કોહાજયો દેવ, હાદરની ભૂમિ, પાંચ પાંડવા એ બધા દેવો હે, કોઈ ગોમમે આપુણે પીળી જાતર નાંખવાની સે. એતરે બળવો એહે નોતરા કરે હે એમાં હુ કરહે, ચાલ કે ધરતી માડી, ચાર ખંડની ધરતી સે.

હાતકળના પડદા સે. કળ પર ચાંદા હુરજ પોતે
ભગવોન આજ કેવા લાગી જમ કે ગોમ ખેડું
ગોમ દેવ, ગોમની વાડેણ,ગોમ ઇંદ ,
ડાયો-ઓદરો,હીમ-હીડો, ઘાતે ધગરે,હારો હું વારે,

પોણી પણ જાય રાખે એતરે લીલી-પીળી હલધરે આવળીને આવો બીન ચોખો આ લોકે આપુણા નોતરાં કરવા.

૨.

કૈડાકુનબીએ તેને પૂછ્યું કે તું કોણ છે? ત્યારે દેવ બોલ્યા કે હું ગાબડિયા ગામનો કાળુ રાણો દેવ છું. ત્યારે તેણે ગામના બળવાને બોલાવ્યો અને કહ્યું કે એક સાગના ઝાડના પોલાણમાં કાળુ રાણો નામનો દેવ છે. આ સાંભળીને ગામ લોકો ભેગા મળી નક્કી ક્યું કે આપણે ગામની જાતર બનાવીને જાતર

કાઢવી પડશે. એટલે ગામ લોકો એ જાતર માટેનું સરસામાન ભેગું કર્યું અને બળવાને જાતર માટેની માનતા લેવા કહ્યું. બળવે માનતા લીધી અને કહ્યું કે ગામ ખેડૂત, ગામની જાતર, ગામ ઈંદ, ચાર ખંડની ધરતી, સાતપાતાળના પડદા, કળ પર ચંદ્ર-સૂર્યને નમસ્કાર ર્ક્યું. હે દેવ મારા ગામની અંદર ગાય-ભેંસ, ખેતીવાડી, ઘર બધું સારું રાખીશ તો તારી જાતર કાઢીને તારા નામનું સ્થાનક બનાવીશું.

માનતા રાખવાથી ગામમાં સારું રહેવા લાગ્યું. થોડા વર્ષો પછી જાતર નાંખવા માટે નોતરાં કરવામાં આવ્યાં. તેમાં દેવોને નોતરે છે. પ્રથમ ગામના પાદર (ભાગોળિયોદેવ)ને નોતરે છે. ભાગોળિયો દેવ એ ગામનો કોટવાળ હોય છે. તેથી પ્રથમ ગામના કોટવાડને નોંતરે છે. ગામમાં ખેતીવાડી, પશુપાલન, અનાજનું સારું વળતર આપે તે માટે તેને નોતરે છે. તેમાં નર્મદા નદીના દેવો, ઓહટિયો ડુંગર, આ બધા દેવો, મોસેટીનું અનાજ, ખેતીવાડી, હાંફેશ્વરના દેવો, મરજીવાની માતા, મરજીવાના દેવો, સ્વર્ગના દેવો, ધરતીમાતા, સીમની માતા, સીમના દેવો, ફેણાયમાતા, આમ દેવોને નોંતરવામાં આવે છે.

ગામમાં દુધિયો દેવ હોય છે તે ચોમાસામાં ખેતીવાડીમાં મદદ કરે છે. અને તે ખેતીમાં ઉગી નીકળતા વધારાના ઘાસને કાઢવું હોય તો દુધિયા દેવને પૂજવામાં આવે છે અને બંધારણ છે કે છાસથી માથું ધોવું નહિ, છાશ કોઈને અપાય નહિ, સાગનાં પાન તોડવાં નહિ, જ્યારે દુધિયો દેવ કરીશું ત્યારે છાશથી માથું ધોવાશે અને છાશ અપાશે, સાગનાં પાન તોડાશે આમ નક્કી કરી દેવોને નોતરે છે.તેમાં નાંદરિયા દેવ, દિવાસાના દેવ, સૂર્ય-ચંદ્ર, બારમેઘ, તેર વીજળી તેઓને વળતર આપ્યું પછી ધરતી પર વરસાદ આવ્યો, ઝાડ-પાનના ધર્મથી વરસાદ આવ્યો, કીડી-મકોડાના ધર્મથી વરસાદ આવ્યો. ત્યાર પછી ખેડૂત વાછરડાઓને ખેતી ખેડવા માટે શિખવાડ્યા લાગ્યા અને કહ્યું કે આપણે માળવાની ધરતી ખેડવા જઈશું. માળવાની ધરતી પર વાછરડા શિખવાળિયા અને ખેડવા લાગ્યા અને ઓરણી કરવા માટે બિયારણો લાવ્યા. તેમાં ભીંડો, ભાજી, મકાઈ, ડાંગર, અડદ, કોદરા, મઠિયા, જુવાર, આ પહેલામાં પહેલા આપણાં બિયારણો હતાં. આપણી ખેતીવાડીમાં ઘાસ વધારે છે. તેમાં રોડા

વાડવાવાળી, હાથે વાળવાવાળી આબદાનું સારું  વળતર મળવા લાગ્યું.

આપણી ખેતીવાડી,પશુપાલન, માણસો, ઘરમાં સારું વળતર આવ્યું. બધાને સારી રીતે જમવાનું મળવા લાગ્યું  તેથી કહેવા લાગ્યા કે આપણું ગામ હવે સારી રીતે સુખી છે. એટલે હવે આપણે જાતર નાંખવાની છે. જાતર માટેના સામાનના ખર્ચ પેટે  ફાળો નક્કી કર્યો.

તેઓ કુંભારને ત્યાં ઘોડા લેવા જવાનું નક્કી કર્યું. ઘોડા, બકરાં, તાડી લાવ્યા અને જાતર નાંખવાની તૈયારી કરી. તેમાં ખેડૂતના નોકર ભીમ અને અર્જુન હતા. ત્યારે કહેવા લાગ્યા કે અર્જુન અને ભીમ આપણા ઘરના નોકર છે. તેઓ ખાઈ-પીને ઊંઘે છે. એટલે ખેડૂતને જઈને ફરિયાદ  કરી કે તારા નોકર ખાઈ પીને ઊંઘ્યા કરે છે. એટલે ખેડૂતની ઘરવાળી જઈને લાતો -મારીને ઉઠાડ્યા અને જંગલમાં કામે લગાડયા, ઝાડ-પાન ઉખેડવાનું કામ શરૂ કરી દે છે. ખેડૂતની સ્ત્રી તેમને કહેવા લાગી કે પાછા વળો એ બીજાની હદ છે અને ત્યાં આપણા દેવો છે. ત્યાં સુધી આપણી હદ છે.

ઘણા બધા કહેવા લાગ્યા કે તમે દારૂ છોડો, માંસ છોડો, આ બધું છોડી દો, જ્યારથી ભગવાનનો ઉદ્ભવ થયો ત્યારથી આ બધાનો ઉદ્ભવ થયેલો છે. આ મનુષ્ય શરીર બનાવ્યું, કે મરઘું નથી બનાવ્યું કે બકરું નથી બનાવ્યું. આ બધું કુદરતી રીતે બનેલું છે. અત્યારે જમે અને અત્યારે પીવે તે દેવોને પ્રાર્થના કરે તેમ છે.

ચંદ્ર-સૂર્ય પોતે ભગવાન છે. જુહી તારો, મેડીતારો , કમળતારો, પોપટ તારો, પૂછડી તારો, ફેણી તારો, હૈણી ગોવાળિયા, આ બધા મોટા મોટા દેવલોક છે. જ્યારે મોટામાં મોટો દેહ મનુષ્ય છે. તે કહેવા લાગ્યો કે મને ભૂખ લાગી, મને તરસ લાગી, મારે ઊંઘવું છે. આવું મનુષ્ય દેહ કહેવા લાગ્યો તે ભગવાન છે. તે ભગવાન આપણને જોવા નથી મળતો પરંતુ આપણા ઘરમાં દેવ છે. તે જ આપણા ભગવાન છે. મનુષ્ય દેહ દેવનો એક ભાગ છે. એટલે આ ભૂવો કહેવાય કે ભૂવાને શેર (૫૦૦ગ્રામ) અનાજ ઘરધણીને આપવાનું હોય

છે. આ ભૂવાથી મારું ગામ મારું ઘર સારી રીતે ચાલે છે. એમ માનીને આખું ગામ ભૂવાને બોલાવે છે. ત્યારથી આપણા ગામમાં પશુપાલન, અનાજમાં, નાંણામાં, વૃક્ષોની ડાળીઓમાં, ખેડૂતોનાં ઘરો, નદી-નેવાણા પાણી, ગામમાં સારું રહે છે. તેથી લોકો ખેતરના છેડે ખેતર પાલા દેવ તરીકે બેસાડવામાં આવે છે. અને તે ખૂબ જ દયાળુ હોય છે. તેનાથી આખા ગામમાં સારી ખેતી થાય છે.

પૃથ્વીની ઉત્પત્તિ કેવી રીતે થઈ હતી અને દેવો, જાતિ-જ્ઞાતિનો ઉદ્‌ભવ ખેતીની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે આ મૌખિક સાહિત્ય પરથી જાણવા મળે છે.

# નાયકા સમાજ



## ભૌગોલિક વિસ્તાર

નાયકા જાતિના લોકો ગુજરાત રાજ્યના લુણાવાડા, સંતરામપુર, સંજેલી, મોરા, હાલોલ, ગોધરા, ડીટવાસ, ખાનપુર, જેથરીબોર, ખેરામુવાડી, સાતતલાવ, પાંચમહુવા, પાલ્લા, પાલ્લી, સોનેલા, જેઠોલી, વેરાહા, રાજપીપળા, જાંબુઘોડા, નડિયાદ, વડોદરા, દાહોદ, સાબરકાંઠા, બનાસકાંઠા, જેવા અલગ-અલગ જિલ્લા/ગામડાઓમાં વસવાટ કરે છે. તેઓની મુખ્ય આજીવિકા જંગલી પેદાશો પર નિર્ભર હોવાને નાતે મોટાભાગના લોકો ગુજરાત રાજ્યની ઉત્તરથી દક્ષિણ સુધીની પૂર્વ પટ્ટીમાં વસવાટ કરતા જોવા મળે છે. આ સિવાય બીજા અનેક જિલ્લાઓમાં છૂટીછવાઈ વસ્તી પણ જોવા મળે છે.



## જન્મવિધિ

આ સમાજમાં સગર્ભા સ્ત્રીઓને ખાસ કરીને ઘરે જ પ્રસૂતિ કરાવવામાં આવે છે. પોતાના કુટુંબ-પરિવારમાં કેટલીક સ્ત્રીઓ પ્રસૂતિ કરાવવામાં માહિર હોય છે આવી સ્ત્રીઓને પ્રસૂતિ વખતે બોલાવવામાં આવે છે. જો બાળકનો જન્મ સહેલાઈથી ન થઈ શકતો હોય તો જ દવાખાને લઈ જવામાં આવે છે. બાળકને જન્મ આપ્યા પછી સવા મહીના સુધી તે સ્ત્રી પીવા માટે પાણી ભરી શકતી નથી કે જમવાનું પણ બનાવી શકતી નથી. બાળકનું નામ ખાસ કરીને તેના માતા-પિતા, દાદા-દાદી કે ફોઈ નક્કી કરે છે. આ સમાજમાં બાળકનો જન્મ જે વારે કે જે પક્ષમાં થયો હોય તેને ધ્યાનમાં રાખીને પાડવામાં આવે છે. જેમ કે જો બાળક છોકરો હોય અને તેનો જન્મ સોમવારે થાય તો સોમલો, મંગળવારે થાય તો મંગો અને બુધવારે થાય તો બુધિયો નામ પાડવામાં આવે છે. એ જ પ્રકારે જો બાળક છોકરો હોય અને તોનો જન્મ કૃષ્ણપક્ષ-

અંધારિયામાં થાય તો અંધારિયો અને શુકલ પક્ષ-અંજવાળીયામાં થાય તો ગોરીયો નામ પાડવામાં આવે છે.



# લગ્નની વિધિ અને ગોત્રની ભૂમિકા

## ગોત્ર/કુળ બહાર લગ્નનો ખ્યાલ

આ સમાજમાં કુળ બહાર લગ્ન થઈ શકતા નથી પણ જો કોઈ છોકરો પોતાનાથી નીચી જાતિની છોકરી સાથે લગ્ન કરે તો તો સમાજ તેને દંડ કરીને સમાજમાં લઈ શકે છે અને જો તે દંડ ભરપાઈ કરવામાં આનાકાની કરે તો સમાજ તેવા વ્યકિતના ઘરને નાતબારું મૂકી શકે છે, જે ઘરને નાતબારું મૂકવામાં આવ્યું હોય તેવા ઘરે સમાજ/કુટુંબના કોઈપણ વ્યકિત જઈ શકાતા નથી કે ખાઈ-પી શકતા નથી. જો કોઈ છોકરી પોતાનાથી નીચી જાતિના છોકરા સાથે લગ્ન કરે તો તે છોકરીને પાછી ઘરમાં પેસવા દેવામાં આવતી નથી તથા તેની સાથે કોઈપણ જાતનો વ્યવહાર રાખવામાં આવતો નથી કે તેનાં ઘરે તેના મા-બાપ પણ જઈ શકતાં નથી. આમ આ સમાજમાં નાત બહાર લગ્ન થઈ શકતા નથી.

## સામાજિક લગ્ન

આ સમાજમાં છોકરા-છોકરીના માતા-પિતા જ છોકરા-છોકરીના સંબંધ પસંદ કરે છે. છોકરા-છોકરી પોતાની મેળે પોતાને ગમતું પાત્ર નક્કી કરી શકતા નથી. છોકરાનાં સંબંધ કરવા હોય તો છોકરાના માતા-પિતા છોકરીનાં ઘરે જાય છે અને છોકરીનાં માતા-પિતાને સંબંધ વિશે જણાવામાં આવે છે જો તેઓને એ સંબંધ પસંદ હોય તો તેઓ છોકરાનાં ઘરે જઈને તેના ઘર-બાર વિશેની તપાસ કરે છે અને જો તેઓને સંબંધ કરવા જેવા લાગે તો વાત આગળ વધારે છે અને સંબંધ પાકા કરે છે. જયારે પાકો સંબંધ કરવામાં આવે ત્યારે કુટુંબીજનો, ફોઈ-ફુઆ, બહેન-બનેવી અને સગાંવહાલાંને બોલાવવામાં આવે છે.

## લગ્નપ્રસંગે ગવાતાં ગીતો

આગળ મેદાન સે વીરા પાસળ ફૂલવાડી,
કેરના કેતેલા બાપુ સીટીએ લગન લેસું,
એવા ઉશીલા બાપુ  ગામડે લગન લીધા,
બાપુને કીજો વીરા સીટીએ લગન લે,
લીલો રૂમાલ વીરા પીળો રૂમાલ...
આગળ મેદાન સે વીરા પાસળ ફૂલવાડી,
કેરના કેતેલા બાપુ ભણેલી ભાળસું,
એવી ઉશીલા બાપુ અભ્ભડ ખોળી,
બાપુને કીજો વીરા ભણેલી ભાળે,
લીલો રૂમાલ વીરા પીળો રૂમાલ...
આગળ મેદાન સે વીરા પાસળ ફૂલવાડી,
કેરના કેતેલા બાપુ મારૂતીએ બહાડશી,
એવી ઉશીલા બાપુ હેંડતા લી સાલ્યા,
બાપુને કીજો વીરા મારૂતી મંગાવે,
લીલો રૂમાલ વીરા પીળો રૂમાલ...
આગળ મેદાન સે વીરા પાસળ ફૂલવાડી,
કેરના કેતેલા માંમો માંમેરા લાવે,
એવા ઉશીલા માંમો ખાલી હાથે આયા,
માંમાને કીજો વીરા બેડીલા લાવે,
લીલો રૂમાલ વીરા પીળો રૂમાલ...

રોડે રોડે બાવળિયા રોપાવજો કુંવરભાય,
કાકા આવસે, કાકીઓ આવસે...
દાતણ કાંથી લાવસો કુંવરભાય,
રોડે રોડે બાવળિયા રોપાવજો કુંવરભાય,
માંમા આવસે, માંમીઓ આવસે...
દાતણ કાંથી લાવસો કુંવરભાય,

રોડે રોડે બાવળિયા રોપાવજો કુંવરભાય,
બેઈનો આવસે, બનેવી આવસે...
દાતણ કાંથી લાવસો કુવંરભાય,
રોડે રોડે બાવળિયા રોપાવજો કુંવરભાય,
ફૂઆ આવસે, ફોયો આવસે,
દાતણ કાંથી લાવસો કુંવરભાય,
રોડે રોડે બાવળિયા રોપાવજો કુંવરભાય,
માસા આવસે, માસીઓ આવસે...
દાતણ કાંથી લાવસો કુંવરભાય,
રોડે રોડે બાવળિયા રોપાવજો કુંવરભાય,
દાદા આવસે, માડીઓ આવસે...
દાતણ કાંથી લાવસો કુંવરભાય,
રોડે રોડે બાવળિયા રોપાવજો કુંવરભાય.

## વિધવા / વિધૂર પુનર્લગ્ન

આ સમાજમાં વિધવા / વિધૂર પુનર્લગ્નને પણ માન્યતા આપવામાં આવે છે. જ્યારે કોઈ યુવાન અથવા આધેડ વયના સ્ત્રી-પુરુષ કોઈ બીમારીને લીધે કે અકસ્માતમાં મૃત્યું પામે તેવા સમયે તે સ્ત્રી-પુરુષ બીજી વ્યકિત સાથે પુનર્લગ્ન/ફૂલહાર કરી શકે છે.

## લગ્ન પ્રસંગની તૈયારીઓ

લગ્ન પ્રસંગની તૈયારી માટે ખાસ કરીને દાદા-દાદી, માતા-પિતા તથા કુટુંબના વડીલ વ્યક્તિઓ ઘરની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને નિર્ણયો લે છે. લગ્નની તૈયારી સ્વરૂપે તેઓ પૈસાની સગવડ કેટલી છે તે ધ્યાનમાં રાખીને ખાવા-પીવા પાછળ, કપડાં ખરીદવા પાછળ તથા જો દાગીના આપવાના હોય તો તે માટેની કેવી વ્યવસ્થા કરવી તે વિશે એકબીજાની સલાહ લેવામાં આવે છે. આમ લગ્નના પંદર દિવસ બાકી હોય ત્યારથી જ લગ્નની તૈયારીઓ શરૂ કરી

દેવામાં આવે છે.

## ગણેશ સ્થાપનાની વિધિ

ગણેશ સ્થાપનાના દિવસે ૧૦૦ ગ્રામ તેલ, અઢી કિલો ગોળ, પાંચ કાંકરીઓ હળદરની અને મીંઢળ લઈને છોકરાને ત્યાંથી કેટલાક વ્યક્તિઓ છોકરીને ઘરે આવે છે. પછી છોકરીના ઘરના અને તેના કુટુંબીજનો ભેગા થાય છે. બારણામાં કંઈક પાથરીને બધા બેસે છે, પછી દીવો ચાલું કરીને થાળી કાઢવામાં આવે છે, અને છોકરાને ત્યાંથી જે વસ્તુઓ લાવ્યા હોય તે થાળીમાં મૂકવામાં આવે છે પછી છોકરીનો અને છોકરાનો કાકા, બંને મળીને કંકુથી દાઢાં પીરે છે. આ વિધિ થયા પછી છોકરીના કેટલા રૂપિયા લેવા એ માટે ભાંજગડ નક્કી કરવામાં આવે છે. ભાંજગડ નક્કી થઈ ગયા બાદ છોકરાવાળાઓને જમાડીને મોકલી દેવામાં આવે છે. પછી રાત્રે ગામ લોકોને બોલાવામાં આવે છે, પાંચ લાડવા બનાવે છે. પછી છોકરીને ખાંયણિયામાં બેસાડવામાં આવે છે અને લાડું ઉછાળે છે. સાંબેલાથી પછી તેનો ઘાંણ ભરવામાં આવે છે. ત્યારબાદ ત્રણ છોકરા અને બે છોકરીઓ મળીને તેલ/પીઠી ચડાવે છે.

## મામેરાની વિધિ

છોકરીના માતા-પિતા છોકરી માટે એક જોડું કપડાં, જમાઈ માટે ધોતિયું તથા છોકરીની સાસુ માટે હાલ્લો લઈ જાય છે. તથા પોતાની યથાશકિત અનુસાર પૈસાના સ્વરૂપે ચાંલ્લો કરે છે.

## વર ઉઘલાવવાની વિધિ

વર ઉઘલાવતી વખતે વરના બનેવી તેને કપડાં પહેરાવે છે તથા કુટુંબના વડીલ વ્યકિત વરને પાઘડી બાંધે છે. ત્યાર પછી બહેન કે ફોઈ દ્વારા લાવવામાં આવેલા સુહેરા વરને માથે મૂકવામાં આવે છે તેના કપડાં ઉપર અત્તર છાંટવામાં આવે છે. તેને તૈયાર કર્યા પછી તેના માતા-પિતા પાછા પગે તેને ઘરમાંથી બહાર

કાઢે છે. ઘરમાંથી બહાર કાઢ્યા પછી ગોળ-ધાણા વહેંચવામાં આવે છે. તથા વરને એક હાથમાં તલવાર અને બીજા હાથમાં નારિયેળ પકડાવામાં આવે છે.

### ચોરીમાં થતી વિધિ

ચોરી બનાવવા માટે પાંચ છોકરીઓ દ્વારા ગોરમટી મંગાવવામાં આવે છે ત્યારબાદ છોકરી-છોકરાના બનેવી આ ગોરમટીને પલાળીને તેમાંથી ચોરી બનાવે છે. ચોરી તૈયાર થયા પછી કન્યાનો કાકો ટીલોમણ લઈને નીકળે છે, પછી વરને તોરણે કરવામાં આવે છે. વર તોરણે આવ્યા પછી કન્યાની માતા વરને પૂંખે છે. ત્યારબાદ કન્યાની કાકી થાળીમાં મોરસ/ખાંડ લઈને આવે છે અને વરને ચોરીમાં બેસાડવામાં આવે છે, વરને ચોરીમાં બેસાડ્યા પછી વર/ કન્યાના બનેવી મંગળ ફેરા ફેરવે છે, અને ત્યારબાદ બંનેને ઘરમાં જ્યાં ઘોતેડો ભર્યા હોય તે જગ્યાએ લઈ જવામાં આવે છે.

### કન્યાદાનની વિધિ

મંગળ ફેરા ફર્યા પછી છોકરીનાં માતા-પિતા છોકરીને કન્યાદાન કરે છે. ત્યારબાદ મામા-મામી, માસા-માસી, ફોઈ-ફુઆ, બહેન-બનેવી તેમજ કુંટુંબીજનો અને સગાંવહાલાં પોતપોતાની ઇચ્છા મુજબ કન્યાને ખાસ કરીને રસોડામાં ઉપયોગમાં આવે તેવાં વાસણો કે ઘરવપરાશમાં આવતી બીજી વસ્તુઓ કન્યાદાનમાં આપે છે. જેમણે જે વાસણ અથવા વસ્તુ કન્યાદાનમાં મળેલી બધી જ વસ્તુઓ છોકરીને આપી દેવામાં આવે છે.



## મરણ પ્રસંગ

કોઈપણ વ્યકિતનું મૃત્યુ થયા પછી જમીન પર ચૉકો કરવામાં આવે છે, ત્યારબાદ શબને ખાટલા ઉપરથી જમીન પર જ્યાં ચૉકો કર્યો હોય તે જગ્યા ઉપર મૂકવામાં આવે છે. નાના અથવા અપરણિત છોકરા-છોકરીને બાળવામાં

આવતા નથી. તેઓને દાટવામાં આવે છે.

## મડદાને લઈ જતી વખતની વિધિ

શબને સ્મશાને લઈ જતાં પહેલાં તેને નવા કપડાં પહેરવામાં આવે છે તથા તેના ઉપર અત્તર છાંટવામાં આવે છે, અને ફૂલનો હાર પહેરાવે છે. શબને સ્મશાને લઈ જવા માટે વાંસ અથવા સાગની બે મજબૂત વળીઓ લાવીને તેની ઠાઠડી બનાવવામાં આવે છે. ત્યારબાદ મરનાર વ્યકિતના ઘરના બારણામાં ઠાઠડી મૂકવામાં આવે છે અને મરનાર વ્યકિતનું માથું ઘર તરફ રહે એ રીતે તેને ઠાઠડીમાં મૂકવામાં આવે છે. મરનાર વ્યકિત જો પુરુષ હોય તો તેને લાલ સાડી/સાડલો ઓઢાડવામાં આવે છે અને તેની ઠાઠડી ઉપર પણ લાલ સાડી/ સાડલાથી આંટીઓ મારવામાં આવે છે. ઠાઠડીએ બે નારિયેળ બાંધવામાં આવે છે, ઠાઠડી વિસામે પહોંચે ત્યાં સુધી મરનાર વ્યકિતનું માથું ઘર તરફ રાખવામાં આવે છે. વિસામે પહોંચ્યા પછી ઠાઠડીને જમીન પર ઉતારે છે, ત્યાં એક નારિયેળ વધેરે છે અને શબનું માથું સ્મશાન તરફ કરવામાં આવે છે. ઠાઠડી લઈ જતી વખતે ખાંધ બદલાવામાં આવે છે અને રસ્તામાં કીડી/મકોડા માટે લોટ, ચોખા કે ડાંગર વેરવામાં આવે છે.

## સ્મશાનમાં થતી વિધિ

શબને સ્મશાને લઈ ગયા પછી તેને જમીન પર મૂકવામાં આવે છે, પછી ચાર વ્યકિતઓ પહેલાં સ્નાન કરી લઈને શબને બાળવા માટે લાકડાં ગોઠવે છે. લાકડાં ગોઠવાય ગયા પછી શબને તેના ઉપર સૂવાડવામાં આવે છે ત્યારબાદ મરનાર વ્યકિતનો છોકરો અથવા ભત્રીજો શબને અગ્નિદાહ આપે છે. શબ યોગ્ય રીતે બળી ગયા પછી જે વ્યક્તિઓ ડાઘું ગયા હોય એ બધા જ પહેરેલા કપડે સ્નાન કરે છે, અને પછી સૂતેક, દસમું તેમજ બારમાની તારીખો નક્કી કરવામાં આવે છે.

## જીવ જોવાની વિધિ

ઘરમાં જે જગ્યાએ શબને મૂકવા માટે ચૉકો કર્યો હોય તે જગ્યા ઉપર શબને સ્મશાને લઈ ગયા પછી ઘરની સ્ત્રીઓ લોટ પાથરે છે અને તેના ઉપર ટોપલો ઢાંકવામાં આવે છે. શબને બાળ્યા પછી ડાઘુઓ જયારે ઘરે આવે ત્યારે ટોપલો ઉઘાડવામાં આવે છે અને લોટમાં જે કોઈ નિશાન જોવા મળે તેને આધારે મરનારનો જીવ નક્કી કરવામાં આવે છે.

## લૌકિક/સૂતેક અને બારમાની વિધિ

જે તે વ્યકિતના મૃત્યુ બાદ ચોથા કે પાંચમા દિવસે સૂતેક, દસમા દિવસે દસમું અને બારમે દિવસે બારમું કરવામાં આવે છે. મૃત્યુ પામનાર વ્યક્તિ નાની વયનું હોય તો તેનું બારમું/કાયટું કરવામાં આવતું નથી પણ જો મરનાર વ્યક્તિ વયોવૃદ્ધ હોય તો નાતના રીતરિવાજો પ્રમાણે તેનું કાયટું કરવામાં આવે છે અને સમાજના બધા જ વ્યક્તિઓને જમાડવામાં આવે છે. જો પુરુષ મૃત્યુ પામ્યો હોય તો તેની સાસરીવાળા તેમની છોકરી માટે ત્રણ કપડાં લઈને આવે છે.

## મરણ વિષયક દંતકથા

મૃત્યુ પછીના અવતાર વિશેની એવી માન્યતા છે કે જો મૃત્યુ પામનાર વ્યક્તિએ સારા કર્મો કર્યાં હોય તો  તેને  ફરીથી માણસનો અવતાર મળે છે અને ખરાબ કર્મો કર્યા હોય તો તેવા વ્યક્તિને માણસ તરીકે અવતાર મળી શકતો નથી.

## દેવી-દેવતા વિષયક ખ્યાલ/આસ્થા

આ સમાજના વ્યક્તિઓ કાલિકા માતા, ભાથીજી મહારાજ, રામદેવ, જોગણી માતા, ખપ્પર જોગણી વગેરે દેવ-દેવીઓમાં આસ્થા ધરાવે છે. ઘરમાં અગાઉ કોઈ વડીલ વ્યક્તિ અવસાન પામી હોય તો તેને પણ દેવ તરીકે પૂજવામાં આવે છે. કોઈ ખાસ વાર-તહેવારે દેવ-દેવીઓને ભોગ ધરાવવામાં આવે છે.

ચોખ્ખા દેવ-દેવીઓને ચોખ્ખું નૈવેદ્ય ધરાવવામાં આવે છે અને મેલા દેવ-દેવીઓને દારૂ તેમજ બલી તરીકે કૂકડો ચઢાવવામાં આવે છે.

## ઘરમાં પૂજાતા દેવ-દેવી

કાલિકા માતા, ભાથીજી મહારાજ, રામદેવ, બળિયા દેવ અને અંબે માઁને ઘરમાં પૂજવામાં આવે છે. રામદેવ અને બળિયા દેવને ચોખ્ખું નૈવેદ્ય ધરાવવામાં આવે છે.

## ગામ-સીમમાં પૂજાતા દેવ-દેવી

શેમ માતાને સીમમાં પૂજાતા દેવ તરીકે ઓળખવામાં આવે છે. શેમ માતા ગામની રક્ષા કરે છે એટલે તેને પહેલાં પૂજવામાં આવે છે તથા છોકરા-છોકરીનું લગ્ન હોય તો તે વ્યક્તિને શીમ માતાએ પગે લગાડવા લઈ જવામાં આવે છે.

## ખેતરમાં પૂજાતા દેવ-દેવી

અન્ન દેવ, નાગદેવ અને ભૂતને ખેતરના દેવ તરીકે માનવામાં આવે છે. નાગદેવને દૂધ ચડાવવામાં આવે છે. ખેતરમાંથી જ્યારે કોઈપણ પાકની લાણણી કરવાની હોય ત્યારે ખેતરને શેઢે અગરબત્તી કરવામાં આવે છે તથા નારિયેળ વધેરવામાં આવે છે. અનાજ ખળામાંથી ઘરે લઈ જતી વખતે ભૂતને બાકળા, કૂલર અને કૂકડો ચડાવ્યા પછી જ અનાજ કોઠીમાં નાખવામાં આવે છે.

## વરસાદના દેવ-દેવી

મેઘરાજાને વરસાદના દેવ તરીકે માનવામાં આવે છે. વીજળીના પલાકારાથી જ વરસાદના દેવ તરીકે માનવામાં આવે છે. કોઈ વર્ષે ઓછો વરસાદ પડે તો મેઘરાજાને આરાધના કરવામાં આવે છે.

### પ્રાકૃતિક તત્ત્વોના રૂપમાં દેવ-દેવીઓ

નદી, ડુંગર, તારા, ચંદ્ર તથા કેટલાંક વૃક્ષોને દેવ-દેવીઓના પ્રતીક તરીકે પૂજવામાં આવે છે. પીપળો તથા તુલસીની અમુક પ્રસંગોએ પૂજા કરવામાં આવે છે. કેટલાંક વૃક્ષો લગ્નપ્રસંગ તથા કેટલીક ધાર્મિક વિધિઓમાં અગત્યનાં માનવામાં આવે છે, આવાં વૃક્ષોને પવિત્ર માને છે.

### મૃત્યુના દેવ

યમ રાજાને મૃત્યુના દેવ તરીકે માને છે. આકસ્મિક રીતે કોઈ વ્યક્તિનું મૃત્યું થાય તો તેવા કિસ્સામાં ખાસ કરીને ડાકણને જવાબદાર ગણવામાં આવે છે.



## શુકન/અપશુકન વિશેની માન્યતાઓ

અગત્યના કોઈ કામ માટે નીકળ્યા હોય અને રસ્તામાં કોઈ સ્ત્રી ખાલી વાસણ લઈને સામે મળે, સાપ આડો ઉતરે કે સસલું નીકળે તો અપશુકન થયા એવું માને છે, અને ત્યારથી જ મનમાં ગાંઠ વાળી લે છે કે જે કામ અર્થે પોતે નીકળ્યા છે તે કામ નહીં થાય અથવા જો થશે તો પણ લાંબા ગાળે કે નુકસાનકારક બનશે એવું ધારી લેવામાં આવે છે.



## પશુ-પક્ષી વિશેનો દૃષ્ટિકોણ

કૂકડો બોલે એટલે સવાર થયું છે એમ માનીને ગૃહિણીઓ ઊઠી જાય છે અને પોત-પોતાને કામધંધે વળગી જાય છે. કાગડી બોલે કે કૂતરું કાન ફફડાવે તો અપશુકન થયા એવું માનવામાં આવે છે. કાગડો બોલે તો કોઈક મહેમાન આવશે એવું માને છે. ઘુવડ જો ઘરે આવીને બોલે તો આસપાસમાં કોઈ ડાકણ

હોવાનો વહેમ કરે છે.



## ભૂવા, બડવા કે ભગતમાં વિશ્વાસ

જ્યારે કોઈ વ્યક્તિ બીમાર થાય તો પ્રથમ તેને ભૂવા પાસે લઈ જવામાં આવે છે. ભૂવો બીમાર વ્યક્તિના માથા પરથી મકાઈના દાણા વાળે છે અને પછી પોતાના દેવ-દેવીનું સ્મરણ કરીને દાણા જોવે છે. દાણા જોયા બાદ ભૂવો કહે છે કે આને ભૂત વળગ્યું છે કે ડાકણે કરેલું છે. પછી ભૂવો દોરો કરી આપે છે, એ દોરો બીમાર વ્યક્તિને હાથે અથવા ગળામાં બાંધવામાં આવે છે, ભૂવે દોરો કર્યા પછી જો બીમાર વ્યક્તિને થોડો ઘણો આરામ લાગે તો માંદ્દું કરવામાં આવે છે. માંદ્દું કરવા માટે ઘરધણી પાસેથી નારિયેળ, કંકુ, ધૂપ, લીંબુ, દારૂ અને કૂકડો કે બકરો મંગાવવામાં આવે છે, ત્યારબાદ રાત્રે માંદ્દું કરવામાં આવે છે. માંદા વ્યક્તિને બેસાડવામાં આવે છે અને ભૂવો ધૂણે છે અને જાપકૂટા કરીને, કૂકડા કે બકરાનો ભોગ આપીને માંદ્દું વળાવામાં આવે છે. આમ આ સમાજ ભૂવા, બડવા કે ભગતમાં વિશ્વાસ ધરાવે છે.

# તડવી સમાજ

તડવીઓની ઉત્પતિ અંગે એમ કહેવાય છે કે પૃથ્વી ઉપર કોઈ ક્ષત્રિય રહ્યો નહિ ત્યારે ભગવાને પોતાના તળિયાનો મેલ કાઢીને પુરુષ બનાવ્યો તે તડવી. ભગવાન તડવીને પોતાના રક્ષક તરીકે સાથે રાખતા. એક વખત ભગવાને તડવીની પરીક્ષા લેવાનુ વિચાર્યુ ભગવાન વનમાં થઈને જતા હતા. ભગવાને એક નાની તલાવડી બનાવી તેમાં ખૂબ મોટા મોટા માછલા કૂદે. તડવીને માછલા પકડવાની ઇચ્છા થઈ ભગવાને પાછળ ફરીને જોયું તો તડવી તીરકામઠુ ફેંકીને નાસવા લાગ્યો. ભગવાને જોયું તેથી તડવી શરમાયો. ભગવાન કહે, ઊભો રહે, પણ તડવી ઊભો ના રહ્યો ત્યારે ભગવાને એક ભાલડી (તીર) નાંખી. તે તડવીની કેડે ખોસાઈ ગયું ત્યારથી તડવી શૂરવીર મટીને, ખરપડી લઈ ખેતરોમાં મજૂરી કરી ખાય છે.

કેટલાક અભ્યાસીઓનો મત એવો છે કે ભીલમાંથી તડ પાડીને જુદા થયા તે તડવી. પરંતુ તડવી એટલે દળ કે ગઢનો રક્ષક. તડવીઓને રજપૂતો સાથે સંબધો છે. કેટલાક તડવીઓની જાગીરો હતી વળી તેમના  નામના નામ- જયમલ, રાયમલ છકતર, પહાડો, ભારમલ જેવા જોવા મળે છે.

તડવીઓ પોતાને ક્ષત્રિય ધર્મમાં માને છે. ગામરક્ષક કે ગઢરક્ષક તરીકે તડવીઓની કામગીરી હશે. લગ્ન વખતે હજુ પણ તડવીનો લાગો કે દાપુ કાઢવામાં આવે છે.

જ્યારે તડવીઓનાં કુટુંબોમાં બાળકો જીવતા ના હોય તો આ સમાજના લોકો બાળક જન્મે એટલે જંગલ, સંસ્કૃતિ, પ્રકૃતિ પરથી બાળકોનાં નામ મૂકવામાં આવે છે. જેમાં ભીખો, મડિયો, કચરો, કાળિયો, ઉકડિયો, મીઠિયો, મોટો, જીવલો વગેરે નામો પાડવામાં આવે છે.

ગુજરાતની પૂર્વ સરહદ સાચવીને વસેલા આદિવાસીઓમાની તડવી એક

આદિવાસી જાતિ ગણાય છે.

તડ એટલે તટ લશ્કર તડવી એટલે લશ્કરનો ઉપરી એવો અર્થ થાય છે. તડવીઓ પોતાને ક્ષત્રિય ધર્મમાં માને છે. ગામરક્ષક કે ગઢરક્ષક તરીકે તડવીઓની કામગીરી હશે. રજપૂતો સાથે તડવીઓનો ગાઢો સંપર્ક હતો એમ કહેવાય છે. કેટલીક જગ્યાએ તડવીઓની જાગીરો હતી એમ કહેવાય છે. તડવીઓમાં ચૌહાણ, પરમાર, ચાવડા જેવી અટકો મળે છે અને તડવીઓના વંશની નોંધ રાખનારા વહીવંચા બારોટો હોય છે. આ બારોટો મહેસાણા જિલ્લામાં વસે છે, એટલે તડવીઓ વિશે વિશેષ સંશોધન થાય એ ઈષ્ટ છે.

તડવીઓ હિંદુઓ તરીકે ઓળખાય છે. ખાનદેશમાં તડવીઓએ અલ્લાહઉદ્દીનના સમયમાં ઇસ્લામ ધર્મ સ્વીકારેલો છે. તડવીઓની વસતિ ગુજરાતમાં પંચમહાલ, વડોદરા અને ભરૂચ નર્મદા જિલ્લા છોટાઉદેપુર જિલ્લામાં છે. મહારાષ્ટ્રમાં ખાનદેશ અને મધ્યપ્રદેશમાં નીમાડ પ્રદેશમાં છે. તડવીઓ સામાજિક રીતે કોળી કે બારિયા અથવા રાઠવા પછીનું સ્થાન સમાજમાં ભોગવે છે. (આ લેખ-રેવાબેન તડવીના લગ્નગીતોની પુસ્તિકામાંથી લખેલ છે)



## વિસ્તાર

તડવી સમાજ નર્મદા જિલ્લામાં સાગબારા, ડેડિયાપાડા, નાદોદ તાલુકામાં અને ગુજરાત રાજય અને મહારાષ્ટ્ર રાજયના સરહદે આવેલ અકલકુવા તાલુકામાં તડવી સમાજ વસેલો છે. જેમાં ખાસ કરીને સાતપુડા ડુંગરના ગીરીમાળાની તળેટીમાં તડવી સમાજ વધારે જોવા મળેલ છે.



# લોકોની ખાસિયતો

તડવી સમાજના લોકો ખાસ વધારે કરી શ્યામ રંગના હોય છે અને ઉચા વધારેમાં વધારે ૪.૭ ફુટ કે ૫ ફુટ હોય છે. થોડા કદાવર ઠિંગણી જાતના લોકોની વસ્તી વધારે છે અને મહેનતવાળા, જાતે મહેનત કરવી એમનામાં છે. આ સમાજના લોકો ખાસ કરીને ડેડિયાપાડા, સાગબારા, નસવાડી, મહારાષ્ટ્ર રાજ્યમાં અકક્લકુવા સાહદા અને એમ.પી.ની બોર્ડર પર વસેલા છે. બહાર મજૂરી જવામાં ઓછા અને ખેતીકામમાં રોકાયેલા હોય છે. આ સમાજના લોકો છૂટક મજૂરી, કડિયાકામ, જેવા કામો વધારે કરે છે. આ સમાજના લોકો વધારે કરી બીજા સમાજમાં ભળતા નથી અને તડવી સમાજ નાનો છે. એટલે સમાજમાં જે નિર્ણય હોય તે આખરી ગણવામાં આવે છે અને આ વિસ્તારના તડવી સમાજનું એક સંગઠન પણ છે. જે સાગબારામાં છે. દરેક મોટાં કારણો હોય તો તેમના સમાજના સમિતિના સભ્યો હાજર રહે છે અને એના થકી કામ આગળ વધારે છે. ખાસ કરી પૂર્વજોના જે કામ ખેતી મૂકી ગયા છે તેમને સાચવી ખેતીકામ વધારે કરે છે અહીંના લોકોના ખાસ ગોત્રો હોતા નથી પરંતુ ખાસ (૧) તડવી ડાણકા (૨) તેતરિયા ડાણકા એમ બે કુળ હોય છે અને આખા ડાણકા તડવી સમાજની એક કુળદેવી કાલકા માતા છે જે દરેકે આ સમાજના લોકો તેમને પૂજે છે. દરેકના ઘરમાં એમની સ્થાપના કરવામાં આવે છે.

આ લેખ કુઈદા ગામના પુનમચંદ ગણપતભાઈ તડવીને મળી ચર્ચા કરી લખેલ છે.



# તડવી સમાજના રિવાજો

તડવી ધાણકા સમાજ જેમાં ગુજરાત, મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશના સમાજનું

એક સંગઠન બનાવી અને નિયમો તૈયાર કરવામાં આવ્યા છે. જેમના સમાજના બંધારણ પરથી આ લેખ લખવામાં આવ્યો છે. જેમાં ભીખાભાઈ કેશરિયાભાઈ તડવી મુ. કોડબા તા. સાગબારાના વતની છે.

સમાજમાં લગ્ન કે કોઈ કારણવશ પંચો અને ગામના સમાજના લોકો એક માપદંડ મૂકવામાં આવેલ છે. લગ્ન વખતે મોટા ગોળધાણાની રીતમાં (દહેજની) ૨૦૧ રૂા. ગ્રામ પંચોને આપવાના રહે છે અને રૂા.૧૧૦૧ કન્યાનાં મા-બાપને આપવાના રહે છે તથા દહેજમાં ફકત ૧૬ સભ્યોએ જવાનું હોય છે. કન્યાને મંગળસૂત્ર, ઝાંઝરી, કડા નંગ - ૨ આપવાનું રહે છે.

- ગોળધાણા થયા બાદ કન્યાને સમાજની બીજી કોઈ વ્યકિત લઈ જાય લઈ જનાર પાસેથી રૂા. ૬૦૦૧ અને પંચ માટે રૂ. ૧૦૦૧ આપવાના રહે છે.

- લગ્ન થયા બાદ છૂટાછેડા થાય અને જેમને ના રહેવાનું હોય તો કસુરવાર પાસેથી રૂા. ૨૫૦૧ ફિ લેવામાં આવે છે.

- તડવી સમાજથી છોકરી બીજા કોઈ સમાજ સાથે લગ્ન કરે કે ભાગી જાય તો રૂા. ૧૧૦૦૧ સામા પક્ષવાળા પાસે લેવાય છે.

- કુકર્મ અને શીનાળ ગૂનો કરનાર કસૂરવારને રૂા. ૧૦૦૧ નો દંડ વસૂલ કરે છે.

- વાર તહેવારમાં ગાહણી આપવા બાબત જેમકે હોલી, દિવાળી, દિવાસો, ચોમરી અમાસ જેવા તહેવારોમાં પહેલા કુટુંબોને કપડાં, પૈસા આપવાની પ્રથા હતી જે હાલ બંધ કરવામાં આવી છે.

- નાત કરવા બાબત : આ સમાજમાં તડવી ધાણકા સમાજ સિવાય બીજા સમાજમાં છોકરો કે છોકરી ભાગી જાય અથવા લઈ જાય તો પાસુ સમાજમાં લાવવું અને નાત પટેલને બોલાવવા અને નાત કરવી નાતના દંડ પેટે રૂા.

૫૦૧ લેવામાં આવશે તથા નાત પટેલને તેમના ગામ સુધી આવવા જવા માટેનું મહેનતાણુ આપવાની રીત છે.

– આ સમાજમાં લગ્ન થાય એટલે છોકરીને વર સાથે ના મોકલે અને બીજા દિવસે કન્યાને લેવા ગામના (૫૦) પચાસ કે સૌ (૧૦૦) લોક લેવા માટે જતા તે હવે પ્રથા બંધ કરી છે.– લગ્નનો રિવાજ પણ પહેલા દિવસે મંડપ પાશાને ૧૨ કલાકની અંદર સરઘસમાં ૨૦૦ (બસો) જેટલા લોકો જતા અને સગા વહાલાના ઘરે તેમને ચા, પાણી તથા પાન, સોપારી અને દારૂ તથા પથારી આપવાની અને એટલા લોકોનો બંદોબસ્ત જેના ઘરે સરઘસ જાય તે માણસને કરવો પડતો હતો અને બીજા દિવસે છોકરો/છોકરીને ૧૦ રૂ. ચાંદલો આપતા. ચાંદલો આપનારને ગોળ અને દારૂ આપવામાં આવતો. રાત્રે ચાંદલો આપ્યા પછી રાત્રે બાર (૧૨) વાગે જમાવાનો પ્રોગ્રામ ચાલતો તે અત્યારે બંધ કરાવી અને રાત્રે આઠ વાગે ગોઠવવામાં આવે છે. છોકરો કે છોકરીના લગ્નના પહેલા માડવાના દિવસે તડવી સમાજના જે તે કુટુંબના પૂર્વજોનાં નામ પર ખતરી મૂકવામાં આવે છે. ત્યાં વર કે કન્યાને લઈ જવા અને પૂર્વજોની આગળ ધરી પૂજન કરવા શરણાઈ વગાડવી ખતરીનું પૂજન કરી ત્યાર બાદ ઘરે આવી કૂળદેવી કાળકા માતાનું પૂજન કરી વિધિ શરૂ કરવામાં આવે છે.

ખતરી સ્ત્રી/પુરુષ બેના નામ પર પથ્થર મૂકવામાં આવે છે હળદર લગાડવામાં આવે છે જેમાં ત્યારબાદ સગાવાહાલા લગાવે છે.

બપોર કુંવારી કન્યાઓને લઈ ચોરી માટે માટી (કદવ) લેવા માટે જાય છે. શરણાઈ વગાડી અને એ વિધિ પૂર્ણ કરે છે. સાંજે રાત્રે ૮ કલાકે ચાંદલા વિધિ પૂર્ણ કરે છે. રાત્રે નાચવા કૂદવાનો રિવાજ હોય છે. ત્યારબાદ સવારના વહેલી પહોરમાં જાન લઈ જવાની હોય છે.



# મૃત્યુ થાય તેના રીત રિવાજ

તડવી ધાણકા સમાજમાં મૃત્યુ થાય અને જો ગરીબ ઘરના હોય બધા ગામમાં ફાળો કરી અને એમની વિધિ પૂર્ણ કરે છે. જેમાં સૌ પ્રથમ ગામમાં મૈયત થાય એટલે બધા સગાવહાલા કે જાત જમાતને ખબર અંતર પહોંચાડે અને ત્યારબાદ ગામમાં એક વિધૂર પૂજારી જેમની વિધિ કરતા હોય છે.

**સાધન :** એક માટલી, છાણુ અને ભીંડીની છાલનું દોરડું બનાવવામાં આવે છે.

**રસોઈ :** દાળ, ભાત, રવો, મરઘી, નવજાતનું ચવાણું ફૂલ, તરબૂચ વગેરે સામગ્રી, ટોપણી, સૂપડું લાકડામાંથી બનાવેલ ડોયો, પુરુષ હોય તો સફેદ ધોતી. સ્ત્રી હોય તે તૂલો પૂજી અને ઘરની પાછળ જમવાનું બનાવી ત્યારબાદ લાશને બહાર કાઢે છે. બહાર વિધૂર માડલીમાં સાત જાતનું અનાજ મૂકી અને છાણું સળગાવી અને આગળ ચાલે છે. સ્મસાન ભૂમિ પર જઈ અને જમાડવાની વિધિ કરવામાં આવે છે અને કોઈ કુટુંબમાં અગ્નિદાહ આપવામાં આવે છે. બારમે દિવસે એમનું બારમું કરવામાં આવે છે.



# જંગલ સાથે સંબંધ

તડવી ધાણકા સમાજના લોકો જંગલમાં કલમના ઝાડને પવિત્ર માને છે. જેમાં જંગલમાંથી કલમનાં ઝાડની એક ડાળી લઈ પોતાના વાડામાં એમને વાંજિત્ર શરણાઈ વગાડી અને ઉંડો ખાડો કરી રોપવામાં આવે છે. જેમાં એમને ઈદરાજા તરીકે પૂજન કરે છે. ખાસ કરી વડીલો કુટુંબના એક મોટા વડીલના ઘરે આ ઝાડને રોપવામાં આવે છે અને તેમને ત્યાં પૂજારીને બેસાડી પૂજા વિધિ કરવામાં આવે છે.

# ડુંગરીભીલી સમાજ

આદિવાસીઓની જેમ ડુંગરાભીલ સમાજની સાથે પોતાની વિશિષ્ટ સામાજિક, ધાર્મિક માન્યતાઓ, રીતિરિવાજો અને વ્યવહારોથી આગવી ઓળખ ધરાવે છે. સૂર્ય, ચંદ્ર, તારા, આકાશ, નદી, ડુંગરો, અનાજ વગેરેની પોતાની ઉત્પત્તિ વિષયત દંતકથાઓમાં પોતાની મૌખિક પરંપરાથી ચાલી આવતા વ્યવહારોમાં તેમના જીવનનું જગત છતુ કરે છે. રાણી કાજલ, દેવમોગરા જેવા ડુંગરોને પોતાની ઉત્પત્તિનું બીજરૂપ દેવરૂપ માની તેની સાથે વારતહેવાર જીવનવ્યવહાર રચી તેમની પૂંજાવિધિ કરે છે. તેમનાં જીવન સાથે જોડાયેલા દેવ-દેવીઓને પોતાના જેવા જ ગણવામાં આવે છે. પૂર્વજો પોતાની સાથે જીવે છે. એવી તેવો તેમની સાથે પણ દિન-પ્રતિદિન વ્યવહાર કરે છે તેમના જીવન જરૂરિયાત વસ્તુઓ ખેતીમાંથી અને ડુંગરો પાસેથી ઊભી કરી લે છે. અને બીજાઓ ઉપર ઓછો આધાર રાખે છે. ભીલ સમાજનો દરેક નાગરિક એકબીજા ઉપર વિશ્વાસના તાંતણે જોડાયેલો રહે છે. તેઓ એકબીજાને ઠગવું (જૂઠું) બોલવું તથા છેતરવાના પ્રસંગો ઓછા બને છે. કોઈપણ વસ્તુની લે-વેચ માટે કાગળનો ઓછો ઉપયોગ કરતા હતા. આજે દરેક વસ્તુ ઉપર કાગળ ઉપર લખાણ કરવામાં આવે છે. ઊંડાણનાં ગામડાઓમાં પોતાના સામાજિક રીતરિવાજોમાં બહુ ઓછા બદલાવ સાથે આજે પણ જીવે છે.



## સમાજનું નામ

ભારતવર્ષમાં લગભગ ૫૦૦ જેટલી આદિવાસી જાતિઓ છે. આદિવાસી સમૂહમાં ભીલ મુખ્ય છે.

ભીલ શબ્દની ઉત્પત્તિ દ્રાવિડ ભાષાના ‘ભીલ’ શબ્દ પરથી આવેલ છે. દ્રાવિડ ભાષામાં ‘સ્રભીલ’’નો અર્થ બાણ અથવા તીર કામઠું થાય છે. ‘ભીલ’ શબ્દ ‘બીલ્વ’ યાને ધનુષ્ય અથવા તીર કામઠા ધારણ કરનાર જાતિના અર્થમાં

વપરાયેલ છે.

આ સમાજ ખાસ કરીને તળેટીઓમાં અને ડુંગરોમાં વસતો હોઈ આ સમાજને ડુંગરાભીલ તરીકે ઓળખાય છે.



## ભૌગોલિક વિસ્તાર

નસવાડી અને કવાંટ તાલુકામાં નર્મદા કિનારાવાળી પહાડીઓમાં ડુંગરાભીલોની વસ્તી આવેલી છે. મેણ નદી અને નર્મદા નદીની વચ્ચે પહાડી પ્રદેશ આવેલ છે. પહેલાં આ પ્રદેશ ખૂબ જ ગીચ જંગલોથી છવાયેલો હતો. આજની પરિસ્થિતિ જોતા વસતિના ધોરણે જંગલો કપાવા લાગ્યાં છે અને પ્રદેશ થોડો ખુલ્લો થયો છે. આ વિસ્તાર ડુંગરોથી ભરાયેલો અને ખાડા ટેકરાવાળો જોવા મળે છે. તેમનાં ઘરો પણ છુટાંછવાયાં હોય છે. ડુંગરાભીલ વસ્તીવાળાં ગામોની સંખ્યા કવાંટમાં ૩૯, નસવાડીમાં ૬૫, નાંદોદમાં ૫ અને ડેડિયાપાડા તાલુકામાં છે.



## આદિવાસી ભીલ કુળ

ડુંગરાભીલ સમાજ અલગ અલગ કુળ જોવા મળે છે. જેવા કે ભીલકુળ, કિરાતકુળ, કાલુકીર, કાળો કુણભી અને  મહાકાળી કુળના માનવામાં આવે છે.



## ભીલ જાતિના ગોત્ર

ભીલ આદિવાસી સમાજમાં અલગ-અલગ ગોત્ર જોવા મળે છે. જેવા કે મોલ્યા, મુખડિયા, ગેધરિયા, ત્રાણખડિયા, કોટનિયા, કેલશા, માકુડ ખોડિયા,

જતરિયા, હિમલખોડિયા, વોલ્કા, તલવાશા, ફાન્કસિયા, કુકડધ્યા, દમુખલા, વડગામ્યા, અગરિયા, અતરાહિયા, જાગદા, હોલપાનિયા, ધેનિયા, અટરહાયા, દોલ્યા વગેરે ગોત્ર જોવા મળે છે. આ ગોત્ર હોય છે. તેની પાછળ કંઈક ને કંઈ વાર્તા છુપાયેલી હોય છે. જેના કારણે ગોત્ર પરથી ભીલ જાતિમાં ઓળખવામાં આવે છે. જેમ કે મોલ્યા નામ કેવી રીતે પડ્યું : અમુક માણસો જૂથમાં બેસીને સાંજના સમયે ખેતી વિષયક અથવા સામાજિક કોઈ ચર્ચા કરતા હોય છે તે સમયે કોઈ એક વ્યક્તિ ચર્ચામાં ભાગ લેવાની જગ્યાએ મોલ્યા (માછલા) જેવું વર્તન કર્યા કરે તેના પરથી એક ગોત્રનું નામ મોલ્યા પડ્યું.



## મુખડિયા

મુખડિયા એક ગામ હતું ત્યાંથી અમુક લોકો આવેલા, જેના નામ પરથી મુખડિયા ગોત્ર નામ પડ્યું.



## દોલ્યા

મહારાષ્ટ્રમાં એક કોલદાબ નામનું ગામ આવેલું છે. કથા પ્રમાણે એ ગામમાં સૃષ્ટિના સર્જન વખતે ભગવાને લોકોને એક જગ્યા પર ભેગા કર્યા અને ત્યાં એક લાકડાનો ખીલો જમીન પર અડધો રોપેલો હતો. પછી કહેવામાં આવ્યું કે આ ખીલો જે જમીનમાં પૂરેપૂરો રોપી બતાવવાનો હતો. ઘણા માણસોએ પ્રયત્ન કર્યો પણ કોઈ રોપી શક્યા નહીં. અંતે એક વ્યક્તિએ (માણસ) પગનો આધાર આપી ખીલાને દબાવ્યો તો ખીલો જમીનમાં જતો રહ્યો ત્યારથી આ ગોત્ર દોલ્યા તરીકે ઓળખાય છે.



# જંગલ પેદાશ

ભીલ લોકો જંગલમાં મળતી વનસ્પતિનો ઉપયોગ રોજિંદા જીવનમાં પોતાના વપરાશ માટે અને વેચાણ માટે કરે છે. જેમ કે ખાખરનાં ત્રણ પાનમાંથી વચ્ચેનું પાન પૂજા માટે કરે છે. બીજા ખાખરના પાનમાંથી બાજ બનાવે છે. સીતાફળને ખાય છે અને શહેરમાં જઈને વેચે છે.

વાંસનો ઉપયોગ મકાનની દીવાલો બનાવવા ટોપલા, ટોપલી બનાવવા. બીજી અન્ય વસ્તુઓ બનાવવા માટે વાંસનો ઉપયોગ કરતા હોય છે.

તાડનો ઉપયોગ તાડી પીવામાં, વેચાણમાં કરે છે. તાડગોટી તૈયાર થાય તો શહેરમાં જઈને વેચે છે. તાડના પાનમાંથી ઘરના આગળના કે પાછળના ભાગની અડારી બનાવે છે.

ટીમરુના પાનનો ઉપયોગ બીડી પીવા માટે અને વેચવા માટે કરતા હોય છે. સાગના લાકડાનો ઉપયોગ ઘરના બારીબારણાં બનાવવા, ખેતીનાં સાધનો બનાવવા કરે છે.



# ઉદ્‌ભવ

ભીલ લોકો મહારાષ્ટ્રમાંથી આવેલા એવું જાણવા મળે છે. ત્યાંથી રખડતા કામ શોધતા અહીંયાં સુધી આવ્યા. એમને સારી જગ્યા મળી ગઈ ત્યારથી એ રોકાઈ ગયા અને ખેતી કરવા લાગ્યા. તે સમય પછી બાજરો જેવા વાવેતર કરતા હતા.



## જન્મ વિષયક માહિતી

સ્ત્રી ઘરમાં ગર્ભવતી હોય તેની ખબર બે મહિના પછી પડે છે. સમય જતા સ્ત્રીના પેટમાં દુઃખાવો થાય તો બડવા દ્વારા વિધિ કરાવવામાં આવે છે. વિધિમાં બડવો જુવારના દાણા ગણીને નક્કી કરે છે કે આટલો સમય લાગશે અને પેટમાં દુઃખાવો બંધ ન થાય તો બડવો બાધા રાખે છે. બડવાને ઈચ્છા પ્રમાણે પૈસા આપવામાં આવે છે. પ્રસૂતિ સમયે દાયણ આવે છે. તેને ૫ કિલો અનાજ અથવા લુગડાં આપવામાં આવે છે. માને દારૂ પિવડાવવામાં આવે છે.

નાના બાળકને વાવડી અથવા પેટમાં દુઃખાવો થાય તો બડવા દ્વારા ઝાડમૂળી દવા આપવામાં આવે છે. ભીલ છોકરા-છોકરીમાં કોઈ ભેદભાવ રાખતા નથી પણ વધુ છોકરીઓ નહીં અને વધુ છોકરાઓ ન હોય, છોકરા-છોકરીને સમાન દૃષ્ટિએ જુવે છે.



## સગાઈની વાત

જે કુટુંબમાં છોકરો-છોકરી ઉંમરમાં હોય અને લગ્ન વિશે વાત કરવાની હોય તો કુટુંબના સભ્યો એ વાતને ચર્ચામાં લે છે. ગામના કોઈ માણસ ઘરના માણસોને કહે કે મેં એક છોકરી દેખેલી છે. આમ કરી વાત આગળ ચાલે છે. આ ભાજગડિયો બન્ને પક્ષે વાતને લઈ જવી અને વાત લાવવાનું કામ કરતો હોય છે. પછી છોકરો-છોકરીને દેખવાની વાત આવે છે. છોકરો છોકરીના ઘરે દેખવા આવે છે પણ છોકરાને છોકરી બતાવવામાં આવતી નથી. છોકરી પોતાની આડીઅવળી નજરથી છોકરાને જુવે છે. ખાસ છોકરાનો શારીરિક બાંધો, ઘર કેવું છે, મિલક્ત કેટલી છે એ જોવામાં આવે, પછી જ સગાઈની વાત આગળ ચાલે છે. બે ત્રણ દિવસ પછી ભાજગડિયો પાછો છોકરાને ઘરે જાય છે અને બન્ને પક્ષે અનુકૂળ દિવસ જેવો કે દેવનો દિવસ પાડવડિયાના

દિવસે તમારે છોકરીના ઘરે આવવાનું નક્કી થાય છે. તે દિવસ ૫૦૦ થી ૬૦૦ રૂપિયા બે શીશા દારૂ, તમાકુપાન વગેરે લઈ છોકરીના ઘરે પહોંચે છે. ત્યાં બન્ને પક્ષના ૩૦ થી ૪૦ માણસો ભેગા થાય છે. સગાઈ નક્કી થાય છે. પછી પાછા પોતપોતાના ઘરે જતા રહે છે.

સગવડ પ્રમાણે ૫ થી ૧૦ દિવસમાં પાછો ભાજગડિયો બંગડી પહેરાવવાનો દિવસ નક્કી કરી છોકરીના ઘરે જાય છે. નક્કી કરેલા દિવસે છોકરીને બંગડી પહેરાવવા છોકરીના સસરા, જેઠ વગેરે વડીલો જાય છે. આમ બંગડી કાર્યક્રમ પૂરો થયા પછી પાછા ૨/૫ દિવસે પાછા લગ્નની તારીખ નક્કી કરી ભાજગડિયાને મોકલે છે. જો અનુકૂળ હોય તો તારીખ નક્કી થાય છે અને બધાં લગ્નની તૈયારીમાં પડી જાય છે. લગ્ન હોય તે દિવસે સવારમાં છોકરાવાળા ભાજગડિયાને ૫૦ ગ્રામ તલનું તેલ લઈને છોકરીના ઘરે મોકલે છે. તેલ ગયા પછી નક્કી થઈ જાય છે કે હવે જાન આવશે પછી તેલ-પીઠી ચઢાવવાનો કાર્યક્રમ ચાલુ થાય છે. ઘરના આગળના ભાગે ખુલ્લી જગ્યામાં એક પથ્થર લઈ ધોઈને ખત્રીજના રૂપમાં મૂકી પથ્થરને તેલ ચઢાવવામાં આવે છે. અને સાથે હળદર, આંબાનાં પાન વગેરે ચઢાવવામાં આવે છે. લાડીને પીઠી ચઢાવવા માટે બે કુમારી છોકરીઓ જેને લુંડી કહેવામાં આવે છે તેના હાથે લાડીને પીઠી ચઢાવવામાં આવે છે પછી ઘરે લાવવામાં આવે છે. ઘરના બારણે વિધિ કરવામાં આવે છે. દરવાજે વધામણું કરી આરતી ઉતારીને વિધિ કરી પછી ઘરમાં લઈ જઈને નવા માટલામાં પાણી ગરમ કરી કે લાડાને નવડાવવામાં આવે છે પછી લુંડી તેલ ચઢાવે છે પછી છોકરા નાચતાં-નાચતાં સિમાડે લઈ જાય છે. ગામના સિમાડે જઈને એક પથ્થર લઈને પાણીથી ધોઈ નાંખી તેલ ચઢાવવામાં આવે છે અને છોકરાને પાંચ ફેરા નચાવવામાં આવે છે. પછી નાચતાં-નાચતાં ઘરે લાવવામાં આવે છે. ઘરે આવ્યા પછી કોઈની નજર ન લાગે માટે અગારામાં મરચું નાખીને આરતી ઉતારવામાં આવે છે. પછી બડવો છોકરાને લઈને રસોડામાં જાય છે. જે બનાવેલ વાનગી તેની ત્રણ બાજ બનાવવામાં આવે છે. એક બાજ કૂતરાને, બીજી બાજ ગાયને અને ત્રીજી બાજ રસોડામાં મૂકવામાં આવે છે. પછી બડવો જમવાનું જાહેર કરે છે. જમણવાર પૂરું થયા પછી છોકરાનું તેલ ઉતારવામાં આવે છે.

પછી નવડાવવામાં આવે છે. પછી નવાં બીજાં કપડાં પહેરાવીને મંડપ નીચે લાવવામાં આવે છે પછી ચાંદલા વિધિ ચાલુ થાય છે. સગા-સંબંધી પોતાની ઇચ્છાથી ૧૦૦ રૂપિયાથી લઈને ૨૦૦૦ સુધીનો ચાંદલો આપે છે. સાંજના સમયે જાન નીકળે છે અને છોકરીના ઘરે સવારે ૮ થી ૯ ના સમયમાં પહોંચે છે. જાન જે છોકરીના ગામમાં પહોંચે છે ત્યાં ઘરની દૂર ઊભી રાખે છે. ઘરના કોઈ વડીલ જાન લેવા જાય છે અને તોરણે લગાવી પાછા કોઈ ઝાડ નીચે ઉતારો આપે છે. પછી વર પક્ષના ૧૦ માણસો ઘરેણાં, કપડાં લઈને મંડપમાં આવે છે. ઘરેણાંમાં હાંસડી, કાંટો, મંગલસૂત્ર આ બધું એક સૂપડામાં લઈને વધાવીને છોકરીને આપવામાં આવે છે. પછી એ જે કંઈ લાવેલા હોય તે છોકરી પહેરે છે. આખી જાન મંડપમાં લાવવામાં આવે છે. આ બાજુ છોકરી તૈયાર થઈને મંડપમાં આવે છે. હવે બડવો વર-કન્યાને સામ-સામે બેસાડીને નાળાસડી હાથે બાંધે છે. અને હસ્તમેળાપ કરાવે છે. પછી બડવો જાહેરમાં છોકરા-છોકરીને કહે છે કે જો છોકરી ના રહે અને કોઈ મુશ્કેલી થાય તો જે કંઈ દહેજના રૂપમાં રકમ આપેલી છે તે રકમ પાછી લેવાની અને છોકરો ના રાખે અથવા કોઈ ભૂલ કરે તો આપેલી રકમ સાથે બમણી રકમ કન્યા પક્ષને આપવી. બડવો લગ્ન થઈ ગયું એવું જાહેર કરે છે. ગામના અમુક છોકરાઓ કન્યાને ખભા પર બેસાડીને ગામના સીમાડા સુધી વળાવવા જાય છે પછી વર-કન્યા અને જાનૈયા ચાલતા નીકળી જાય છે.



## મૃત્યુ સમય

પહેલાંના જમાનામાં મોબાઈલ સુવિધા ન હોવાથી લોકો ચાલતાં ચાલતાં બીજા ગામમાં મૃત્યુની ખબર આપવા જતા હતા. મૃત્યુ પામેલી વ્યક્તિને ૧૨ થી ૨૪ કલાક રાખવામાં આવે છે. પછી સ્મશાનમાં લઈ જવામાં આવે છે. ગામની સ્ત્રીઓ વિસામા સુધી જાય છે. ઘણી સ્ત્રીઓ મોડી થઈ હોય તો સ્મશાન સુધી પણ જાય છે. મૃત્યુ પામેલા વ્યક્તિનાં કપડાં, ગોદડી, ખાટલો બધું બાળી દેવામાં આવે છે. પહેલાં તો ચાંદીની રકમ પણ બાળી દેવામાં આવતી હતી. અત્યારે રકમ બાળતા નથી. પછી ૭ થી ૮ દિવસ સુતક

રાખવામાં આવે પછી ઘરના અમુક માણસ વાળ ઉતારી મુંડન કરે છે. અને ચોખ્ખુ કર્યું એવું કહેવામાં આવે છે. પછી ૮ દિવસ મરી ગયેલ વ્યક્તિના નામનો પથ્થર નર્મદા અથવા અન્ય કોઈ પવિત્ર જગ્યા પરથી લાવવામાં આવે છે. ઘરના પાછળના ભાગે કોઈ ઝાડ નીચે એ પથ્થરને પાણીમાં ધોઈને પવિત્ર કરી પૂજા કરીને ખત્રીજ તરીકે જે મરણ પામેલી વ્યક્તિના રૂપમાં મૂકવામાં આવે છે અને દર વર્ષ વાર તહેવારે એની પૂજા કરવામાં આવે છે. પુરુષના ખત્રીજ તરીકે મૂકવામાં આવે છે પણ સ્ત્રીને ખત્રીજ તરીકે મૂકવામાં આવતી નથી.

મૃત્યુના બીજા દિવસે સ્મશાને જવામાં આવે છે. બાકીનાં લાકડાં સળગાવી દેવામાં આવે છે. પછી પાંચ માટલા પાણી લઈ જવામાં આવે છે. તેમાંના ચાર માટલા પાણીથી સ્મશાનને ધોવામાં આવે છે. પાંચમું માટલું કાંઠાવાળા ભાગે થોડું તોડી નાખવામાં આવે છે. જેથી કરી આ માટલાનો કોઈ ઉપયોગ ન કરે કારણ કે લોકો આવા માટલાનો ઉપયોગ બીજા માણસને નુકશાન કરવા કે માટલામાં મેલી વિદ્યાનો ઉપયોગ કરી બીજા માણસને નુકશાન કરવા માટે વાપરે છે. એટલા માટે ઉપરના ભાગે માટલુ ખાંડું કરવામાં આવે છે એવું લોકો માને છે.



## મૃત્યુ પછી અવતાર

ઘરના ચૂલાનો રાખોડો ચારણીથી ચાણીને લોટ જેવો કરવામાં આવે છે અને ચૂલાની બાજુમાં પાથરવામાં આવે છે. અને સાથે એક વાટકીમાં અનાજ બીજી વાટકીમાં પાણી રાખીને એક ટોપલામાં ઢાંકી દેવામાં આવે છે અને સવારમાં ખોલવામાં આવે છે અને પાથરેલી રાખોડીમાં નિશાની જોવામાં આવે છે. નિશાનીના આધારે નક્કી કરવામાં આવે છે કે મરણ પામેલા વ્યક્તિનો નવો અવતાર અમુક હશે. બારમાના દિવસે બધા સગાસંબંધી આવે છે તે દિવસે ઘરના સ્ત્રી-પુરુષ અને અન્ય માણસો ગામના સીમાડે ઢોલ વગાડતાં-વગાડતાં જાય છે. સાથે ઘરનો માણસ જુવારનો લોટ ટોપલીમાં મૂકી સફેદ કપડા વડે

ઢાંકી સીમાડે લઈને જઈને જે તે વ્યક્તિના નામની મૂકી બનાવવામાં આવે છે. પછી એને ઘરે લાવવામાં આવે છે. ઘરમાં ખાંડણિયાની જગ્યાએ લાવીને ખાંડણિયામાં ધોઈ નાંખવામાં આવે છે. પછી બોલવામાં આવે છે કે આજે તારો જીવ અહીંયાં આવ્યો એવું બોલવામાં આવે છે. સાંજના સમયમાં ભજન કાર્યક્રમ અને ઢોલ માદલ સાથે આખી રાત  નાચ-ગાન કરવામાં આવે છે. લગ્ન સમયે નાચ-ગાન અને મૃત્યુ સમયે પણ નાચગાન થાય છે.



# મહુડાની ડોળીમાંથી તેલ કાઢવાની રીત

મહુડાના ફૂલ પડ્યા પછી મે મહિના પછી મહુડાને ફળ આવે છે. આ ફળ પાકા થઈને નીચે પડે છે. અમુક ફળ હલાવીને પાડવામાં આવે છે. આ ફળને ફોલી નાખવામાં આવે છે. આને ડોળી કહેવામાં આવે છે. પછી એને તડકામાં સૂકવી નાંખવામાં આવે છે. ૧૦ થી ૧૫ દિવસ ડોળી સૂકવવામાં આવે છે. પછી હાડણીમાં ટુકડા કરી સાંબેલાથી ખાંડવામાં આવે છે. ત્યાર બાદ ચૂલા પર એક મોટું હાંડલું મૂકવામાં આવે છે. ડોળીને વરાળ દ્વારા બાફવા દેવામાં આવે છે. બફાયા પછી એક થેલીમાં ૩૦૦/૫૦૦ ગ્રામ લઈને ચાપડા વડે દબાવવામાં આવે તેમાંથી તેલ તૈયાર કરવામાં આવે છે. ડોળીનું તેલ કાઢવા માટે ત્રણ વ્યક્તિની જરૂર પડે છે. એક વ્યક્તિ બાફેલી ડોળી લાવવા માટે બીજી વ્યક્તિ થેલી પકડવા માટે ત્રીજી વ્યક્તિ ચાંપડા દબાવવાવાળી.



# વાદળના આધારે વરસાદ નક્કી કરવાના સંકેતો

ભીલી સમાજ દ્વારા અષાઢ, શ્રાવણ, ભાદરવો અને આસો મહિનામાં વાદળ દેખવામાં આવે છે. એના આધારે આવતા વર્ષે કેવો વરસાદ પડશે તે નક્કી થાય છે. અષાઢ મહિનામાં માનો કે વાદળ સફેદ હોય તો સમજવું કે વાદળમાં પૂરેપૂરો ગર્ભ ભરાયો છે. અને આવતા અષાઢમાં ફૂલ વરસાદ પડે

એવી ધારણા બધાય છે. જો ભૂરા રંગનું વાદળ હોય તો પણ વરસાદ સારા પ્રમાણમાં પડે છે. પણ જ્યારે વાદળ કાબરું (કાબરી વાદળી) દેખાય તો સમજવાનું કે વરસાદ તે મહિનામાં છુટોછવાયો પડશે. અથવા ના પણ પડે. ક્યારેક વાદળનો ગર્ભ તૂટી પણ જાય છે તો પણ વરસાદ પડતો નથી.

# રાઠવા સમાજ



## પરીચય

મેવાસની લોક સંસ્કૃતિમાં શ્રી શંકરભાઈ સોમાભાઈ તડવી નોંધે છે કે આદિવાસી વિસ્તારમાં અસલ લોકધર્મ ખેડૂત ધર્મ છે. જેને કોઈ નામ નથી. મંત્રો, ગાયણાં, ગીતો, કથાઓ દેવ દર્શન કરવું ને ભૂખ્યાને ભોજન આપવું એમાં ધર્મના બધા આચાર વિચાર આવી જતા હતા. ટિલા-ટપકાં કે પૂંજાવિધિને કશું સ્થાન ન હતું આદિવાસી સમાજ ધર્મને માન્યતા અને શ્રદ્ધા રૂપે માને છે.

આદિવાસી વિસ્તારમાં મૂર્તિપૂજા છે. કોઈ પણ દેવની મૂર્તિની તેના સ્વરૂપની નવા દેવ બેસાડવા માટે કોઈ પથ્થરમાંથી કે લાકડામાંથી ઘાટ ઘડીને મૂર્તિઓ બેસાડવામાં આવે છે. જૂનાધામ હોય ત્યાં જૂની ખંડિત મૂર્તિઓને દેવદેવીઓને નાળિયેર, અગરબત્તી ચડાવી બે હાથ જોડી માથું નમાવી વંદન કરે છે.

ખાસ આત્મા અને દેવ-દેવીશક્તિઓને માને છે. આત્મા એટલે જીવ અમર છે. સૌ પ્રાણીના જીવ સરખા છે. જીવ મારવામાં પાપ મનાય છે. પણ જીવ જીવને ખાય છે એમ માને છે. અનાજનાં દાણા જીવ છે તે રોજ મારવા પડે છે. તેના કરતાં મોટા જીવ મારીને ખાવામાં ઓછું પાપ મનાય છે. આત્મા અમર છે તે નવા નવા અવતાર ધરે છે. માણસનો અવતાર મોંઘો છે. ઘણા અવતારો પછી માણસનો અવતાર મળે છે. બાળક નાનું હોવા છતાં તેનો જીવ ઘરડો મનાય છે.

દેવી શક્તિઓમાં ભગવાન મોટા છે. તે આ જગતને ચલાવે. પરંતુ સંસારમાં જીવવા માટે જુદા જુદા રોગોમાંથી બચવા માટે સંતાનપ્રાપ્તિ માટે દેવ-દેવીઓની સહાય લેવી પડે છે. નાના મોટા દેવો ભગવાનને રાજી કરી તેની

પૂજા-ચાકરી કરનારને મનવાંચ્છિત ફળ આપે અપાવે છે.

જીવનમાં જુદાં જુદાં કામોની સફળતા માટે જુદાં જુદાં દેવ-દેવીઓ મદદ કરે છે. તેથી આ વિસ્તારમાં જુદાં જુદાં ઘણા દેવ-દેવીઓને માનવામાં આવે છે. તેથી લોકોની આસ્થા ઘણા દેવ દેવીઓમાં છે.



## ઘરનાં દેવ-દેવી

**ઘરલી દેવી :** રસોડામાં ચૂલાની નજીકમાં ભીંત કે થાંભલી પર દેવ માટે સીંદૂરનાં પાંચ ટપકાં પાડવામાં આવે છે. તે જ ઘરલીદેવી. વારતહેવારે ઘરલીદેવીને રાંધેલો ખોરાક ધરાવાય છે. એવું માનવામાં આવે છે કે ઘરલીદેવીને જો યાદ કરવામાં ન આવે તો ઘર આંગણાનાં જીવજંતુ કે પૂર્વજો તે ઘરને પરેશાન કરે છે. તેથી સૌ પ્રથમ ઘરલીદેવીની પૂજા કરવામાં આવે છે.

### મુખ્ય દેવ બાબોપીઠોરો

ખાસ કરીને ઘરમાં પશુ પાલનમાં વારંવાર બીમારી આવતી હોય, ખેતી માલ મિલકતમાં બરકત સારી આવતી ન હોય, ઘરમાં કોઈ સભ્યો વારાફરતી બીમાર રહેતા હોય અથવા કોઈ સભ્ય કાયમ જ રહેતું હોય, ઘરમાં અનાજ જલ્દી ખૂટી જતું હોય, ઘરનું તંત્ર બરાબર ન ચાલે, કોઈને બાળક ન થતું હોય, બાળક વારંવાર મૃત્યુ પામતા હોય વગેરે કારણો સર્જાય ત્યારે દેવો નારાજ થયા એમ માને છે. આ બધી બિનાઓની પાછળની ખાસ માન્યાતાથી પ્રેરાઈને તેઓ બાબાપીઠોરા દેવની માનતા રાખે છે. માનતા રાખે તે વખતે ટીપણા પડાવે કે પછી પાંચ, નવ કે અઢાર ઘોડાનો પીઠોરો દોરાવે છે. માનતા પૂરી કરવા માટે આખો પીઠોરો પોતાના ઘરની આગલી ભીંતે લખાવે છે. પીઠોરાની પૂજાવિધિ ખૂબ ધામધૂમથી કરે છે. પીઠોરાની પૂંજા 'બડવો' કરે છે અને પીઠોરો લખાવાનું કામ 'લખારા' કરે છે.

પીઠોરા બે પ્રકારના હોય છે :

**૧. અડધો પીઠોરો :** જ્યારે પીઠોરાની માનતા રાખવામાં આવે ત્યારે શરૂઆતમાં માત્ર પાંચ કે નવ ઘોડા પડાવે કે પછી અઢાર ઘોડા પડાવીને પૂજાવિધિ કરાવે છે. આ વિધિને અડધો પીઠોરો તરીકે પૂજવામાં આવે છે. હાલમાં આ પ્રકારનો પીઠોરો ખાસ જોવા મળતો નથી.

**૨. આખો પીઠોરો :** બાબાપીઠોરાની માનતા પૂરી કરતી વખતે ઘરની આગલી ભીંતે કે ખપેડા પર પીઠોરાના બધાં જ ચિત્રો લખીને તેની પૂજા કરે છે જેને આખો પીઠોરો તરીકે ઓળખવામાં આવે છે.

**પીઠોરાની વાત :** ઈંદીરાજને સાત બહેનો હતી. તેમાંથી એકનું નામ કાળીકોયલ હતું. તે એક દિવસ આંબાવાડીમાં ઢોર ચારવા ગઈ હતી. ત્યાં તેની સાથે કંદૂરાણાએ છીનાળું કર્યું. તેનાથી તેને બાળક થયું. ઈંદીરાજની બીકથી કાળીકોયલે બાળકને નદીમાં વહાવી દીધું. ઈંદીરાજની બીજી બહેનનું નામ રાણીકાજળ હતું. તે પાણી ભરવા નદીએ ગઈ હતી. તેને પોતાને કોઈ બાળક હતું નહીં. તેણે નાના બાળકનો રડવાનો અવાજ સાંભળ્યો. તે બાળકને લઈને ઘરે ગઈ. તેને કળા, વડ અને પીપળાના ઝાડનું દૂધ પીવડાવીને મોટો કર્યો.

પીઠોરો મોટો થયો ત્યારે તેને ભણવા મૂક્યો. ચાંદીની પેન લઈ આપી. ભણીને તે ખૂબ જ્ઞાન પ્રાપ્ત કર્યું. એક દિવસ તે ફરવા જવા માટે મા પાસે પરવાનગી માંગી. ફરતો ફરતો કચમેરમાં ગયો. કચમેરની રાણી કૂવા પર પાણી ભરવા આવી હતી ત્યાં તીર મારીને તેનું બેડું ફોડી નાખ્યું. રાણીએ તેણે શ્રાપ આપ્યો કે, 'જા, તારો મામો તારો અરધો હક્ક ખાય જશે.' પીઠોરો મામાને શોધવા નીકળ્યો. ધાર, ઈંદોર વગેરે વિસ્તારમાં તે શોધતો ફર્યો પણ તેને તે ન મળ્યો. છેવટે તે કરોડિયાના તાંતણે સ્વર્ગમાં ગયો. ત્યાં ઈંદીરાજા બીકનો માર્યો ઉકરડામાં સંતાઈ ગયો. ત્યાં પીઠોરાએ તેને શોધી કાઢ્યો. મામાએ તેને અડધી સંપત્તિ આપવાનું કબૂલ કર્યું.

પીઠોરાનું લગ્ન કરવાનું નક્કી થયું પણ તેનો બાપ કોણ એ કોઈને ખબર હતી નહીં. ઈંદીરાજાએ બધા દેવોની સભા બેસાડી અને પીઠોરાને તેમાંથી તેના બાપને બતાવવા કહ્યું. તેણે કંદૂરાણની સામે આંગળી ચીંધી. આ પ્રમાણે પીઠોરાનાં મા બાપ નક્કી થયાં અને તેનું પીઠોરી સાથે લગ્ન થયું. પીઠોરાની માનતામાં તેનાં લગ્નનાં જાનૈયાઓનું ચિત્ર બનાવાય છે. ઘરની આગળ શેરીમાં લાકડાની ખૂંટી ઘડીને રોપવામાં આવે છે તેની પાછળનો ખ્યાલ એવો છે કે આ દેવ ઘરની રક્ષા કરે છે. વરસ પૂરું થાય ત્યારે ઘરનો વડીલ વ્યક્તિ વહેલો ઊઠી સવારે બે દીવા કરી મરઘાંનું કાળજું અને કોપરું અગ્નિમાં નાખીને દારુની ધાર પાડે છે. રોપેલી ખૂંટીને ઉખેડે છે અને આવેલા દરેક માણસને દારૂ આપે છે.

## કુળદેવી

રાઠવા સમાજ માને છે કે પોતાની કુળદેવી જુવારના કણસલામાંથી પેદા થયેલી. તેથી કણને તેઓ પોતાની કુળદેવી તરીકે પૂજે છે. આ દેવી કુળનું રક્ષણ કરે છે. તેથી દરેક પૂજાવિધિમાં તેનું નામ લેવાય છે. તેમનાં ગાયણાં અને મંત્રોમાં નર્મદાના પેલે પાર 'કનહરી માતા' એવો ઉલ્લેખ આવે છે.

## ખત્રિજદેવ

પોતોના પૂર્વજોની યાદમાં મૂકેલાં સાગનાં કોતરણીવાળા ખૂંટાને તેઓ ખત્રિજદેવ તરીકે પૂજે છે. આ દેવ પોતાના ઘરના વાડા કે ખેતરના છેડા પર ગોઠવેલાં હોય છે. વરસમાં જેટલા તહેવારો આવે તેટલા તહેવારોમાં પૂર્વજોને યાદ કરી ભોજન અર્પણ કરે છે.

## બાળકો અને સ્ત્રીઓ માટેનાં દેવ દેવીઓ

**દૂધલીમાતા :** દૂધલીમાતા ચોખ્ખી માતા ગણાય છે. સ્ત્રીને સુવાવડ પછી સ્તનમાં દૂધ ન ભરાતું હોય ત્યારે બડવા કે પૂંજારા જેવા વ્યક્તિઓ દૂધલીમાતાની

બાધા માનતા રાખી આપે છે. જો તે બાધા ફળે તો આ માતાની પૂજા કરવામાં આવે છે.

**તોરણીયોદેવ :** રાઠવા આદિવાસીઓમાં જ્યારે કોઈ સ્ત્રીને ગર્ભ રહેતો ના હોય તેવી સ્ત્રીઓને ગર્ભ રહેવા માટે બડવાઓ તોરણીયાદેવની બાધા કરી આપે છે. લીધેલી બાધાથી સ્ત્રીને ગર્ભ રહી જાય તો તોરણીયાદેવની પૂજા કરાય છે.

**વેરાઈમાતા :** રાઠવાઓ માને છે કે વેરાઈમાતા પવનનાં રૂપમાં રહે છે. કોઈ બાળકને તેનો પવન લાગી જાય ત્યારે તે બાળક ભાગ્યે જ બચે એવી લોકમાન્યતા છે પરંતુ વેરાઈમાતાની માનતા બાધા લેવાથી બાળક સારું થઈ જાય છે. નાના બાળકને વેરાઈનો પવન લાગે અને તેની બાધાથી બાળક બચી જાય તો તેની પૂજા કરવામાં આવે છે. ક્યાંક કેટલાક વિસ્તારોમાં વરસાદને રિઝવવા અને તેને લાવવા માટે વેરાઈમાતાની પૂજા કરે છે. ગામની સ્ત્રીઓ ભેગી થઈને વેરાઈમાતાના ગરબા ગાઈને રમતી હોય છે.

**આઠેમમાતા :** કોઈ ગર્ભવતી સ્ત્રીને સુવાવડમાં મુશ્કેલી આવે, બાળક માના પેટમાંથી બહાર આવવામાં મુશ્કેલી અનુભવે ત્યારે દાયણ આઠેમમાતાની બાધા રાખે છે. માતા સરળતાથી બાળકને જન્મ આપે ત્યારે તેની બાધા પૂરી કરવા આઠેમમાતાની પૂજા કરે છે.

**બળિયાદેવ :** ભગવાને ઘડેલા ઘાટને બગાડનાર મોટો દેવ ગણાય. ગામે-ગામ વેરાઈમાતાના સ્થાનક પાસે બળિયા દેવનું સ્થાનક હોય છે. શીતળા, ઓરી અને બળિયા નીકળે ત્યારે નવમા દિવસે બળિયાદેવની પૂજા કરવામાં આવે છે. શીતળાથી બચવા માટે માથે બળતી સગડી ચઢાવવાની, કવચ ચઢાવવાની બાધા રાખે છે. સારું થઈ જાય ત્યારે તેના સ્થાનકે જઈને માનતા કરી આવે છે. બાબા પિઠોરાનાં ચિત્રોમાં પ્રતીકરૂપે તેના નામનો ઘોડો દોરવામાં આવે છે.

## પશુપાલનનાં દેવીદેવતા

**બાબોભેંહોદેવ :** આ દેવની બાધા માનતા પણ ઢોરઢાંખરની રક્ષા માટે રખાય છે. ગાય ભેંસ વેતરે આવે પણ ગર્ભ ન રહેતો હોય ત્યારે બડવો અળદના દાણા મંતરી આપે છે. જે દાણા ગાય કે ભેંસના શીંગડે બાંધે છે. તેનાથી તેનો ગર્ભ રહે છે. જ્યારે ગાય કે ભેંસ વિયાય પછી સવા મહિને બડવો ભેહાદેવના સ્થળે લીંપણ કરી દીવો કરી માટીનો ઘોડો મૂકી બકરાની બલી ચઢાવી બાધા પૂરી કરે છે.

**ગોવાળદેવ કે કાળિયોદેવ :** આ દેવનો વાસ સીમમાં હોય છે. ગોવાળિયાઓનાં ઢોર ઘરે વળતી ફેરે ક્યાંક જંગલોમાં એકાદ ઢોર રહી જાય ત્યારે તે ઢોર ઘરે આવી જાય તે માટે આ દેવની બાધા માનતા રાખે છે. ઢોર ઘરે પાછું આવી જાય ત્યારે આ દેવની પૂજા કરી માનતા છોડવામાં આવે છે.

**ખતિયોદેવ :** ઢોરોના પગમાં લાગતો મોવાળા નામનો રોગ કોઈ ઢોરને લાગે ત્યારે ખતિયાદેવની બાધા રાખવામાં આવે છે. પશુના પગની બીમારી સારી થઈ જાય ત્યારે આ દેવની પૂજા કરવામાં આવે છે.

**ગામગુંદરાજદેવ :** ગોવાળે ગયેલા ગામનાં પશુઓ બપોરે જે જગ્યાએ બેસાડતાં હોય તેવી જગ્યાને ગામગુંદરાજદેવ તરીકે ઓળખવામાં આવે છે. દિવાસા, દિવાળી જેવા તહેવારોએ ગોવાળિયાઓ આ સ્થાનકે જમવાનું મૂકીને પૂજા કરે છે.

**વાઘેશ્વરીદેવી :** વાઘસ્થળના ડુંગરની થોડે નજીક પૂર્વ દિશામાં વાઘેશ્વરી દેવીનું સ્થાનક આવેલું છે. આ સ્થળને ત્યાંના સ્થાનિક આદિવાસીઓ વાઘેશ્વરી તરીકે પૂજે છે. કહેવાય છે કે વાઘેશ્વરી અને વાઘદેવ બન્ને પતિપત્ની છે. તેથી વાઘની પૂજા સાથે વાઘણની પણ પૂજા કરવામાં આવે છે.

**ઝેરિયોદેવ :** સીમ શેઢે ચરતાં ફરતાં પશુઓને કોઈ ઝેરી જીવજંતુ, સાપ વગેરે

કરડે અને તેનું ઝેર ચઢે ત્યારે તે ચઢેલા ઝેરને ઉતારવા બડવો ઝેરિયા દેવની બાધા રાખે છે. જો પશુને ચઢેલું ઝેર ઉતરી જાય તો બડવો ઝેરિયાદેવની પૂજા કરીને તેની માનતા પૂરી કરે છે.

**બોકળિયોદેવ :** મોટાભાગના રાઠવાઓમાં બકરાં પાલન વધારે હોય છે. બકરાઓમાં આવેલી બીમારી દૂર કરવા માટે તેઓ બોકળિયાદેવની બાધા રાખે છે. બકરાં સારાં થઈ જાય તો દેવના નામનો દીવો કરી તેની પૂજા કરે છે.

## ગામ અને સીમનાં દેવી દેવતાઓ

**ગામદેવ :** આખા ગામના રક્ષણ માટે ગામદેવની સ્થાપના કરવામાં આવે છે. તેના સ્થળની નિશાની રૂપે લાકડાના ખૂંટા અને માટીના ઘોડાઓ જોવા મળે છે. દર વર્ષે ગામમાં દિવાસાની ઉજવણી વખતે ગામદેવની પૂજા કરી તેને બકરાં ચઢાવાય છે.

**ભાગોળદેવ :** આ દેવ ગામ સીમની રક્ષા કરે છે. ગામનાં પશુઓ અને માણસોમાં સીમ બહારથી કોઈ રોગચાળો આવી નહીં જાય તે માટે તેની પૂજા કરવામાં આવે છે. જેઠ મહિનામાં વરસાદ વરસે ત્યારે આ દેવની પૂજા થાય છે.

## પ્રેમ અને લગ્નનાં દેવીદેવતાઓ

**સિંભોળીમાતા :** લગ્ન પ્રસંગે ગામનો પૂંજારો વર કે કન્યાને સિંભોડી માતાના સ્થાનકે લઈ જાય છે. જ્યાં સિંભોળીમાતાની પૂજા વિધિ વર કે કન્યાના હાથે કરાવે છે. નાચતાં કૂદતાં સિંભોડીએ જાય છે અને પૂજાવિધિ કર્યા પછી નાચતાં કૂદતાં પાછા ઘરે આવે છે.

**સનાડિયોદેવ :** રાઠવાઓમાં છોકરા છોકરીને પરણાવવા માટે બંને પક્ષે વાત કરવા માટે વચેટિયાની જરૂર પડતી હોય છે. વચેટિયા તરીકે કામ કરતા

વ્યક્તિને 'ભાંજગડીયો' કહેવાય છે. પસંદગી છોકરીને છોકરો લઈ જાય અને આ ભાગેડામાં છોકરા છોકરી વચ્ચે પ્રેમ ઊભો થાય અને બંને પક્ષ લગ્ન માટે તૈયાર થાય તે હેતુથી સનાડિયાદેવની પૂજા કરે છે.

## વરસાદના દેવી દેવતાઓ

**દૂધીયોદેવ :** દૂધીયોદેવ વરસાદ અને પાકની ખાતરી આપતો દેવ છે. તેની પૂજાવિધિથી ચાલુ વર્ષે વરસાદ કેવો રહેશે અને પાક સારો થશે કે નહીં તેની ખાતરી કરવામાં આવે છે.

**કાળુરણો કે કંદુરાણો :** કાળુરાણો એના ગુણધર્મો પ્રમાણે વરસાદના પાણીથી ભરાયેલા કાળા વાદળોનો દેવ છે. મુખ્યત્વે તેની પૂજા બાબાપિઠોરાની પૂજા વખતે પણ કરાય છે.

**રાણીકાજળ :** રાણીકાજળ પણ વરસાદની દેવી તરીકે પૂજાય છે. તેનું સ્થાનક મધ્યપ્રદેશના નર્મદા કાંઠાના સાતપુડાના પહાડોમાં આવેલું છે. ખેતરોમાં વાવણી કરી દીધા પછી જો વરસાદ ના આવે તો અહીંના આદિવાસીઓ રાણીકાજળ માતાના ડુંગરે બાધા કરીને જતાં હોય છે. આ બાધાના સમય દરમિયાન જે બડવાઓએ બાધા લીધી હોય તે બડવાઓ રાણીકાજળના ડુંગર પર જઈને જ્યાં સુધી વરસાદ ના આવે ત્યાં સુધી ખાધાપીધા વગર બેસી જાય છે. કહેવાય છે કે બડવાઓની આવી આકરી પૂજાથી વરસાદ વરસે છે. વરસાદ આવે ત્યારે આસપાસનાં ગામોના લોકો રાણીકાજળ માતાના ડુંગરની તળેટીમાં પાડા કે બકરાની બલીથી તેનો ઉત્સવ કરે છે. કેટલાક રાણીકાજળની પૂજા કરનારા બડવાઓ વરસાદ કયા દિવસે અને કયા સમયે આવશે તેની ચોક્કસ આગાહી પણ કરી શકે છે.

## પ્રાકૃતિક તત્ત્વોના રૂપમાં દેવ દેવીઓ

**સૂર્ય, ચંદ્ર અને તારાઓ :** સૂર્યને રાઠવાઓ હુરિયોદેવ કહે છે. તેઓ સૂર્યને

બધાના પાલક તરીકે ઓળખાવે છે. 'તેના વગર જગતમાં અંધારું છવાય જાય અને આપણે બધાં હતાં ન હતાં જેવા થઈ જઈએ' એવું તેઓ કહે છે. ચંદ્રને તેઓ હાંદરિયો કે સાંદો તરીકે ઓળખે છે. તે સિવાય ઘણા ખરા તારાઓને પણ તેઓ દેવ તરીકે પૂજે છે. મેડિયાતારા વિશે તેઓ કહે છે કે 'તે આખા જગતનો ખૂંટ' છે તેથી તે આકાશમાં બધાની મધ્યમાં રહે છે. તે ઉપરાંત જુહી તારો, કમળતારો, પોપટ તારો, ફેણી તારો, હૈણી ગોવાળિયા, ડોહી અને ચોર આ બધા મોટા મોટા દેવલોક છે. આ બધા તારાઓને પણ તેઓ તેમના જીવન સાથે જોડીને તેમની સાથે આદરપૂર્વક વ્યવહાર કરે છે.

**ડુંગરો અને નદીઓ (ટુંડવા ટુંડવી)** : ટુંડવા અને ટુંડવીને સ્થાનિક રાઠવાઓ બાબોટુંડવો અને આયીટુંડવીના નામથી ઓળખે છે. આ ડુંગરો છોટાઉદેપુર તાલુકાના મોટી સઢલી ગામની પશ્ચિમે આવેલાં છે. કહેવાય છે કે જૂના વખતમાં ટુંડવો અને ટુંડવી પતિ પત્ની હતાં. તેઓ છોટાઉદેપુર તાલુકાના ટુંડવા ગામમાં રહેતાં હતાં. એક દિવસ તેઓ એકબીજાના માથામાંથી જૂ કાઢતાં હતા એવામાં ત્યાં જેઠ આવી ગયો. બન્ને શરમના માર્યા ટુંડવા ગામ છોડીને મોટીસઢલી ગામમાં આવતાં રહ્યાં. ત્યારથી તેઓ અહીં જ વસી ગયાં હતાં. બાબોટુંડવો અને આયીટુંડવી વિશે એવું પણ કહેવાય છે કે, જૂના સમયમાં કોઈ વ્યક્તિ પોતાના જીવન જરૂરિયાતની વસ્તુ માંગતાં તો તેઓ ખુશીથી આપતાં હતાં પણ માંગેલી વસ્તુ ફરીથી આપી જવાની શરતે. એટલે આસપાસનાં લોકો આજે પણ જૂની શ્રદ્ધાથી બાબાટુંડવા અને આયીટુંડવીની માનતા રાખી પોતાની મનની ઇચ્છાઓ પૂરી કરી ડુંગરે ઘોડા ચઢાવે છે. દર વર્ષે અખાત્રિજની રાત્રે પૂંજારા અને બડવાઓ આસપાસના લોકો સાથે ડુંગર પર ચઢી દેવદેવીની પૂજા કરે છે.

**માખણિયો / હુળહુળિયો** : આ ડુંગર છોટાઉદેપુર જિલ્લાના પાવીજેતપુર તાલુકાના ઉત્તર-પશ્ચિમે સુખી બંધના કિનારે આવેલો છે. જેને સ્થાનિક લોકો હુળહુળિયાના નામથી પણ ઓળખે છે. આ ડુંગરની ટોચે તળાવમાં એક માછલી રહે છે. કહેવાય છે કે, તે જે દિવસે દરિયાનું પાણી પીશે તે દિવસે દુનિયાનો નાશ થશે. આવી કેટલીક માન્યતાથી પ્રેરાઈને લોકો આજે પણ આ

ડુંગરની પૂજા કરે છે.

**રતુમાળ :** રતુમાળ મધ્યપ્રદેશના રતનમહાલની નજીક વિંધ્યાચળની ટેકરીઓમાં આવેલો ડુંગર છે. જળપ્રલય વખતે રાઠવાઓના પૂર્વજો રતુમાળ ડુંગર પર ચઢી ગયા હતા. રતુમાળથી તેમનો વંશવેલો ફરીથી ચાલુ થયો હોવાની માન્યતા રાખી દર વર્ષે અખાત્રિજની રાતે દીવો કરી પૂજા કરે છે.

**ફેણાઈનો ડુંગર :** વડોદરા જિલ્લાના ચલામલી ગામની નજીક આવેલા આ ડુંગર વિશે કહેવાય છે કે, આ ડુંગર પાવાગઢ બનતો હતો એવામાં પાવાગઢે તેને છૂટ્ટું પાટું માર્યું હતું. મારના બીકે તે પાવાગઢ બનતો અટકી ગયો હતો આવી માન્યતા સાથે ત્યાંના સ્થાનિક આદિવાસીઓ તેની પૂજા કરે છે.

**ભરથાર :** ભરથારને રાઠવાઓ ભથાર કહે છે. ભથારનો અર્થ રાઠવી ભાષામાં બપોરનું ભાથું લઈને ખેતરે જનારી સ્ત્રી એવો થાય છે. આ ડુંગર છોટાઉદેપુરથી ઉત્તરે-પશ્ચિમમાં ભરકુંડાગામની નજીક આવેલો છે. તેના વિશે પણ કહેવાય છે કે, તે પાવાગઢ બનતો હતો. તેણે કૂતરી અને મરઘાને તે રાત સાચવી લેવા કહેલું પરંતુ મરઘો અને કૂતરીએ વચન પાળ્યું નહીં તેથી તે પાવાગઢ બનતાં બનતાં રહી ગયો.

**બાબોખેંગાર :** બાબોખેંગાર છોટાઉદેપુરથી પશ્ચિમે ખજૂરિયા ગામની નજીક આવેલો ડુંગર છે. જૂના વખતમાં આસપાસના લોકોને આ દેવ પાસેથી પોતાની જરૂરિયાતની ચીજવસ્તુઓ ઉછીની લઈ આવતા હતા. કોઈ સમયે એવું બન્યું કે, એકાદ માણસ પૈસાના બદલામાં માટીનાં ઠીકરાં મૂકી આવેલો ત્યારથી તે દેવે લોકોને ઉછીનું આપવાનું બંધ કરી દીધું હતું. આ માન્યતાથી લોકો આજે પણ તેની દેવ તરીકે પૂજા કરે છે.

**ઓંણીનદી :** ઓંણી નદી વિશે કહેવાય છે કે જો ચોમાસામાં તેનું પાણી ઝરવા નામની નદી કરતાં આગળ નીકળી જાય તો તે વર્ષે સાત પ્રકારના ધાન્યો પાકે છે. આવી માન્યતાથી રાઠવાઓ તેને દેવીરૂપ માની વાર તહેવારે

પૂજામાં નામ લાવી વચન બોલે છે.

**ઝરવો :** ઝરવો એ નદી છે પરંતુ સ્થાનિક રાઠવાઓ તેને પુરુષના નામથી જ ઓળખે છે. કહેવાય છે કે ઝરવાને ઓણી નદી સાથે પરણવું હતું પણ તે તેની સાથે પરણી શક્યો નહીં તેથી તે દર વર્ષે તેના પાણીના ધોધમાં કોઈને કોઈ રીતે માણસને લઈ લે છે એવું માનવામાં આવે છે. એક લોક માન્યતા એવી પણ છે કે, જે વર્ષે ચોમાસામાં ઝરવો ઓંણીનદી કરતાં પહેલો આવે તે વર્ષે ધાન્યો બરાબર પાકતાં નથી. આ બધી માન્યતાઓથી બંધાયેલા લોકો ઝરવાને પણ દેવ માની પૂજા કરે છે.

**ઑર :** રાઠવા આદિવાસીઓ નર્મદાને રેવલી કે રેવા નામે અને ઑરસંગને ઑર કે દેવલી તરીકે ઓળખે છે. કહેવાય છે કે, રેવલી અને દેવલી બે બહેનો હતી. જ્યારે તેઓ નદીના રૂપમાં ધરતી પર વહેતી નીકળી તે વખતે દેવલી રેવલી કરતાં ખૂબ ઝડપથી આગળ જવા લાગી હતી. તેને ઝડપથી આગળ જતાં જોઈ રેવલીએ તેના પર વચન નાખ્યું કે, જા તું આગળ જા, તારું પેટ ફાડશે તો ય તારામાં પાણી નહીં નીકળે. ત્યારથી રેવલીમાં ભરપૂર પાણી રહે છે અને દેવલીમાં ચોમાસા પૂરતું જ પાણી જોવા મળે છે.

**કરો :** કરો નદી કવાંટ તાલુકાના કડીપાણી વિસ્તારમાંથી નીકળી કવાંટ થઈ આગળ વધે છે. આ નદી વિશે કહેવાય છે કે ચોમાસાનું પહેલું પાણી હેરણ નદીના પાણી કરતાં આગળ નીકળી જાય તો તે વર્ષે ખેતીમાં પાક સારો થતો નથી. તેથી પોતાના ખેતરનો પાક સારો થાય તે માટે કરાને આદરભાવથી જુએ છે.

**હેરણ :** હેરણ મધ્યપ્રદેશમાંથી આવતી નદી છે. તે પાનવડ થઈને આગળ વધે છે. કહેવાય છે કે ચોમાસાનું પહેલું પાણી કરા નદીથી આગળ નીકળી જાય તો તે વરસે અનાજ ખૂબ પાકે છે.



# શુકન અપશુકન વિશેની માન્યતાઓ

આદિવાસી લોકોને ખરાબ અનુભવ થયો હોય તો તેના પાછલા અનુભવ પર વર્તન કરે છે. પહેલાનું જીવન ખૂબ મુશ્કેલી ભર્યું હતું એમ કહેવાય છે. જીવનમાં ડગલેને પગલે મુશ્કેલીઓ આવી પડતી. ખાસ કરીને જાનો લુંટાવી સામા પક્ષવાળા ઝઘડાઓ ઊભા કરે છે. આમ લગ્ન જેવા કેટલાક પ્રસંગોમાં સારા કામની સફળતા માટે શુકન-અપશુકન જોવાની વૃત્તિ વ્યવહારમાં મુકાતી ગઈ. આ વૃત્તિની પાછળ પાછલા અનુભવના આધારે ભય સામે રક્ષણ મેળવવાની અને કામ પાર પાડવાની ઇચ્છા શક્તિ હોય છે.

શુભ પ્રસંગે કે લાભકારક કામે બહારગામ જતાં, વર કે કન્યા પસંદ કરવા જતાં, વિવાહ જોડવા, લગ્ન મૂર્હુત લખાવવા કે લગ્નનો માલ સામાન ખરીદવા જતાં, જાન લઈને જતાં, કન્યા વળાવતા કે આણુ વાળવા જતાં, મકાન બાંધવાની જગ્યા મકાન બનાવવા માટે, ખેતીમાં ઓરણી કરવા જવા વગેરે કાર્યોમાં શુકન-અપશુકન જોવામાં આવે છે.

(૧) પાણી ભરેલા બેડે પનિહારી સામી મળે, સામી ગાય મળે તો શુકન મનાય છે.

રાંડેલી (વિધવા)સ્ત્રી સામી મળે, કાળા રંગનું કે ખાલી બેડું લઈ પનિહારી સામી મળે, લાકડા લઈને જતી સ્ત્રી સામી મળે તો અપશુકન મનાય છે.

(૨) રાત્રે ઝાંપા તરફ જોઈને કુતરું રડે તો કોઈ વ્યક્તિને જમ લેવા આવ્યા એમ માને છે. કુતરું રડે તે અપશુકન મનાય છે.

(૩) સારા કામે જતાં રસ્તાની જમણી બાજુ ચીભરી (પીચોટી) બોલે તો સારા શુકન ગણાય છે.

કોઈ બિમાર વ્યક્તિની ખબર જોવા જવાનું હોય તે રાત્રે ફાલુડી બોલે, ઘુવડ બોલે રસ્તામાં  કાગડી બોલે કે દેવચકલી બોલે તો અપશુકન થયા ગણાય.

(૪) સારા કામે જતાં ઘરમાંથી નીકળતા બિલાડી આડી ઉતરે. જમણા હાથથી ડાબા હાથે સાપ આડો ઉતરે તો અપશુકન જોવામાં આવે છે.

(૫) સવારના પહોરમાં ઘર ઉપર કે આંગણાના ઝાડ ઉપર બેસીને કાગડો બોલે તો કોઈ પ્રિયજન મહેમાન પધારશે એમ માને છે.

(૬) કામકાજ કરતાં દૂધ ઢોળાઈ અથવા ચા ગાળતાં ચા ઢોળાય તો કંઈક માઠું બનશે એમ મનાય છે.

(૭) સારા કામે જવાનું હોય તે વખતે કાળું વાસણ ભાગે, હાથની બંગડી ભાંગે તો અપશુકન મનાય છે.

(૮) સારા કામની વાત કરતી વખતે કૂતરું કાન ધરે, કાન ફફડાવી ઊભું થઈ ચાલે તો શુકન થયા ગણાય. અને ઊભેલું કુંતરુ કાન ધરે કે કાન ધરીને બેસી જાય તો અપશુકન ગણાય.



## પશુ પક્ષી વિશેનો દૃષ્ટિકોણ

ઢૂસ્યો, કોયલ, પેહપેહો, મોર અને પાણીકૂકડી જોરથી બોલે ત્યારે વરસાદ આવશે એવું માને છે. કામે જતાં કોઈ કામ કરતાં કે શુભ કામની વાતો કરતા સ્ત્રીની ડાબી આંખ અને પુરુષની જમણી આંખ ફરકે તો શુકન અને સ્ત્રીની જમણી આંખ અને પુરુષની ડાબી આંખ ફરકે તો અપશુકન ગણાય છે સારા કામની વાતો થતી હોય ત્યારે બે છીંકો થાય તો શુકન ગણાય. પરંતુ એક છીંક કે ત્રણ છીંકો થાય તો અપશુકન ગણાય છે. – કાગડો માળો બનાવવા માટેનાં તણખલાં લઈ જતો હોય તે સમયે એ તણખલું ક્યાં પકડેલું છે તેના

પરથી વરસાદ નક્કી કરવામાં આવે છે. કાગડાએ તણખલું ચાંચમાં વચ્ચે પકડેલું હોય તો માનવામાં આવે છે કે આ વર્ષે વરસાદ સારો થશે અને જો તણખલું છેડે પકડીને કાગડો લઈ જતો હોય તો માને છે કે આ વર્ષે છેલ્લે વરસાદ પડશે નહીં.

ઘરચકલી નામનું પક્ષી પાણીના ખાબોચિયામાં પાંખો ફફડાવીને આળોટતું હોય તો વરસાદ જતો રહેશે એમ માનવામાં આવે છે. ઘરચકલી ધૂળમાં પાંખો ફફડાવીને આળોટે તો માને છે કે હવે વરસાદ થોડા વખતમાં આવશે.

દરજીડો અને સુગરી વિશે એવું માનવામાં આવે છે કે એકવાર બધાં પક્ષીઓએ ભેગા થઈને સુગરીને વરસાદ કઈ દિશાએથી આવશે તેની ખબર કાઢવા માટે મોકલી હતી. બધાની સંમતિથી સુગરીએ તે કામ કરવાનું નક્કી કર્યું. તે વરસાદની ખબર કાઢવા માટે મેઘના દરબારમાં ગઈ. દરજીડાને તેના ઉપર વિશ્વાસ હતો નહીં એટલે તે તેની પાછળ મેઘના દરબારમાં ગયો. બન્ને ત્યાં ચાલતી વાતોને છુપાઈને સાંભળી પાછા વળ્યા. ફરીથી પક્ષીઓની સભા બોલાવીને તેણે જાહેરાત કરી કે, હવે પછી વરસાદ જમીનની અંદરથી આવશે. એટલે આપણે બધાએ આપણા માળા હવેથી ઝાડ પર ઊંધા બનાવવા. આ જાહેરાત થતાંની સાથે દરજીડો કહે તે છેતરે છે તેની વાતમાં ના આવશો એવી બૂમાબૂમ કરી પણ તેનું કોઈએ સાંભળ્યું નહીં અને બધા પક્ષીઓએ પોત પોતાના માળાં વૃક્ષો પર ઊંધા બનાવ્યા. સુગરીએ પોતાનો માળો ઉપરથી સીવીને ઢાંકેલો બનાવી નીચેથી દરવાજો રાખ્યો. દરજીડાએ પણ તેવી જ રીતે પોતાનો માળો પાંદડાઓ વડે સીવીને બનાવ્યો અને જે દિશાએથી વરસાદ આવવાનો ન હતો તે દિશા તરફ તેણે દરવાજો રાખ્યો. વરસાદ ઉપરથી વરસ્યો અને બધા પક્ષીઓ ભીનાં થઈ ગયાં ત્યારથી તેમના બધાના માળા આજે છે તે પ્રકારનાં છે.

રાઠવા સમુદાયમાં એક વિશિષ્ટ પ્રકારની માન્યતા પણ જોવા મળે છે. કહેવાય છે કે જૂના વખતમાં પશુપક્ષીઓ પોતાનાં અમુક અંગોની અદલા બદલી કરી શકતાં હતાં. તેવા સમયે વાગડાની ગૂદા કાગડાએ ઉછીની માંગેલી અને

ભીમરાજ પક્ષી કાગડાનો જામીન રહ્યો હતો. પરંતુ બનેલું એવું કે કાગડાએ વાગડા પાસેથી ઉછીની માંગેલી ગૂદા તે પાછો આપવા ગયો નહીં અને તેણે જ રાખી લીધી. ત્યારથી વાગડાને આજે પણ ગૂદા નથી એવું માનવામાં આવે છે. તે આજે પણ મોઢા વાટે ખાય છે અને મોઢા વાટે જ ઝાડાપેશાબ કરે છે. આ બનાવ પછી કાગડા અને ભીમરાજ પક્ષીને બનતું નથી. આજે પણ ભીમરાજ પક્ષીને કાગડો મળે એટલે જામનીવાળી વાત યાદ કરી તેના પર ગુસ્સે થઈને તૂટી પડે છે.

મરઘી જો તેની પાંખો અને પીછાંઓમાં રાખોડું ભરી લાવી ઘરના ઉંબરે આવીને ખંખેરી દે તો એવું માનવામાં આવે છે કે આજે કોઈ સગું ઘેર આવશે. રાન કાગડી ગામમાં કોઈ ઝાડની સુકાયેલી ડાળી પર બેસીને જોરથી લાંબા અવાજે બોલે તો લોકો માને છે કે આજે ગામમાં કોઈનું મરણ થશે.

ઘૂવડ વિશે રાઠવા આદિવાસીઓ એવું માને છે કે રાજાઘુવડ રાત્રે ઘરના મોભે આવીને બેસે અને બોલે તો તેને સળગતું લાકડું મારવું જોઈએ છે. જો સળગતા લાકડાને બદલે ઢેંફાથી મારવામાં આવે તો તે ઢેંફુ લઈ જઈને પાણીમાં નાખી દે છે અને કહેવાય છે કે જેમ જેમ ઢેંફુ ઓગળે તેવી રીતે માણસનું શરીર પણ ઓગળે છે અને અંતે માણસ મરી જાય છે. બીજી એવી માન્યતા છે કે કોઈ જગ્યાએ રાજાઘુવડ બોલે તેમ તેના બોલવાની સાથે સાથે દોરાને સાત ગાંઠ વાળી લેવી અને  કોઈ બીમારને ગળે બાંધવાથી તેને સારું લાગે છે.

દિવસ ડૂબવાની વખતે નાનું બાળક ઘરની બહાર સુવડાવેલું હોય, ઉપરથી વાગડું પસાર થાય અને તેનો પડછાયો બાળક ઉપર પડે તો બાળકને સટી લાગી જાય એવું માનવામાં આવે છે.

નોળિયો રસ્તો ઓળંગે અને તે સમયે કોઈ વ્યક્તિ કોઈ કામ માટે બહાર નીકળી હોય તો તે કામ થઈ જશે એવું માનવામાં આવે છે.

બિલાડી કે સાપ રસ્તો ઓળંગે અને તે સમયે કોઈ વ્યક્તિ કોઈ કામ માટે

બહાર નીકળી હોય તો તે કામ કદાચ થશે નહીં  એવું માનવામાં આવે છે.

ફુંદાખોખડી(શિયાળ) રાત્રે નાના બાળકોને દાટતા હોય તે જગ્યાએ જઈને જોરજોરથી બોલે તો ગામમાં કોઈનું મરણ થશે એવું માનવામાં આવે છે. એવું કહેવાય છે કે કૂતરાં અને શિયાળ પહેલાનાં વખતમાં સાથે જ હતાં, પરંતુ એકવાર કૂતરાં અને શિયાળનાં લગ્ન થતાં હતાં તેમાં જમતી વખતે કોઈ દાળથી દાઝેલું અને ઝગડો થયેલો ત્યારથી તેઓ છૂટાં પડેલાં.

ટીટોડીના ઈંડા પર પાણી જોવાય છે. જળકૂકડી ઘણી જ બોલે તો વરસાદ આવે છે. 'ટીટ્યુંપ દરજીડો ધુંણવાનું શરૂ કરે, બોલી બોલીને નીચે પડી જાય તો વરસાદની તૈયારી છે એવું મનાય છે.



# પવિત્રતા અને અપવિત્રતાના ખ્યાલો

### જગ્યા

અનાજ કાઢવાનું ખળું, પીઠોરાની ભીંત, ઘરલીદેવી જ્યાં બેસાડી હોય તે થાનક, ચૂલો, અનાજ મૂકવાની જગ્યા, દેવસ્થળો,  ઢોર બાંધવાનું ગમાણ તથા અમુક ડુંગરો કે નદીઓ પવિત્ર ગણવામાં આવે છે. તે ઉપરાંત નદી કે તળાવના પાણીને તેઓ ખૂબ જ પવિત્ર માનતા હોય છે તેથી તેમાં પેશાબ કે સંડાસ કરી શકાય નહીં એવું તેઓ સ્પષ્ટપણે અમલ કરતાં હોય છે.

નદીના વહેણમાં પડતા મોટા ખાડાઓને રાઠવાઓ 'દરા' કહે છે. આવા દરોમાં વરસે એકાદ વ્યક્તિનો ભોગ લેવાતો હોય તે જગ્યા, સ્મશાન, કોઈ ઝાડે ટીંગાઈને મરી ગયું હોય તેવી જગ્યા, કૂવામાં કૂદી પડીને કોઈ મરી ગયું હોય તેવો કૂવો, રસ્તામાં કોઈનું અકસ્માત થયું હોય તેવી જગ્યા, કોઈ બીમાર વ્યક્તિનો ઊતારો મૂકેલી જગ્યા કે જમરાં અવતારે આવેલા બાળકને ઉંધે માથે

કોઈ રસ્તાની વચ્ચે દાટે તે રસ્તો અપવિત્ર ગણાય એવું માને છે

## સમય

અમાસનો સમયગાળો, સાંજની પડતીરાતનો આઠ નવ વાગ્યાનો સમય, મળસ્કે, સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણનો સમય, દિવાળીની ચૌદશનું એક અઠવાડિયું, કોઈનું મૃત્યુ થયું હોય તે રાત જેવો સમય અપવિત્ર ગણે છે.

'દેવનો'(ગુરુવાર), 'દિતવાર'(રવિવાર) અને 'ગુજરી' 'થાવર'(બુધવાર) જેવા દિવસો સારા દિવસો તરીકે માને છે. આ વારના દિવસોમાં તહેવારો કે કોઈ પ્રસંગો રાખે છે. દશેરાના દિવસને સારો દિવસ ગણવામાં આવે છે. દશેરાના દિવસે બધા દેવો ફરવા જતાં રહેતાં હોવાથી અનાજપાણીમાં ભાગ માગનાર કોઈ રહેતું નથી અને કોઈને આપવું પડતું નથી તેથી તે દિવસોમાં અનાજ કાઢે તો વધારે પાક ઊતરે એવી માન્યતા છે.

તે ઉપરાંત, પૂનમ પછીના અંધારિયાનો સમયગાળો સારો ગણવામાં આવે છે. તે સમયે ઝાડ કાપે તો તેને સડો લાગતો નથી એવું માને છે. આ સમય મધ ઉતારવાનો કે ખેતરના પાક કાપવાનો સારો સમય ગણાતો હોય છે.

## વ્યક્તિ

માસિક ધર્મવાળી સ્ત્રી પાણીયારે, ચૂલે, અનાજની જગ્યાએ, દેવસ્થળે, શાકભાજીની વાડીમાં કે રાંધેલા ખોરાક પાસે જઈ શકતી નથી. આવા દિવસોમાં તે સ્ત્રીને અલગ રાખવાની પ્રથા છે. આવી સ્ત્રીના હાથેથી જો કોઈ વિદ્યા ધરાવતો પુરુષ ખાવાનું ખાય લે તો તેની વિદ્યા પૂરી થઈ જાય છે એવું પણ માને છે. કેટલાક શિક્ષિત રાઠવાઓમાં હવે એવા ભેદ જોવા મળતાં નથી. સગર્ભાસ્ત્રીનો પડછાયો કોઈ સાપ પર પડે તો તે સાપને થોડો વખત સુધી દેખાતું નથી એવું માને છે. એવી સ્ત્રી બોરના ઝાડને પકડી લે તો તે બોરના ઝાડે લાગેલાં બોર બધાં સડી જાય છે. સ્મશાનમાં ફરી આવેલા પુરુષો

અપવિત્ર ગણાય છે. તે ઉપરાંત, મેલીવિદ્યા શીખતી હોય તેવી સ્ત્રી મૈયતમાં કે કોઈ દેવસ્થળે જતી નથી.

## બાળક

સુવાવડ પછીના પાંચ, છ કે સાત દિવસ સુધી બાળકને મેલું ગણવામાં આવે છે. જ્યાં સુધી તેને નાતમાં લેવાની ક્રિયાવિધિ પૂરી ન થઈ જાય ત્યાં સુધી તેની સાથે સમાજ કોઈપણ પ્રકારનો વ્યવહાર કરતો નથી. છટ્ઠી કે સાતમની વિધિ થઈ ગયા પછી તે ચોખ્ખું થયું એવું માને છે.

## કુદરતી તત્ત્વો

દેવસ્થળો વાળા ડુંગરો, કોઈ મોટાં વૃક્ષો, નદીઓ, વાવ, સૂર્ય, ચંદ્ર, તારાઓ, પવન, પાણી તથા અગ્નિ જેવાં તત્ત્વોને પવિત્ર માને છે.

## વૃક્ષો

બીલી, કણબાનું ઝાડ, કળો, ખાખેર, પીપળો, વડ, દૂધકળો, ઉંમરાનું ઝાડ, પીપર, તાડ કે બહેડા જેવા ઝાડ નીચે પેશાબ કે સંડાસ પણ કરવામાં આવતા નથી, આ વૃક્ષો પવિત્ર ગણાય છે.

## ઘરના ભાગો

ઘરનો ઉંબરો, ચૂલો, ઘરલીદેવીનું સ્થાનક, અનાજ મૂકવાની જગ્યા, બાબા પિઠોરાની ભીંત અને પશુઓ બાંધવાની ગમાણ આ ભાગો પવિત્ર ગણાતા હોય છે.

**દારૂ**

દારુ પવિત્ર ગણવામાં આવે છે. મોટા ભાગની પૂજા વિધિમાં દેવોને દારૂ ચઢાવાય છે.

**રોગો**

'ઓરી' નામનો બાળકોનો રોગ ખૂબ જ પવિત્ર ગણવામાં આવે છે. અછબડા નીકળેલ બાળકને દારૂ પીધેલ વ્યક્તિ, માંસ-મચ્છી ખાધેલા લોકો કે માસિકધર્મ વાળી સ્ત્રીથી દૂર રાખે છે. તે ઉપરાંત ડાકણ-ભૂત-પ્રેત વગેરેને પણ રાઠવાઓ અપવિત્ર ગણે છે.



# રોટી વહેવાર, ખાનપાન, આહારવિહાર સંબંધી માન્યતા

રાઠવા સમાજ ગામરચનાની દૃષ્ટિએ એક જ રક્તસંબંધના માળખામાં રહેતો દેખાય છે. પોતાનાં મા બાપથી અલગ રહેતા દીકરાઓ પણ સામુદાયિક રીતે એક જ જમીન પર રહે છે. તેથી તેમનામાં રક્તસંબંધોનું ખાસ મહત્ત્વ જોવા મળે છે. પારિવારિક ભાવનાઓથી જોડાયેલા તેઓ પરિવારના દરેક સભ્યોને સરખું માન સન્માન આપે છે. પોતાના ઘરમાંથી બીજે ગામ પરણાવેલી પોતોની દીકરી કે જમાઈને પણ તેમના કુટુંબમાં આદરભર્યું સ્થાન આપે છે. સામાજિક પ્રસંગો અને ધાર્મિક વિધિવિધાનોમાં પણ પોતાના સમુદાયની સાથે દરેક પરિવાર પોતાપણાની ભાવનાથી વર્તતાં જોવા મળે છે. ઘરમાં કોઈ વાર તહેવાર હોય તો ગામમાં વસતા પોતાના રક્તસંબંધીઓને તેઓ ઘરે જમવા માટે આદરપૂર્વક બોલાવતા હોય છે. કુટુંબની વડીલ સ્ત્રી કે પુરુષ આવેલા પોતાના સગાવ્હાલાઓને ભાવથી જમાડતાં હોય છે. કેટલાંક દૂરનાં સગાં કે બહાર ગામે પરણાવેલી દીકરીને તેઓ તહેવારના દિવસે રાંધેલ

વાનગીઓ આપવા જતા પણ જોવા મળે છે. પોતાના દીકરા દીકરીઓ, ભાઈ ભાંડુઓ અને સમાજમાં મોટા ભાગે સાથે બેસીને જમે છે. એક બીજાના ઘરે ખાવાનું આપલે કરે છે. કેટલાક સંજોગોમાં કોઈના ઘરે અનાજ ખૂટે તો તેઓ એકબીજાને અનાજ પણ પૂરું પાડતાં જોવા મળે છે.

રાઠવા સમુદાય જે ગામોમાં વસવાટ કરે છે તેવાં ગામોમાં ધાણક, નાયક, તડવી, રોહિત કે હરિજન જાતિના લોકો પણ રહે છે. પરંતુ તેમની સાથે તેઓ રોટી વહેવાર કરતાં નથી. છોટાઉદેપુરની પૂર્વમાં વસતાં રાઠવાઓનાં કેટલાંક ગામોમાં થોડે અંશે કેટલાક પ્રસંગોમાં સાથે ઊઠવા બેસવા અને જમવાનો રિવાજ જોવા મળે છે. તે સિવાય મોટાભાગના રાઠવાઓમાં ધાણક, નાયક કે હરિજનો સાથે રોટી વહેવાર જોવા મળતો નથી.ખાવાપીવાની રીતોમાં તેઓ ઘણેખરે અંશે ઋતુચક્રને ધ્યાનમાં રાખે છે. બદલાતી ઋતુઓમાં હવામાનમાં થતાં ફેરફારોને જોઈને તેમના પૂર્વજોએ ખાધાખોરાકી માટે ચોક્કસ ખ્યાલો ઊભા કરેલા જોવા મળે છે.

સામાન્ય રીતે ખેતીમાં મકાઈ, જુવાર, સામેલ, ડાંગર, વગેડું, બાજરી, ઘઉં, કોદરા જેવાં ધાન્યોની ખેતી કરે છે. કઠોળમાં અડદ, તુવેર, મગ, ચોળા, ચણા, વાલોળ, મઠ વગેરે કરે છે. તેથી ખોરાકમાં પણ તેનો વિશેષ ઉપયોગ કરે છે.

મકાઈ, જુવાર, ડાંગરના રોટલા ખાય છે. જ્યારે ઘઉં અને બાજરીનો ઉપયોગ તેઓ ખોરાક તરીકે નજીવા પ્રમાણમાં કરે છે. રોટલા સાથે અળદ કે તુવેરની દાળ વિશેષ હોય છે. દાળ અને ભાત તેમનો મુખ્ય ગણાય તેવો ખોરાક છે. રાબડી, મકાઈનું ભૈડકું, દૂધ કે છાશ પણ હોય છે. વિશેષમાં તેઓ ખાટીભાજી, પૂવાડિયાની ભાજી, ફોંગની ભાજી, આંબલીનો મોર, સરગવાની ભાજી, ચણાની ભાજી, મેથી કે પાલખ વગેરે ભાજીઓનો ભરપૂર વપરાશ તેમના જીવનમાં જોવા મળે છે. તે ઉપરાંત ઝરકલાની ભાજી, કોલિયારની ભાજી, ગૂંદાની ભાજી વગેરે પણ ઋતુ અનુસાર ખાય છે.



## બંદીનો તહેવાર અને ખાવાની રીત

ચોમાસુ શરૂ થાય એટલે પર્યાવરણ ભેજવાળું થાય. આ ભેજવાળા વાતાવરણમાં લોકોની પાચનશક્તિ નબળી થાય. એ ખ્યાલથી રાઠવાઓના પૂર્વજોએ એક ખાસ દષ્ટિકોણથી બંદીનો તહેવાર નક્કી કર્યો છે. આ તહેવારના દિવસે લોકો જે કંઈ સારુંમાઠું તળેલું ખાવું હોય તે ખાય લે છે. તહેવારના બીજા દિવસથી તેલમાં તળેલું ખાવાની સમાજમાં બંદી ફરમાવાય છે. બંદીથી બંધાયેલા લોકો સવા મહિના સુધી બાફેલો ખોરાક ખાતાં હોય છે. પરિણામે ચોમાસાના ભેજવાળા વાતાવરણમાં પોતોના શરીરને સારી રીતે સાચવી શકે છે.



## વિશિષ્ટ વાનગીઓ

વાર તહેવારોમાં કે કોઈ પ્રસંગોમાં તેઓ અડદનાં ઢેબરાં (વડા) મુખ્ય વાનગી તરીકે બનાવે છે. તે ઉપરાંત મકાઈનાં ઢેબરાં, પૂરી, ભજિયા, ચોખા કે ઘઉંના લોટના તીખા કે ગળ્યા પૂડા બનાવે છે.

આ સિવાય કોળાની ખીર, કોળાનું ગળ્યું ભાત તેલ કે ઘી સાથે ખવાય છે. ચોખાના બાફેલા લોટથી બનાવેલા સુશિયા તેની સાથે ઘી કે ચોખાના લોટની ગળી કઢી વગેરે ખાય છે. ભગત સિવાયના રાઠવાઓ બકરું, મરઘું, દારૂ, તાડી વગેરે પ્રસંગો કે વાર તહેવારોમાં લે છે. કેટલાક ભગત રાઠવાઓ પણ દારૂ પીવામાંથી બાકાત નથી. તે ઉપરાંત ઋતુ પ્રમાણે મળતાં ફળ ફૂલોને અનેક રીતે ખાય છે.

મહુડામાંથી જેમ દારૂ તૈયાર થાય છે તેમ મધમીઠી વાનગીઓ પણ તૈયાર કરવામાં આવે છે. મહુડા શેકીને તેમાં ચણા, મગફળી, ધાણી ભેળવીને તેના લાડુ બનાવીને ખાવાની રીત પણ જોવા મળે છે. ક્યારેક લોટમાં બાફેલા

મહુડાંનું પાણી અને વાટેલા મહુડાં ભેળવીને ઢોકળા કરી વડના પાનમાં બાફીને ખાવામાં આવે છે. તે ઉપરાંત તાજા મહુડા રાંધી તેના પાણીમાં ચોખા નાંખી ખીર બનાવવામાં આવે છે. બાફેલા મહુડાના પાણીમાં લોટ નાખી શીરો પણ બનાવે છે.



## પ્રજનન સંબંધી માન્યતા

રાઠવા આદિવાસીઓ માને છે કે, જે સમયે સ્ત્રી માસિક ધર્મમાંથી ચોખ્ખી થયેલી હોય અને તેવા સમયે જો કોઈ સ્ત્રી પુરુષ અંધારિયામાં શરીર સંબંધ બાંધે અને સ્ત્રીને જો ગર્ભ રહે તો છોકરો જન્મે છે. અંજવાળિયામાં શરીર સંબંધ બાંધે અને ગર્ભ રહે તો છોકરી જન્મે છે.



## ગૂઢ વિદ્યા

રાઠવાઓ મુખ્યત્ત્વે ત્રણ તત્ત્વોને મેલાં માને છે ભૂત, ડાકણ અને વેછી ભૂત મોટાભાગે પવન રૂપે રહે એમ માને છે.

કોઈ બડવો, ભગત કે જેણે મંત્રતંત્રની વિદ્યા શીખેલી હોય તેવો વ્યક્તિ મરી જાય ત્યારે તે અતિશય ભયંકર અને શક્તિશાળી ભૂતના સ્વરૂપે ધરતી પર ભટકતો રહે એમ માને છે.



# ભૂતના પ્રકારો

## મસાણિયો ભૂત

સ્મશાનમાં રહેનારો આ ભૂત નિરુપદ્રવી હોય છે. આ ભૂતનો દરજ્જો રાજા જેવો ગણાય છે. કહેવાય છે કે અન્ય ભૂતો એની સેવાચાકરી કરતાં હોય છે. તે માથે પાઘડી, અંગરખું અને હાથમાં હુક્કો  રાખે છે. તેની સાધના કરવાથી અનેક નાનાં મોટાં કાર્યો તે કરી આપે છે. વાર તહેવારે તેની પૂંજા કરવામાં આવે છે. ખાસ કરીને શ્રાધ્ધ-ડોચરી વખતે મસાણિયા બાજ આ ભૂત માટે જ મૂકવામાં આવે છે.

## કરમધ્યો ભૂત

આ ભૂત કણબાના વૃક્ષમાં રહે છે. પૂજા માટે જ્યારે આ વૃક્ષની ડાળો લેવામાં આવે ત્યારે આ ભૂતના નામનો ભોગ ત્યાં આપવામાં આવે છે.

## ભૂત

આ ભૂતનો દેખાવ હાડપિંજર જેવો હોય છે. તે વિવિધ પ્રકારનાં સ્વરૂપો ધારણ કરે છે. તે મુખ્યત્વે પીપળો, આમલી કે ઘટાદાર વૃક્ષોમાં રહે છે એવું માનવામાં આવે છે.



# ડાકણ

રાઠવાઓની ધાર્મિક દંતકથાઓમાં જોગણી-ડાકણનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. તેઓ માને છે કે પૃથ્વીની ઉત્પત્તિ થઈ તે પહેલાં ડાકણનું અસ્તિત્વ હતું અને

દેવની સૃષ્ટિમાં પણ ડાકણનું સ્થાન છે તેમ જાણવા મળે છે.

ડાકણ ફક્ત સ્ત્રી જ હોય છે એવું નથી પુરુષો પણ ડાકણા હોય છે એવું જાણકારો બતાવે છે. ડાકણ વિદ્યા શીખનાર કોઈ બીજી અન્ય વ્યક્તિ ન મળે તો ડાકણ બનેલાં સ્ત્રી પુરુષો પોતાના કુટુંબમાંથી દીકરા દીકરી કે વહુને તેમની વિદ્યા શીખવે છે. વિદ્યા શીખવવામાં 'ડાકણપ્યાલો' પીવડાવવામાં આવે છે. જેમાં મરઘીનું લોહી, દારૂ, પ્યાલો અફીણ, અને શક્ય હોય તો માણસનું કાળજું ખવડાવાય છે. પછી રોજ મંત્રેલું દાતણ કરાવવામાં આવે છે. ડાકણપણું ચલાવવા દર વર્ષે તેના મંત્રોની વારંવાર સાધના કરવી પડતી હોય છે. ડાકણવિદ્યા શીખેલા ગોત્રદેવીએ દીવો કરી કાળી ચૌદશના દિવસે મંત્ર જપી ધૂણે છે તેને 'વેદભણે' એવું કહેવામાં આવે છે. ડાકણ પ્રથમ ગામદેવ અને ખેડૂબાઈની રજા લઈને જ પોતાનું કામ શરૂ કરતી હોય છે.



## વેંછી વંતરી

કોઈપણ સગર્ભા સ્ત્રી અવસાન પામે ત્યારે તે વેંછી બને એવી માન્યતા છે. આવી સ્ત્રીને વેંછી બનતી અટકાવવા માટે તેના શબની નીચે દર્ભની સળીઓ ચોકડી બનાવી મૂકવામાં આવે છે. વેંછી દિવસે કે રાતે ફરતી હોય છે. તે દેખાવે ભયાનક  હોય છે. તેનું માત્ર આગલું શરીર માસ ચામડાનું બનેલું હોય છે અને પાછળ ખુલ્લું હાડપિંજર હોય છે. તેના માથે દીવો બળતો હોય છે. જો કોઈ વ્યક્તિ તેને જોઈ લે તો તેને કશું થતું નથી પરંતુ જો વેંછી તે વ્યક્તિને જોઈ લે તો વ્યક્તિ ભારે માંદગીમાં સપડાય છે.



## ચોખ્ખી વિદ્યા

પૂજારાની વિદ્યાને રાઠવા સમુદાયમાં ચોખ્ખી વિદ્યા તરીકે ઓળખવામાં આવે

છે. તે ગામના, સીમના, ખેતર કે અન્ય દેવદેવીઓની પૂજાવિધિ કરતો હોય છે. તે બધાના રક્ષણ અને સુખશાંતિની માંગણીઓ મૂકનારો હોવાથી તેને લોકો ચોખ્ખો ગણતા હોય છે.



# લોકમાન્યતાઓ

(૧) દીવે દીવો ના સળગાવે- એક સળગાવાય દીવાને અડાડી બીજો દીવો ન સળગાવે. દીવો ફૂંક મારીને હોલવાય નહિ.

(૨) બળદને, કૂતરાને, ભાણેજને પગ ન અડાડાય કે પગથી પાટું કે લાત ન મરાય.

(૩) રાત્રે ખાટલાનાં પોંઈતા ના ખેંચાય. રાત્રે એઠું હાડલું તવેથા કે ઠીકરાથી ના ઘસાય- ઘસીને એઠું ના ઉપાડે.

(૪) સંધ્યાકાળે ખાટલો ન વાળે, સંધ્યાકાળે સૂવે નહિ, સૂતું હોય તે જાગીને બેસે. માંદા પણ સંધ્યાકાળે બેસે.

(૫) રાત્રે ઘંટી ના ફેરવે, સંધ્યાકાળે દળે નહિ. ઘંટીને પગ ના અડકાવે.

(૬) ઘરમાં બેઠેલું મધ ઘરધણી લઈને ખાઈ શકે નહિ.

(૭) કચરું વાળતાં રસ્તામાં બકરી, ગાય, ભેંસ, બળદ કે બાળક હોય તો તેને હાંકવા, ખસેડવા સાવરણીના મરાય.

(૮) સૂર્ય આથમ્યા પછી ઘરનો કચરો ન કઢાય, સૂર્ય આથમ્યા પછી શબને સ્મશાને લઈ જવાય નહિ કે બળાય નહિ.

(૯) પીપળાનું લાકડું સળગાવાય નહિ.

(૧૦) રસોડું બનાવ્યા પછી ચૂલાને ઠંડો કરી દેવો એટલે કે તેના ઉપર શાક, હાંડલી મૂકી રાખવી નહિ, મનાય છે કે તેને પણ આરામ આપવો.



## વનસ્પતિજગત-પ્રાકૃતિકતત્ત્વો વિશેની દૃષ્ટિ

### વિધિમાં વનસ્પતિ વૃક્ષોનું મહત્ત્વ

– ઈંદ, કુંવારિયો અને ઘરની પૂજામાં બીલીના પાનમાં ‘પૂંજ’ મૂકે છે. તે ઉપરાંત કુંવારિયો અને ઈંદમાં કણબા અને કળાના ઝાડનાં ડાળખાંનો વિધિમાં મહત્ત્વનો ભાગ ગણાય છે.

– રાઠવાઓમાં બે હોળી સળગાવવામાં આવે છે. એક મોટી હોળી અને બીજી નાની હોળી. નાની હોળી જ્યાં સળગાવવામાં આવે છે તે જગ્યા પર પશ્ચિમ દિશામાં આંબા, ખાખરાનાં ફુલોનું તોરણ બનાવીને પૂજવામાં આવે છે. આ પૂજા પ્રકૃતિમાં તે પછી ગર્ભાતાં ફળ ફૂલ સારી રીતે મોટાં થાય અને પાકે તથા તે બધાં વૃક્ષોને કોઈ નુકશાન ન કરે એવા આશયથી વૃક્ષોનાં ફૂલની સાક્ષીએ તેની પૂજા થાય છે. કેટલાક વિસ્તારોમાં મોટી હોળી તરીકે વાંસને રોપે છે.

– વાવણી થઈ ગયા પછી દિવાસાના તહેવારની ઉજવણી કરવામાં આવે ત્યારે ‘ડણી’ નામની વનસ્પતિના પાન અને વાજ નામના જંગલી કંદના પાનનું મહત્ત્વ જોવા મળે છે. તે સમયે સાગ કે ખાખરા જેવાં મોટાં વૃક્ષોનાં પાનનો ઉપયોગ ના થાય અને તેવા ઉપયોગી વૃક્ષનો વિકાસ અને વૃધ્ધિ થાય તે હેતુથી તેવા વૃક્ષોનાં પાન મોટા પાયે અમુક સમય સુધી ના વપરાય તે માટે ડણી કે વાજ જેવા વનસ્પતિ વેલાના પાનનો ઉપયોગ પ્રતીકાત્મક રીતે કરે છે. મરણવિધિમાં આમળાના ઝાડનું મહત્ત્વ જોવા મળે છે. મરેલ વ્યક્તિને આમળાના ઝાડનું દાતણ કરાવવામાં આવે છે. તે ઉપરાંત દરોખડીનો ઉપયોગ

પણ મરણવિધિમાં થાય છે.

## મેઘની પૂજા અને માન્યતા

મેઘની પૂજા રાઠવાઓમાં મુખ્યત્ત્વે વર્ષમાં બે વાર થાય છે. ચોમાસુ શરૂ થાય ત્યારે વાવણી કર્યા પછી જો વરસાદ નહીં આવે તો લોકો ગામમાં એક દિવસ નક્કી કરીને રાતે મેઘને રીઝવવાનાં ગીતો ગાઈ ગરબા રમતા હોય છે. જેમાં મેઘનાં ગીતો, વીજળીનાં ગીતો, દેડકાનાં ગીતો અને કીડીમંકોડીનાં ગીતો ગવાતાં હોય છે. આખી રાત ગીતો સાથે ગરબા રમીને દિવસે આખા ગામના લોકો ઉંટડી નામનો ઉત્સવ ઉજવે છે. જેને તેઓ 'ઉંટડી કાઢવી' એવું કહે છે.

બીજી વાર દિવાસાના તહેવાર વખતે મેઘની પૂજા કરવામાં આવે છે. તે ઉપરાંત, ઈદનો તહેવાર એ ખાસ મેઘ માટેનો જ ઉત્સવ ગણવામાં આવે છે. ખેતી સાથે જોડાયેલી માન્યતા :

- ખાખરા પર બેઠેલા ફાફડા જો કાચા જ સુકાઈને ખરી પડે તો તે વર્ષે ડાંગર ઓછી પાકશે અને જે વર્ષે ખાખરાના ફાફડા પાકીને પડે તે વરસે ડાંગર સારી પાકશે એવું માને છે.

- રીંઝડો નામની વનસ્પતિ પર જે વરસે સીંગો વધારે બેસે તે વરસે તુવેર સારી પાકે એવું માને છે.

- વેગરવી નામની વનસ્પતિ પર બેસેલા ડોડામાં પૂરે પૂરા દાણા ભરાય તો તે વરસે મકાઈ ખૂબ પાકશે અને જો તેના પર કોઈ જીવાત પડે તો મકાઈ પર પણ જીવાત પડશે એવી માન્યતા છે.

- તાડના ઝાડનું સુકાયેલું ગેડું(પાન) જે દિશામાં નમેલું હોય તે દિશામાં વરસાદ ઓછો પડે છે એવું માને છે.

- મહિને એક વીંછી આવે તો સાત વીસા પાણીના ગણાય.

- ઓળો જે દિશામાં ફૂલ આપે તે દિશામાં વરસાદ સારો પડે.

- અંધારિયે વરસાદ સારો અને અંજવાળિયે કોરો રહે.

- બારમે મહિને સારો ગરભ જાય તો શ્રાવણમાં વરસાદ સારો પડે છે.

- અંજવાડિયાનો ગરભ ગયેલો હોય તો અંધારિયું સારું રહે છે.

- દિવસે ગરભ ગયેલો હોય તે રાતે વરસાદ પડે.

- ગરભના પટ્ટા જે દિશામાં પડ્યા હોય તે દિશામાં વરસાદ પડે છે.

- ગ્રહણ થાય તે મહિનાનો ગરભ હોય તો વરસાદ પડે નહીં.

- દશેરાનો ગરભ હોય તો નોરતામાં અંજવાળિયામાં વરસાદ પડે છે.

- વીછીમાં ચોમાસું બેસે તો વરસાદ સારો રહે છે.

- ચાંદરણામાં કે અંધારામાં ગરભ જાય તો તે સમયે જ વરસાદ પડે છે.

- બૂડમણેથી ઊગમણે ગરભ જાય તો વરસાદ સારો પડે છે.

- ઈશાન ખૂણાનો વરસાદ સારો રહે છે.

- ભાદરવાનો છેલ્લો વરસાદ ઈશાન ખૂણેથી આવે અને તે જ દિશામાં બંધ થાય છે.

- બાબોદેવ કરીએ ત્યારે જે દિશાની જમીન ભીની થાય તે દિશામાં વરસાદ સારો પડે છે.

- જલોદીમાતાની ડુંગરી પર પથ્થરને દૂધથી નવડાવે તેનાથી પણ વરસાદની આગાહી મળે છે.

- ચંદ્ર દાતરડાનાં ગળામાંથી પસાર થાય તો વરસાદ સારો આવે છે.

- અખાત્રીજમાં સમીસાંજે આકાશમાં ખાટલી ઊભી થઈ જાય તો વરસાદ સારો થાય. ટોડે રહી જાય તો વરસાદ સારો રહેતો નહીં.

-અખાત્રીજના દિવસે બપોરે એક ગજનું લાકડું રોપીને છાંયડો જોવાય છે. જો છાંયડો ઉત્તર દિશા તરફ પડે તો વરસાદ સારો મનાય અને દક્ષિણમાં પડે તો વરસાદ ઓછો પડે છે.

- સૂર્ય ઊગતાં પહેલાં પાંચ વાગ્યે  ગોવાળિયા નજરે ચઢે તો વરસાદ બીજે દિવસે સૂર્ય દેખાય ત્યાં સુધી વરસે છે.

- લીમડાની લીંબોડી પાકવાની શરૂઆત થઈ જાય તો વરસાદની તૈયારી છે એવું માને છે.

- જાંબુડા અડધા પાકી જાય તો વરસાદ આવે છે.

- સાગનો મૉર આવે તેની ડોક ચાલુ થાય તો વરસાદની તૈયારી મનાય છે.

- કડાનું પાન અડધા ફૂટ જેટલું મોટું થઈ જાય તો વરસાદ શરૂ થશે એવું મનાય છે અને પાંદડાં ખરી પડે તો વરસાદ પૂરો થયો મનાય છે.

- ધરતી વાદળથી ઘેરાઈ જાય તો વરસાદ જતો રહ્યો તેમ નક્કી થાય છે.

- વાંકલ નામના વૃક્ષને ફળ આવે તો વરસાદ શરૂ થાય અને ફળ પડી જાય તો વાવણી પૂરી થઈ જાય.

- આંબલીનો પહેલો મૉર આવીને પડી જાય અને બીજો મૉર આવે તો વરસાદની તૈયારી મનાય છે.

- થોરનાં પાન મોટાં થઈ જાય તો વરસાદની તૈયારી મનાય છે.

- નદીમાં શેવાળ સારો હોય તો વરસાદ સારો રહે છે.

- ખાખરાનાં પાન ઝીરાઈ જાય તે વરસ સારું ગણાય છે.

- જીમરાનાં ડોડા લાગે તો અડદ અને તુવેર સારી પાકે છે.

- વધારે આમલી ઉતરે તો વધારે સારું પાકે છે અને ઓછાં ઉતરે તો ઓછું પાકે છે.

## જમીનમાં પાણી જોવાની માન્યાતા

- ઉંબરાના ઝાડ નીચે અને રાફડા નીચે પાણી રહે છે.

- શિયાળાની વહેલી પરોઢે ખેતરમાં ખુલ્લા પગે ચાલવાથી જ્યાં પાણી હોય ત્યાં જમીન ગરમ લાગે છે.

- તાંબાના બે સળિયા છેટે પકડીને ખેતરમાં ચાલતાં જ્યાં બન્ને ચોંટી જાય ત્યાં પાણી રહે છે.

- નારિયેળ હાથમાં રાખી ખેતરમાં ફરવાથી જ્યાં પાણી હોય ત્યાં નારિયેળ ઊભું થઈ જાય છે.

- ઉંબરાનું ફૂલ પુનમની માજમ રાતે આવે છે તે મળી જાય તો માણસ સુખી થઈ જાય છે.

- નાગ  દેખાતો હોય અને કોઈ વ્યક્તિને તે પાછળ પડે તો પહેરેલું કપડું નાખી દેવું તો બચી જવાય છે.

- સળગતી હોળીના તણખા પૂર્વમાં જાય તો વરસ સારું ગણાય અને ઉત્તર તરફની દિશા ખાલી રહી જાય તો વરસ ખરાબ રહે છે.

## કેટલીક વિશિષ્ટ માન્યતાઓ

પિઠોરા દેવની પૂજા કરવાના એક અઠવાડિયા પહેલાં જવારા વાવવાની વિધિ કરે છે. જે દિવસે જવારા વાવવાના હોય તે દિવસે વાંસમાંથી ગંજીઓ, નવું હળ બનાવે છે. ઘરની એક તરફ અખાડો બનાવાય છે. બપોર પછી જવારા વાવવાની વિધિ શરૂ થાય છે. બાંધેલા અખાડાની સામે સફેદ ધોતિયું પાથરીને તેના પર માટી પાથરીને ખેતર તૈયાર કરે છે. તૈયાર થયેલા ખેતર આગળ વરસાદ પાડવાની વિધિ કરે છે. એક વ્યક્તિ સૂપડૂં લઈને બનાવેલા ખેતર ફરતે હલાવતો ફરે છે, બડવો વાસણમાં પાણી લઈને છાંટા કરે છે જેને ગાજવીજ સાથે વરસાદ થયો એવું માને છે. વરસાદ થઈ ગયા બાદ તૈયાર કરેલી જમીન પર વાંસનું બનાવેલું હળ રાહ સાથે તૈયાર કરીને ઊભું કરે છે. તે પછી વિધિ કરીને મરઘું મારી કાળજુ અંગારે સેકી, દીવો કરીને ખેડવાની શરૂઆત કરે છે. આ ખેતર ખેડનાર જેના ઘરે પિઠોરો લખવાનો હોય તે વ્યક્તિ હોય છે. ખેડ્યા પછી ત્રણ સ્ત્રીઓ ખેતર સાફ કરે છે. બપોરે ખેતરમાં કામ કરનારાઓને જમાડે છે. બળદ બનેલા લોંગણિયાઓને બફાણું આપે છે. જમ્યા પછી ખેતર ખેડીને ચાસ પાડે છે તેમાં સ્ત્રીઓ સાત પ્રકારનું અનાજ ઓરી માટી ભેગી કરે છે.

વાંસના ગંજિયામાં તે માટી અને બીજી ડાંગર ભેળવીને ગંજિયા ભરી લેવાય છે. ભરાયેલા ગંજિયાને બનાવેલા અખાડામાં પાટલાઓ પર મુકાય છે.

જવારાની વિધિ વખતે ઢોલી ઢોલ વગાડે છે અને સ્ત્રીઓ ગીતો ગાય છે.



# અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા

## પોતાનાથી ઊંચા ગણાતા લોકો સાથેનો વહેવાર

રાઠવા આદિવાસીઓ વાણિયા, પટેલ અને બ્રાહ્મણોને પોતાનાથી ઊંચા માને છે. અગાઉ આ કોમો સાથે કોઈપણ પ્રકારનો વહેવાર હતો નહીં પણ હાલમાં બ્રાહ્મણો રાઠવાઓના લગ્નની વિધિ કરાવતા હોવાથી તેમની સાથે ખાણીપીણીનો વહેવાર ઊભો થયેલો જોવા મળે છે. તે ઉપરાંત પોતાનાથી ઊંચા ગણાતા પટેલો સાથે થોડા સમયથી રોટી બેટીનો વહેવાર નજીવા પ્રમાણમાં થાય છે.

## પોતાનાથી નીચા ગણાતા લોકો સાથેનો વહેવાર

રાઠવા સમુદાય નાયકા, ધાણક, તડવી, વણકર, મુસલમાન, રોહિત અને હરિજન સમુદાયના લોકોને પોતાનાથી નીચા ગણે છે. કેટલાક વિસ્તારમાં નીચા ગણાતા સમુદાયો રાઠવાઓના ઘરનો ઉંબરો ઓળંગી શકતાં નથી. તેમના માટે બેઠક વ્યવસ્થા પણ નિશ્ચિત જ ઠેરવેલી હોય છે. તે કોઈપણ દિવસે તેમના ઘરે આવે તો પોતે જ સમજીને કોઈ પાટ કે કાદવની બનાવેલી ઓટલી પર બેસી પડે છે. તેના માટે ચા કે પાણીનાં વાસણો પણ અલગથી ઘરની બહાર જ મૂકી રખાતાં હોય છે. ચા કે પાણી પીને પોતાની જાતે સાફસૂફ કરીને તેની જગ્યાએ મૂકવાની પ્રથા છે. પોતાના મરેલા ઢોરનો નિકાલ માટે રોહિત વગેરેને રાખેલા હોય છે. તેના બદલામાં તેમને વારતહેવારે કે વરસે અનાજ પાકે ત્યારે તેમનો ભાગ અલગથી કાઢી મૂકવામાં આવે છે. તેમના ઘરે ખાવાપીવાની રીત જોવા મળતી નથી. બેટી વહેવાર પણ જોવા

મળતો નથી. જો કોઈ છોકરો પોતાનાથી નીચા ગણાતા લોકોના ઘરમાંથી છોકરી સાથે ભાગી છૂટે તો તેને નાત બહાર મૂકવાની પ્રથા છે અને જો સમાજ કે કુટુંબ ઇચ્છે તો તેવા દીકરાને નાતમાં લેવાની વિધિ કરીને ફરીથી નાતમાં લેવામાં આવે છે. જો કોઈ છોકરી કોઈ નીચા ગણાતા લોકોના છોકરા સાથે જતી રહે તો તેના ઘરનો સંબંધ મરે ત્યાં સુધી તોડી નાખવાની પ્રથા જોવા મળે છે. પોતાનાથી નીચા ગણાતા લોકોને ત્યાં રાઠવાઓ સામાજિક પ્રસંગોમાં જતાં હોય છે પણ ત્યા તેઓ જમતાં નથી. ક્યારેક આવા પ્રસંગોમાં ભોજન બનાવવા માટે બ્રાહ્મણને બોલાવાતો હોય તો ત્યાં તેઓ જમે છે. અમુક વિસ્તારોમાં હવે શિક્ષણ અને સમજણના લીધે તેમની સાથેના વ્યવહારોમાં પરિવર્તન દેખાય છે. કવાંટ વિસ્તારોમાં નાનીનાતનાં રાઠવા અને મોટીનાતના રાઠવા એવા ચોખ્ખા બે ભેદો છે. આ બંને નાતોમાં મોટીનાતના રાઠવા પોતાને નાનીનાતના રાઠવા કરતાં ઊંચા ગણાવે છે. તેમની સાથે બેટી વહેવાર કરતા નથી. આ બન્ને નાતો હેરણ નદીથી નસવાડી સુધીના વિસ્તારમાં છે. રાઠવાઓમાં ખાવાપીવાવાળા એક રાઠવાઓમાં ખાવા-પીવાવાળા એક સરખા ગણાય, ભગત થઈ ગયેલા રાઠવાઓ જુદા ગણાય છે. જો જગત હોય તો આખું ગામ એક થઈને દેવ તહેવાર કરે પણ ભગત લોકો પોતાના અલગથી દેવ તહેવાર કરતાં જોવા મળે છે. એક સાથે બધા હળીમળીને વાર-તહેવાર કરતાં જોવા મળતાં નથી. 'ભગત્યાંપ અને 'નુગરાંપ એવો ભેદ કેટલાક વિસ્તારોમાં જોવા મળે છે.

# નાયકા સમાજ



## શુકન / અપશુકન વિશેની માન્યતાઓ

અગત્યના કોઈ કામ માટે નીકળ્યા હોય અને રસ્તામાં કોઈ સ્ત્રી ખાલી વાસણ લઈને સામે મળે, સાપ આડો ઊતરે કે સસલું નીકળે તો અપશુકન થયા એવું માને છે, અને ત્યારથી જ મનમાં ગાંઠ વાળી લે છે કે જે કામ અર્થે પોતે નીકળ્યા છે તે કામ નહીં થાય અથવા જો થશે તો પણ લાંબા ગાળે કે નુકસાનકારક બનશે એવું ધારી લેવામાં આવે છે.



## પશુ-પક્ષી વિશેનો દ્રષ્ટિકોણ

કૂકડો બોલે એટલે સવાર થયું છે એમ માનીને ગૃહિણીઓ ઊઠી જાય છે અને પોત-પોતાને કામધંધે વળગી જાય છે. કાગડી બોલે કે કૂતરું કાન ફફડાવે તો અપશુકન થયા એવું માનવામાં આવે છે. કાગડો બોલે તો કોઈક મહેમાન આવશે એવું માને છે. ઘુવડ જો ઘરે આવીને બોલે તો આસપાસમાં કોઈ ડાકણ હોવાનો વહેમ કરે છે.



## ભૂવા, બડવા કે ભગતમાં વિશ્વાસ

જયારે કોઈ વ્યકિત બીમાર થાય તો પ્રથમ તેને ભૂવા પાસે લઈ જવામાં આવે છે. ભૂવો બીમાર વ્યકિતના માથા પરથી મકાઈના દાણા વાળે છે અને પછી પોતાના દેવ-દેવીનું સ્મરણ કરીને દાણા જોવે છે. દાણા જોયા બાદ ભૂવો કહે છે કે આને ભૂત વળગ્યું છે કે ડાકણે કરેલું છે. પછી ભૂવો દોરો કરી આપે છે, એ દોરો બીમાર વ્યકિતને હાથે અથવા ગળામાં બાંધવામાં આવે છે, ભૂવે દોરો

કર્યા પછી જો બીમાર વ્યકિતને થોડો ઘણો આરામ લાગે તો માંલ્લું કરવામાં આવે છે. માંલ્લું કરવા માટે ઘરધણી પાસેથી નારિયેળ, કંકુ, ધૂપ, લીંબુ, દારૂ અને કૂકડો કે બકરો મંગાવવામાં આવે છે, ત્યારબાદ રાત્રે માંલ્લું કરવામાં આવે છે. માંદા વ્યકિતને બેસાડવામાં આવે છે અને ભૂવો ધૂણે છે અને જાપકૂટા કરીને, કૂકડા કે બકરાનો ભોગ આપીને માંલ્લું વળાવામાં આવે છે. આમ આ સમાજ ભૂવા, બડવા કે ભગતમાં વિશ્વાસ ધરાવે છે.



# પવિત્ર/અપવિત્ર વિશેની માન્યતાઓ

## જગ્યા

મંદિર, ડેરું કે થાનક જેવાં સ્થળોએ ભગવાન, દેવ-દેવીઓનો વાસ હોય છે એટલા માટે આવી જગ્યાઓની આસપાસ કે એ સ્થળ તરફ ફરીને પેશાબ પણ કરવામાં આવતો નથી, ઘંટી દ્વારા અનાજ દળવામાં આવે છે એટલા માટે તેના ઉપર બેસી ન શકાય એવી માન્યતા છે, ખાંયણિયામાં ડાંગર છડીને તેમાંથી ચોખા કાઢવામાં આવે છે એટલા માટે તેના ઉપર પણ બેસી ન શકાય. તેમજ ચૂલો કે જ્યાં જમવાનું બનાવવામાં આવે છે, આમ ઉપરોકત જણાવેલાં સ્થળો તેના ઉપયોગ અને મહત્ત્વને ધ્યાનમાં રાખતાં આ સમાજના મત અનુસાર પવિત્ર માનવામાં આવે છે.

## સમય

દિવસ આથમ્યા પછી પૈસાની લેવડ-દેવડ કરવામાં આવતી નથી. એ જ પ્રકારે મીઠું પણ આપી શકાતું નથી પણ કોઈ વ્યક્તિને ખાસ જરૂર હોય અને તે જો જાતે આવીને લઈ જાય તો ના કહેવામાં નથી આવતું. રાત્રે બારથી ચાર વાગ્યા પછી કોઈપણ કામ ન કરવું જોઈએ એવી માન્યતા છે, વહેલી સવારે એટલે કે પાંચ વાગ્યે લગ્ન થઈ શકે છે. આમ કોઈપણ સારા કામની શરૂઆત દિવસે જ કરવામાં આવે છે અને ખાસ કરીને જો સવારે કરવામાં આવે તો

ઉત્તમ માનવામાં આવે છે. કોઈ સારું કામ ગુરુવાર, શુક્રવાર કે બુધવારને સારા માનવામાં આવે છે આ દિવસે કોઈ કામ શરૂ કરવામાં આવે તો તે સફળતા અપાવનારું નીવડશે એવું માને છે. આ સમાજમાં એવી કહેવત છે કે 'સોમવારે શૅાગ ના અવાય અને બુધવારે બેટી ના વળાવાય' એટલે કે સોમવારે ઢોરને વેચવામાં આવતું નથી તથા બુધવારે લગ્ન થઈ શકે છે પણ બેટી/દીકરીને બુધવારે વળાવામાં આવતી નથી.

## વ્યકિત

લગ્નપ્રસંગે અથવા ધાર્મિક વિધિઓમાં રાંડેલી સ્ત્રી કે વાંજિયા પુરુષને આવા કામની આગેવાની કરવા દેવામાં આવતી નથી કે આગળ કરવામાં આવતા નથી. છોકરા/છોકરીના સંબંધ નક્કી કરવા જતા હોય અને રસ્તામાં કોઈ લાકડાંનો ભારો લઈ સામે મળે અથવા રાંડેલી/રાંડેલો (વિધવા/વિધૂર) સ્ત્રી કે પુરુષ મળે તો અપશુકન થયા એવું માનવામાં આવે છે, અને જો વાંજિયો આડો આગળ આવે તો છોકરાને વસ્તાર/સંતાનપ્રાપ્તિ ન થાય એવું માનવામાં આવે છે. સુવાવડી અથવા માસિક આવેલું હોય તેવી સ્ત્રી કોઈ પૂજાવિધિમાં બેસી શકતી નથી કે મંદિરમાં પણ જઈ શકતી નથી.

## વસ્તુ

ઝાડ (આંબો, લીમડો, સમડી, પીપળો, આસોપાવ) પાણી, પથ્થર અને ધરતીને પવિત્ર માનવામાં આવે છે. એ જ પ્રકારે ગાયનું દૂધ કે ઘી સારાં કામોમાં/પૂજા વિધિ, ધાર્મિક વિધિઓમાં વપરાતું હોવાથી કે પણ પવિત્ર છે એમ માનવામાં આવે છે.

## દિશા

દક્ષિણ અને પૂર્વ દિશા તરફ માથું રાખીને ઊંઘી શકાય પણ ઉત્તર દિશા તરફ માથું રાખીને ઊંઘવું ન જોઈએ. ઘર બનાવતી વખતે તેનું બારણું પૂર્વ દિશા

તરફ રાખવામાં આવે તો સારું રહે એવી માન્યતા છે, ક્યારેક જગ્યાના અભાવે ઉત્તર દિશા તરફ પણ રાખવામાં આવે છે. ઉત્તર દિશા તરફ બારણું રાખવામાં આવ્યું હોય તેવા ઘરને 'ડુંગરપુરિયા બાયણાવાળુંપ ઘર કહેવામાં આવે છે. પૂજાવિધિ ખાસ કરીને પૂર્વ દિશા તરફ બેસીને કરવામાં આવે છે.



## કુદરતી તત્ત્વો

વાયુ, વરસાદ, પાણી અને અગ્નિને દેવ તરીકે માનવામાં આવે છે. અગ્નિ આપણા જીવનમાં ખૂબ જ ઉપયોગી છે. તેના જેવું કામ કોઈ દેવ પણ કરી શકતા નથી એવું માનવામાં આવે છે. સૂર્યના તડકાને લીધે શરીર સારું રહે છે તથા ચંદ્ર અંજવાળું અને શીતળતા આપે છે.



## વૃક્ષો

પીપળો, ખાખરો, ઉમરો, વડ, ચંદન, હંગડો, આકડો, તુલસી, આંબો અને આસોપાલવ આ બધાં જ વૃક્ષો લગ્ન અથવા તો ધાર્મિક વિધિઓમાં ક્યાંકને ક્યાંક ઉપયોગમાં આવતાં હોવાને લીધે આવાં વૃક્ષોને પવિત્ર માનવામાં આવે છે. ઘરમાં બેડાનું લાકડું વાપરવામાં આવતું નથી. ઝાડમાં બેડાને, ઢોરમાં ગધેડાને અને પક્ષીઓમાં કાગડાને નીચ માનવામાં આવે છે.



## ઘરના ભાગો

ઓહરી/પરસાળ, કોઠો/માંયનો ભાગ, ત્રીજું ભેંતિયું અને ઘરના બે બાજુના કરા વગેરે ઘરના ભાગો છે. આમાંથી ઓહરી અને જ્યાં રસોડું બનાવવામાં આવતું હોય તે ભાગને પવિત્ર ગણવામાં આવે છે. ઘરના ઈશાન ખૂણાને

અગ્નિનો ભાગ માનવામાં આવે છે, એટલે કે ઘરનો ઈશાન ખૂણો પણ પવિત્ર છે એવું માને છે.



## દારૂ

પહેલી ધારનો જે દારૂ કાઢવામાં આવે તેને ચોખ્ખો અને પાછલી ધારના દારૂને રાહી/ખરાબ દારૂ તરીકે ઓળખવામાં આવે છે. દારૂને દારૂ નહિ પણ અમૃત છે એમ માનવામાં આવે છે. દારૂ જે જગ્યાએ બનાવામાં / ગાળવામાં આવતો હોય તેવી જગ્યાએ ખરાબ બૈરું/માસિક ધર્મમાં હોય તેવી સ્ત્રી ન જવી જોઈએ. સાચું બોલાવવા માટે ભગવાને જ દારૂ પેદા કરેલો છે એવી માન્યતા છે. દારૂ વિશે આ સમાજમાં એક વાર્તા પ્રચલિત છે. એક સુથાર ઘર ઘડવા ગયો હતો ત્યારે તેને લેવા માટે ચાર યમ આવ્યા. યમને આવેલા જોઈને સુથારે પ્રશ્ન પૂછ્યો કે ભાઈ તમે કયાં જાઓ છો? પછી પેલા ચાર યમે જવાબ આપ્યો કે અમે ફલાણા વ્યક્તિ(સુથાર)ને લેવા માટે આવ્યા છીએ. આ સુથાર તો કુશળ કારીગર હતો. તે પેલા ચારેય યમને મહુડાના એક મોટા વૃક્ષ પાસે લઈ જાય છે, અને કહે છે કે તમે બધા અંદર આવો મેં આ ઝાડમાં કેવું કોતરકામ કર્યું છે તે તમે બધા જુઓ. બધા જ યમ મહુડાના ઝાડની અંદર સુથારે બનાવેલી બખોલમાં પેસી જાય છે, પછી સુથાર ધીરે રહીને પાછળથી ખીલો/ ડગળી મારીને બધા જ યમોને અંદર પૂરી દે છે. આ યમોને ભગવાન પાસે પાછા જતા મોડું થયું એટલે ભગવાન કહે છે કે પેલા ચાર યમ જે સુથારને લેવા ગયા હતા એ તો પાછા જ ન આવ્યા એમની તપાસ કરો. એ હજુ સુધી કયાં ગયા છે? બીજા કેટલાકને શોધવા માટે મોકલ્યા પણ કંઈ જ ભાળ ન મળી. એટલે પાછા ભગવાન પાસે ગયા, ભગવાન પણ મૂંઝવણમાં મુકાઈ ગયા કે આ ચારેય ગયા કયાં અને હવે કરવું શું ? પછી ભગવાને એક મોવડી બનાવી અને તેનાં મોવડાં પાડ્યાં અને એ મોવડાંમાંથી દારૂ બનાવ્યો. પછી ભગવાને એક સભાનું આયોજન કરાવડાવ્યું અને બધાયને એ સભામાં આવવા માટેનું આમંત્રણ આપવામાં આવ્યું. ત્યાર બાદ સભામાં આવેલા દરેકને અમૃત/દારૂ આપવાનું કહેવામાં આવ્યું. અમૃત પીધા પછી સુથાર પોતે જ બોલવા લાગ્યો

કે 'મેં તો ચારને પૂરી દીધા છે'. આમ અમૃત/દારૂના નશામાં સુથારે સાચી વાત કહી દીધી. ત્યારથી એવું માનવામાં આવે છે કે સાચી વાત કહેવડાવવા માટે ભગવાને જ દારૂ પેદા કરેલો છે.



## ખાનપાન/આહાર સંબંધી માન્યતાઓ

પહેલાંના સમયમાં બંટી, બાવટો, કોદરા વગેરે જેવાં ધાન્યોમાંથી રોટલા બનાવીને ખાતા હતા પરંતુ આજે આવા પ્રકારનાં ધાન્યો રહ્યા નથી એટલે અત્યારે ખાસ કરીને મકાઈ, બાજરી, ઘઉ, ડાંગર જેવાં ધાન્યોનો ખાવા માટે ઉપયોગ કરવામાં આવે છે. આ સમાજમાં માંસાહાર કરવામાં આવે છે. કેટલાક લોકો માંસાહાર નથી કરતા. જે લોકો માંસાહાર કરે છે તેઓ માંસાહારમાં કૂકડાં, બકરાં, પાડો અને માછલી ખાય છે. પરંતુ ખાસ કરીને શ્રાવણ મહિનામાં અને કોઈકનું અવસાન થયું હોય તો તેના પરિવારજનો કે નજીકના સંબંધીઓ માંસ-મટન ખાતા નથી. ઘરમાં કોઈને ઓરી માતા અથવા બળિયા દેવ/મહારાજ પધાર્યા હોય તેવા સમયે માંસ-મટન કે દારૂનો ઘરમાં પ્રવેશ કરવા દેવામાં આવતો નથી. હોળી, દિવાળી સિવાયના બધા જ તહેવારોમાં માંસ-મટન ખાઈ શકે છે. બેસતા વર્ષના દિવસે ઘરના ઝાંપે કૂકડા/બકરા મારવામાં આવે છે.



## પ્રજનન સંબંધી માન્યતા

સ્ત્રી જયારે સગર્ભા હોય ત્યારે તેના ગર્ભ/પેટમાં છોકરો હશે કે છોકરી એ વિશેની કોઈ ધારણાઓ કરવામાં આવતી નથી. તેમ છતાં એવી આશા રાખવામાં આવે છે કે પહેલા ખોળે છોકરો આવે તો સારું, બે છોકરાઓ પછી એક છોકરી પણ હોવી જોઈએ એવું માનવામાં આવે છે. છોકરીનું લગ્ન થાય એટલે તેને ઘણી બધી વસ્તુ આપવી પડતી હોઈ જે મોંઘવારીના સમયમાં

અઘરું છે એટલા માટે એક કરતાં વધારે છોકરીઓ ઇચ્છતા નથી.



## મૃત્યુ પછીના જીવન વિશેની માન્યતા

મૃત્યુ પછીના બીજા અવતાર માટે મરનાર વ્યકિતને તેનાં કર્મો અનુસાર બીજો અવતાર મળે છે, જો સારાં કર્મો કરેલાં હોય તો ફરીથી મનુષ્યનો અવતાર મળી શકે છે અને જો સારાં કર્મો ન કર્યાં હોય તો તેવા વ્યકિતને મનખ/મનુષ્ય તરીકે ફરીથી અવતાર મળી શકતો નથી એવી માન્યતા રહેલી છે.



## ઉપવાસ, વ્રત અને ઉજાણી વિશેની માન્યતા

ખાસ કરીને શ્રાવણ માસ, ગોકુળ આઠમ અને નવરાત્રિ વખતે જે દેવ-દેવીમાં આસ્થા ધરાવતા હોય તેમના નામના ઉપવાસ કરવામાં આવે છે. ઉપવાસ કરવાથી મર્યા પછી એ વ્યક્તિ જયારે ભગવાન પાસે જાય છે. ત્યારે ભગવાન મરનાર વ્યક્તિને ભાણું આપે છે એવી માન્યતા આ સમાજમાં જોવા મળે છે.



## ગૂઢ/મેલીવિદ્યાની માન્યતા

મેલીવિદ્યામાં કૂકડા, બકરા કે પાડાનો ભોગ આપવામાં આવે છે. ચોખ્ખીવિદ્યામાં મોરસ/ખાંડ, શ્રીફળ કે ઘીનું હવન કરવામાં આવે છે.

### ભૂત

કોતરમાં મરનાર વ્યક્તિ ભૂત બને છે અને તે ત્યાં જ રહે છે એવી માન્યતા આ સમાજમાં જોવા મળે છે. ભૂત છે કે નથી તે સામાન્ય વ્યક્તિઓને ખબર

પડતી નથી પણ ભૂવાને તેની ખબર પડી જાય છે. કોઈકને કંઈ થાય/બીમાર પડે તો તેને ભૂત વળગ્યો/પેસી ગયો હશે એવું માનવામાં આવે છે. ભૂતને ઉતારવા માટે / કાઢવા માટે ભૂવાને બોલાવવામાં આવે છે, ભૂવો એક માટીનું કોઈ વાસણ ફોડીને કાંઠી તૈયાર કરે છે અને તેમાં બાકળા, કાંમઠી, કાતરિયાં, ઢેબરાં મૂકે છે. ભૂતને દારૂ ચઢાવામાં આવે છે તેમજ કૂકડાનો ભોગ પણ આપે છે, ત્યાર બાદ ભૂવો કે કાંઠીને બીમાર વ્યક્તિના માથા ઉપરથી પાંચ વાર વાળીને ગામને ઝાંપે જઈને મૂકી આવે છે. જો બીમાર વ્યક્તિને આરામ થઈ જાય તો માનવામાં આવે છે કે ભૂત વળી ગયો, જતો રહ્યો છે.

## ચૂડેલ

સ્ત્રી/પુરુષ મરી જાય, અવસાન પામે તો તેમને સ્મશાનમાં લઈ જવામાં આવે છે, સ્મશાનમાં લઈ ગયા પછી જો સ્ત્રી હોય તો તેની બંગડીઓ ફોડી/તોડી નાખવામાં આવે છે પણ કોઈ સ્ત્રીની બંગડીઓ ના તોડવામાં આવે તો તેવી સ્ત્રી ચૂડેલ–ચૂડવેલ બને છે. ચૂડેલ પણ જો કોઈને પેસી જાય તો તેની સાથે ભૂત પણ આવે છે એટલે કે જેમ ભૂત કાઢવાની વિધિ કરવામાં આવે છે એ પ્રકારે ચૂડેલને કાઢવા/ઉતારવાની વિધિ કરવામાં આવે છે. ચૂડેલ ઉતારવા માટે ચૂંદડી, કૂલેર, ઢેબરાં, દારૂ, કૂકડો કે બકરો ચઢાવવામાં આવે છે. ચૂડેલની જેવી જ ઝાંપડી પણ હોય છે, તે ગામના ઝાંપે રહે છે. જો ઝાંપડી કોઈને પેસી જાય તો તને કાઢવા માટે ભૂવો કૂકડી મંગાવીને તેનો મળીદો બનાવી તેની કાંઠી કાઢવામાં આવે છે.

## ડાકણ

એવું મનાય છે કે કેટલીક સ્ત્રીઓ ડાકણ બનવા માટેની વિધિ શીખતી હોય છે, આ વિધિ શીખવા માટે બીજી જે ડાકણ મનાતી હોય તેના પાસેથી આ વિદ્યા/મંત્રો શીખે છે. આ વિદ્યા/મંત્રો શીખવા માટે અમુક સમય દરમિયાન નદી અથવા તળાવમાં બીજી ડાકણની સાથે સાધવા માટે જાય છે તથા નવરાત્રિના દિવસોમાં પણ એ વિદ્યા શીખે છે, જો આ વિદ્યા પૂર્ણ રીતે ન

શીખી શકે તો તેને 'અધૂરી' માનવામાં આવે છે. જ્યારે કોઈની સાથે બોલા-ચાલી કે ઝઘડો થાય અને તે ડાકણ હોય તો સામેવાળા વ્યકિતને હેરાન કરવાના કે મારવાના ઈરાદાથી તેને મૂઠ મારે છે. જો કોઈને ડાકણ વળગે તો ભૂવા પાસે દાણા જોવડાવામાં આવે છે અને જો ભૂવાને ખબર પડે કે ખરેખર ડાકણ જ વળગી છે તો ભૂવો દોરો કરે છે. જો દોરાથી આરામ લાગે તો પછી માંલ્લું કરીને ડાકણને વાળવામાં આવે છે.



# વનસ્પતિજગત-પ્રાકૃતિક તત્ત્વો વિશેનો દૃષ્ટિકોણ

કેટલાંક વૃક્ષો, છોડ અને મૂળિયાં માણસના જન્મથી લઈને મૃત્યુ સુધી વિવિધ પ્રસંગો જેવા કે સામાજિક, ધાર્મિક રીતે ખૂબ જ ઉપયોગી હોય છે, આ ઉપરાંત કેટલીક વનસ્પતિ, છોડવાઓ ઔષધિ કે જડીબુટ્ટી તરીકેનું કામ કરતા હોય છે. આમ આવાં પ્રાકૃતિક તત્ત્વો માનવજીવન માટે ખૂબ જ ઉપયોગી હોવાથી પ્રાકૃતિક તત્ત્વો અને માનવ જાત વચ્ચેનો સંબંધ ગાઢ રીતે જોડાયેલો રહ્યો છે, એવું માને છે.

### સામાજિક, ધાર્મિક વિધિઓમાં વૃક્ષોનું મહત્ત્વ

પીપળો, ખાખરો, ઉમરો, વડ, ચંદન, હંગેડો, આકડો, તુલસી, આંબો અને આસોપાલવ આ બધાં જ વૃક્ષો લગ્ન, મરણ અથવા તો ધાર્મિક વિધિઓમાં કયાંકને કયાંક ઉપયોગમાં આવતા હોવાને નાતે તેમને મહત્ત્વપૂર્ણ માને છે.

### ખેતી સાથે જોડાયેલી માન્યતાઓ

ચોમાસું ખેતી કરવા માટે અષાઢ મહિનાના અંધાર/કૃષ્ણ પક્ષમાં વરસાદ પડે તો સારું એમ માને છે, અંજવાળિયામાં/શુકલ પક્ષમાં વરસાદ પડે તો પાક બળી પડે એવી કહેવત છે એટલે અંજવાળિયામાં ખેતી કરવામાં આવતી નથી,

એ જ પ્રકારે અંજવાળિયામાં જો કોઈ પાકની લણણી કરવામાં આવે તો તે અનાજ/કઠોળમાં જંતુઓ પડે છે. શિયાળુ ખેતી કારતક મહિના પછી કરવી જોઈએ. ચણા મહા મહિનામાં કાપવામાં આવે છે, હોળી વખતે ઘઉં લેવામાં આવે છે અને જેઠ મહિનામાં મગફળી નીકળી જવી જોઈએ એવું માને છે.

## જમીનમાં પાણી જોવાની માન્યતા

પાણી જોવા માટે તેના જાણકાર વ્યક્તિને બોલાવવામાં આવે છે. એવું પણ માનવામાં આવે છે કે જે જગ્યાએ કૂવો ખોદવો હોય તો તે જગ્યાએ રાત્રે ઊંઘવાથી ખબર પડી જાય છે, કારણ કે જ્યા પાણી હોય ત્યાં રાત્રે રેતી ચાલતી હોય છે એમ માનવામાં આવે છે. ખેતરમાં વાંસની કોહટમાં પાણી ચડતું હોય તે જગ્યાએ પણ પાણી હશે એવું માનવામાં આવે છે.

# તડવી સમાજ



## પરીચય

અહીં તડવી સમાજ ખાસ પહેલા પાવપતી ભીલ ચૌહાણ એમ અટક લખાવતા હતા તે પછી ધાણકા અટક હતી હવે બધા તડવી અટક લખાવે છે. તડવી સમાજ ખાસ એ લોકોની કુળદેવી કાલકામાતાને બધા માટેના જે એમના કોઈ કુટુંબના વડીલના ઘરમાં સ્થાપના કરવામાં આવે છે. જેમાં પૃથ્વીમાં ધરતીમાતાને પૂજન કરે છે અને આકાશમાં સૂર્યદેવને પૂજન કરે છે.



## સમાજમાં પહેલાની રીત

### મૃત્યુ થાય ત્યારે

જો કોઈ સમાજની અંદર મૈયત થયું હોય તો મૈયત માણસને ગામ ગામના લોકો કપડાં લાવીને આપતા હતા. સ્મશાનમાં ખોદવા આવે ત્યારે ચાંદલો લઈને આપવામાં આવતો અને ઉત્તર કાર્યમાં જમણમાં માંસાહારી જમણ આપવામાં આવતું જે અત્યારે બંધ કરાવી અને બારમું-ઉત્તર કાર્યમાં ભજન કરાવવું એ ઠરાવ્યું જેમાં હાલ આ સમાજમાં પટેલો નક્કી કરવામાં આવ્યા જેમાં મહારાષ્ટ્ર રાજ્યમાં અકલકુવા તાલુકામાં સોરાપાડા ગામના વતની શ્રી જેઠાભાઈ બુધાભાઈ તડવીની પટેલ તરીકે નિમણૂક કરવામાં આવી છે.

| **ગુજરાત રાજ્યમાં આગેવાનો** | **ગામ** |
|---|---|
| ચીમનભાઈ બુધાભાઈ ધાણકા | સીમઆમલી |
| કિરણભાઈ ગોપાડાભાઈ તડવી | સેલંબા |

| રૂસ્તમભાઈ રૂપસિંગભાઈ તડવી | પાનખલા |
|---|---|
| જગનભાઈ ગણપતભાઈ ધાણક | ઘોડાદેવી |
| ભીખાભાઈ શંકરભાઈ ધાણકા | ચોપડવાવ, અક્કલકુવા |
| શ્રાવણભાઈ રામસિંગભાઈ | નવાનાગરમુડા |
| સુરેશભાઈ રામદાશભાઈ | ખટવાણી |
| પ્રકાશભાઈ કાનજીભાઈ | ખટવાણી |
| ગુલાબભાઈ દામુભાઈ | કાકડીઆંબા |
| રમેશભાઈ જેશીંગભાઈ | ખોડકુવા |
| સરદારભાઈ શંકરભાઈ | કોરાઈ |
| સુખરામભાઈ નારણભાઈ | વીરપોર |

જે પોત પોતાના વિસ્તારમાં ધાણકા સમાજના પટેલો વસેલા છે અને આખા સમાજનું કામકાજ જે ગામોમાં કાર્યક્રમો થતા હોય કે એનો આખો કારભાર એમના પર હોય છે.

ધાણકા-તડવી સમાજના લોકો પૂર્વજમાં બાપદાદાને પૂર્વજ તરીકે ગણે છે અને કુટુંબમાં વડીલ સ્ત્રી હયાત હોય તો તેમને પૂર્વજ માને છે પણ મોટેભાગે લોકો પુરુષોને પ્રધાન્ય આપે છે. જેમાં પોતાના ખેતર કે વાડામાં બાપદાદા-દાદી મુત્યુ પામ્યા હોય તેમના નામનો વિધિ કરી અને પથ્થરને ગોઠવવામાં આવે છે. જેમને ખતરી તરીકે ઓળખવામાં આવે છે. જેમનું આ સમાજમાં દરેક જાતના શુભ પ્રસંગો હોય કે પોતાની જમીન ખેતરમાં વાવણી કરવી હોય તો એ પૂર્વજના નામના પથ્થરો (ખતરી) મૂકેલા હોય તેમને પૂજન કરી પછી જ બીજું કાર્ય કરવામાં આવે છે. ધાણકા સમાજના લોકોમાં રોગ, મૃત્યુના દેવદેવી જેવી ખાસ માન્યતા નથી પણ જ્યારે પણ દુઃખ આફત હોય તો કાળકા માતાને પૂજન અર્ચના કરે છે. આ સમાજમાં દરેક છોકરાને બાબરી એટલે કે માથે વાળ રાખે છે. છોકરો જન્મે ત્યારથી એક કે બે વર્ષ જેમની કુળદેવીની બાધા હોય ત્યા સુધી પછી બાબરી ઉતારાવ્યા પછી બાળકના વાળ કાપવામાં આવે છે.

– કૃષિમાં ખાસ ખેતીવાડીમાં ખાસ દેવોમાં નાગદેવતા, ભૂતદેવતા, બે ખાસ દેવતા હોય છે. જેમાં નાગદેવતાને ભૂતદેવતાને પાકના રક્ષણ માટે સાચવણી માટે પૂજવામાં આવે છે.

– ભૂતદેવતામાં ખાસ કરીને (૧) કાળ્યો ભૂત (૨) બગલ્યો ભૂત એમ બે પ્રકારનાં ભૂતોના નામ આપવામાં આવેલ છે જેમને ખેતરમાં પૂજન કરે છે.

## ડાકણ પ્રથા

ખાસ કરીને તડવી સમાજમાં ડાકણ પ્રથા ખૂબ જ પ્રચલિત છે. જેમાં વૃદ્ધ સ્ત્રી હોય એને અનપ-સનપ બોલતા હોય અને અહીં એવી માન્યતા છે કે ડાકણ જે સ્ત્રી હોય તો તેમના કુટુંબના જ કોઈ સદસ્યને મંત્ર-તંત્રથી મારી નાખે છે. એમના કુટુંબના કોઈપણ બાળક જન્મ થતા મૃત્યુ પામ્યુ હોય તો એમ સમજવામાં આવે છે કે આ કુટુંબમાં ડાકણ છે. જેથી પેલા છોકરાને જન્મ થતા પહેલા મારી ખાધો છે.

– જે મેલીવિદ્યા શીખેલા હોય અને જેમની સામે સારા માણસો જાય એમનું કામ ના બને તેમને દુઃખોના પહાડ તૂટી પડે એવી આ સમાજમાં માન્યતા છે. જે સ્ત્રી અધૂરી શીખેલી હોય તેમજ સમજવામાં આવે છે કે એમના કુટુંબમાં સારો માણસ કે સભ્યો તાત્કાલિક બીમાર પડી મૃત્યુ પામ્યો હોય તો એ સ્ત્રી અધૂરી હતી તેમને મારીને ખાધો એટલે એ હવે પૂરી શીખી ગઈ છે એમ માન્યતા છે.

– જે સ્ત્રીનું મગજ ફરેલું હોય અને પાગલ જેવું બોલતી ફરતી હોય તો સમાજના માણસો આમ સમજે કે આ સ્ત્રી મેલીવિદ્યા અધૂરી શીખેલી છે જેથી કરી એમને ગાંડી બનાવી દીધી છે જેથી એ માને ના અને આવા ધાણકા સમાજમાં સ્ત્રીને ખાસ મોભો આપતા નથી અને લોકો એમના ઘરે જવા આવવાનું બંધ કરે છે. સીમનાથી દૂર રહેવાનું પસંદ કરે છે.

– પ્રથાની ચર્ચા અમે પુનમભાઈ તડવી સાથે બેસી ચર્ચા કરી લખાણ લખેલ છે.

## વિધવા કે એકલી સ્ત્રી

ધાણકા તડવી સમાજમાં ખાસ કરીને કોઈ છોકરી જેમના લગ્ન થયા હોય અને થોડા સમયમાં એટલે કે ચાર વર્ષમાં એમનો પતિ મૃત્યુ પામ્યા હોય અને એમના કુટુંબનાં બાળકો ના હોય તો તેવી સ્ત્રી કે છોકરીને ફરી પાછા લગ્ન ગોઠવી આપે છે. જેમની ઉંમર વધારે હોય અને એમના છોકરા કમાતા થયા હોય અને જે સ્ત્રીને એક જ વખત લગ્ન કરવું જે માન્ય હોય તેમને સમાજ પોતાના કુટુંબમાં જ રાખે છે. આ સમાજમાં શિક્ષણનું સ્તર નીચું છે. વધારે ભણેલા લોકો ખૂબજ ઓછા છે. તેમાંથી વિધવા બાપના કુટુંબમાં જો અભણ માણસો હોય તો તેમને વધારે પણ તકલીફો આપે છે. આ સમાજમાં જ્ઞાન ઓછું હોવાથી વિધવા સ્ત્રીને પહેલા ડાકણ તરીકે પણ કોઈક માને છે.

## એકલી સ્ત્રી

આ સમાજમાં ખાસ એકલી સ્ત્રી હોતી નથી અને જે એકલી સ્ત્રી હોય તેમને અનિષ્ટ તત્ત્વો ખરાબ માનવામાં આવે છે. તેમને આ સમાજના લોકો ખરાબ નજરે પણ જોવે છે. આ સમાજમાં જ્યારથી છોકરી લગ્ન થાય ત્યાંથી એમના માથાપર ઘૂંઘટ હોય છે. ઘરમાં મહેમાન આવે કે વડીલો હોય એટલે આ સમાજમાં સ્ત્રીઓ ઘૂંઘટ કાઢે છે.

# ડુંગરીભીલી સમાજ



## પ્રકૃતિના તત્ત્વોની અસર

વિશ્વનાં તત્ત્વોની જીવન પર કયા કયા પ્રકારની અસરો ધરાવે છે અને તેના વિશે માન્યતાઓ કેવા પ્રકારની જોવા મળે છે તે જોઈએઃ

### આકાશ (જુગ)

આકાશમાં ચમકતા તારાઓને અલગ-અલગ નામોથી ઓળખે છે. જેમ કે, આકાશમાં એક ઝૂમખા જેવા તારા દેખાય છે. તેને ગોવાળિયા તરીકે ઓળખવામાં આવે છે. તદ્ઉપરાંત વીંછી, દાતડી, ડોશી ડોશાનો ખાટલો, બકરી-ચોર હેનાનો તારો, પૂછડિયો તારો. આમ આકાશમાં દેખાતા તારાઓ વિશે માન્યતા છે. રાતે ચંદ્ર દેખાય તેમા સસલો (હાહો) દેખાય એવું માને છે.

### ચંદ્ર ગ્રહણ, સૂર્યગ્રહણ

આકાશમાં ચંદ્ર-સૂર્ય ગ્રહણ દિવસે કે રાત્રે થાય છે. ત્યારે ગર્ભવતી સ્ત્રી સૂર્ય-ચંદ્રને જોવામાં આવે તો બાળક કોઈ ખોળખાંપણ થાય એવું માને છે. જેના કારણે કોઈપણ ગર્ભવતી સ્ત્રી સૂર્ય-ચંદ્ર સામે જોતી નથી અને ઘરમાંથી નીકળતી નથી. પરંતુ આવું કોઈ ગ્રહણ થાય ત્યારે ગામના લોકો તગારા થાળી ઠોકે છે.

ચોમાસાની ઋતુમાં ચંદ્રની આજુ-બાજુ ગોળાકાર વાદળ દેખાય છે. તેને મોજેમ (મંડળ) બેઠું એમ કહેવામાં આવે છે. તેઓ વરસાદ પડવાની આગાહી કરે એવું માને છે. અજવાળિયું (ઉજાલો) (પુનમ)ના દિવસને શુભ દિવસ માને છે. અંધારિયું (બાંધારો (અમાસ)ના દિવસને તેઓ અશુભ દિવસ ગણે

છે. આ દિવસે કોઈપણ શુભ કામ કરતા નથી. દા.ત. અનાજની મોસેટીમાંથી દાણા કાઢતા નથી. ઝાડ પર ચઢતા નથી. મકાન પર ચઢતા નથી. ખેતીમાં વાવણી કરતા નથી. જો આવું કાર્ય કરે તો કંઈ નુકશાન થાય એવું માનવામાં આવે છે.

## વીંછી

વીંછી બેઠો હોય ત્યારે શુભ કાર્ય કરતા નથી. જો કરવામાં આવે તો કંઈ ખોળ આવે એવું કહેવાય છે. દા.ત લગ્ન કરતા નથી. આ સમયે ખેતરમાં પાક તૈયાર થયેલ હોય તો પણ કાપતા, તોડતા નથી. વૃક્ષો પણ કાપતા નથી. જો કાપવામાં આવે તો તે સળી જાય એવું માને છે. આ સમયમાં શુભ પ્રસંગો કરે છે. અમુક લોકો શુભ કાર્ય કરતા નથી.

## વાયુદેવ

પવનને દેવ માની તેની પૂજા વિધિ કરે છે. જ્યારે ખૂબ વાવાઝોડું થાય ત્યારે તેને રોકવા માટે પૂજા કરે છે. વરસાદને રીઝવવા, વરસાદ રોકવા માટે પણ પૂજા વિધિ કરે છે. ઉનાળામાં પવનની ડમરી ગોળાઆકારે ફરતી-ફરતી આકાશમાં ઉડે ત્યારે તેને ભૂત આવ્યો એવું માને છે. ખેતરમાં વાવાઝોડાથી નુકશાન ન થાય તેના માટે પૂજા વિધિ કરે છે.

નદી, કોતરોને દેવી તરીકે માને છે. તેની પૂજા કરે છે. તેને પવિત્ર માને છે. ડુંગરોને પણ દેવ માને છે. તેની પૂજા વિધિ કરે છે. દા.ત રાણીકાજલ ડુંગર પર ખૂબ દૂર-દૂરથી લોકો પૂજા કરવા આવે છે. સ્થાનિક લોકો પણ દેવમોગરા વગેરે સ્થળોની પૂજાવિધિ કરે છે. આ પ્રકૃતિને તેઓ પૂર્વજો માને છે.



## મુખ્ય દેવ સ્થળઃ કાજળમાતા

કાજળમાતા આમ તો મૂળ મથવાળના. ત્યાંથી ઘટ આંબલી આવેલા એવી લોકવાયકા છે કે કુભીરાણા જોડે લગ્ન કરી કાજળમાતાને લાવવામાં આવ્યા હતા. આ વાત આશરે ૪૦૦થી ૫૦૦ વર્ષ જૂની માનવામાં આવે છે. આજે લોકો કાજળમાતા તરીકે પૂજા કરે છે. વાર તહેવારે પૂજા કરવામાં આવે છે. પોતાનાં ઢોર-ઢાંખર સારાં રહે, વરસાદ ન આવતો હોય તો ગામ લોકો ભેગા થઈને સમૂહપૂજાનું આયોજન કરતા હોય છે. તે સમયગાળામાં બકરા, કૂકડા મારી પૂજા કરે છે.

ઘરમાં કોઈ બીમાર પડે અથવા ઘરમાં કોઈ નાનો મોટો પ્રશ્ન બને તો કાજળમાતાને મંદિરે જઈને બાધા રાખે છે. અને કામપૂર્ણ થયા પછી બાધા પૂરી કરે છે. કાજળમાતા શ્રધ્ધા-આસ્થા અને વિશ્વાસની દેવી તરીકે પૂજાય છે.



## ડાકણ

ભીલ સમાજમાં ડાકણની શંકાઓ વિશેષ છે. જે સ્ત્રી મેલી વિદ્યાની જાણકાર હોય તેની નજર મેલી માનીને તેને ડાકણ કહેવામાં આવે છે. ડાકણ રાતના સમયે અલગ-અલગ સ્વરૂપો ધારણ કરતી હોય છે. જેવા કે બિલાડી, બકરી, શિયાળ એવું માનવામાં આવે છે. એ પોતાની સવારી માટે કૂતરાનો ઉપયોગ કરી એક ગામથી બીજા ગામ જાય છે. એ જ્યારે બીજા ગામ જાય છે ત્યારે મૂળ સ્વરૂપમાંથી જુદું સ્વરૂપ ધારણ કરીને જાય છે. પછી મૂળ મનુષ્યનું સ્વરૂપધારણ કરે છે. એક ડાકણ બીજી સ્ત્રીને ડાકણની વિદ્યા શિખવે છે. એના બદલામાં ભોગ આપવો પડે છે. આ ભોગ માનવભોગ હોય છે. તે પણ પોતાના વ્હાલા પતિ અથવા સંતાનનો ભોગ લે છે. જે ડાકણની નજર કોઈ બાળક પર પડે અને વિચારે કે બાળક બીમાર પડવું જોઈએ તો તે બાળક

બીમાર પડે છે. કોઈની ગાય સારી હોય અને ડાકણની નજરમાં આવી જાય તો તે ગાય બીમાર પડે છે. અથવા દૂધ આપવાનું બંધ કરી દે છે. વૃદ્ધો જેવું માનતા હતા તેવું થયું હતું. આજે પણ ઘણા વૃદ્ધો એવું માને છે. આજનો આ યુવાન વર્ગ સ્વીકારતો નથી, એને અંધશ્રદ્ધા માને છે. ઘણા એવું માને છે કે આ કુદરતી રીતે થયા કરે છે. આ તત્ત્વને પકડી શકાતું નથી. પણ અણ-સમજને લીધે ડાકણમાં માને છે. ડાકણને નાથવા કે કાબૂમાં લેવા માટે પણ સમાજમાં ભગત-ભૂવા સક્રિય જોવા મળે છે.



# ગૂઢ મેલી વિદ્યાની માન્યતા

અન્ય સમાજ કરતાં ભીલ સમાજમાં પહેરવેશ, બોલી, સામાજિક તથા ધાર્મિક જીવન વગેરેમાં ભીલ સમાજ ઘણો જુદો પડે છે. તેમના ધાર્મિક જીવનના ભાગરૂપે મંત્રતંત્ર, મેલીવિદ્યા વગેરેમાં તેઓ અત્યંત શ્રદ્ધા ધરાવે છે.

ડુંગરાભીલ સમાજ જે ભૌગોલિક પરિસ્થિતિમાં જીવે છે. તેનું પ્રભુત્વ તેમના જીવનમાં ઘણું હોય છે. પોતાની પર આવી પડતી આફતો દુઃખો મુશ્કેલીઓને બીમારી તથા પ્રાકૃતિક તત્ત્વો નાખુશ થતાં હોય છે. કેટલાંક મેલાં તત્ત્વો હોય જેવા કે ભૂત, ડાકણ, વેછી વગેરે જેઓ દુઃખો આપે છે. પિતૃઓ કે સગાઓ પોતાની ઇચ્છાની પૂર્તિઅર્થે હેરાન કરે છે.

### ભૂત

ડુંગરાભીલો ભૂતને મેલીવિદ્યાના એક મહત્ત્વના શક્તિશાળી તત્ત્વ તરીકે માને છે. આમાં મરણ પામેલી વ્યક્તિઓ, આત્માઓ, જીવો ભૂત બને છે. પણ એ સામાન્ય પ્રકારનાં ભૂતનાં તત્ત્વો હોય છે. આમાં બે પ્રકારનાં ભૂતો જોવા મળે છેઃ

(૧) મસાણિયો ભૂત
(૨) કરમધ્યો ભૂત

**(૧) મસાણિયો ભૂતઃ** આ ભૂત વિષે એવી માન્યતા છે કે આ ભૂત મોટા ભૂતોમાં એક છે. એનો દરજ્જો એક રાજા સમાન હોય છે. તે માથે પાઘડી, અંગરખું અને હાથમાં હુકો રાખે છે. અનેક ભૂતડાં તેની સેવા-ચાકરી કરે છે. એની સાધના કરવાથી નાનાં મોટાં કાર્યો કરી આપે છે. તેની વાર-તહેવારે પૂજા કરવામાં આવે છે. જ્યાં ડુંગરાભીલ સમાજમાં શ્રાધ્ધ વિધિ કરવામાં આવે છે ત્યારે મસાણિયા બાજ આ ભૂત માટે જ મૂકવામાં આવે છે.

**(૨) કરમધ્યો ભૂત :** આ ભૂત કરમના વૃક્ષમાં રહે છે. પૂજા માટે જ્યારે આ ઝાડની ડાળી કાપે છે ત્યારે આ ભૂતના નામનો ભોગ ત્યાં આપી આવે છે. આ ભૂત હેરાન કરતો નથી.

ડુંગરાભીલમાં ભૂતની સાધના અલગ પ્રકારનાં સારાં-નરસાં કાર્યો કરવામાં એક સાધન તરીકે કરે છે. આમ ભૂત છે કે કોઈ બડવો અથવા ભગત કે જેણે મંતતંત્રની સાધના કરેલી હોય તે વિદ્યા અધૂરી રહી જાય અને મરી જાય ત્યારે તેવા જીવો અતિ ભયંકર અને શક્તિશાળી ભૂત સ્વરૂપે પ્રગટે છે. આ ભૂત પીપળો, આંબલી કે મોટા ઘટાદાર વૃક્ષમાં રહે છે.



## ભગત ભૂવા

ભીલ સમાજમાં ડાકણ, ભૂત-પ્રેતને પહેલાનાં જમાનામાં ખૂબ જ મહત્ત્વ આપવામાં આવતું હતું. એ જ રીતે ભગત-ભૂવાનું સ્થાન પણ સમાજમાં ખૂબ જ હતું. પરંતુ આજે ભગત-ભૂવાનું મહત્ત્વ ખૂબ જ ઓછું જોવા મળે છે. હવે તો કુટુંબમાં કોઈ બીમાર પડે તો ઘણા ઓછા માણસો ભગત ભૂવાને પાસે જાય છે. ઘણા લોકો દવાખાનામાં જવાનું વધારે પસંદ કરે છે. પણ નસવાડી, કવાંટના અંદરનાં ગામડાંઓ છે જ્યા કોઈ સુવિધા ઉપલબ્ધ નથી એવા લોકો ભગત-ભૂવાનો સહારો લે છે.



## રહેઠાણ જમીન

ભીલ સમાજ એકાંતમાં વસતો સમાજ છે. આ સમાજ વધારે પડતો ડુંગર, પહાડો અને છૂટાછવાયા વિસ્તારમાં રહે છે. આ સમાજમાં જમીન જોવા મળે છે પણ બધી જમીન ઢોળાવવાળી હોય છે. સપાટ જમીન ખૂબ જ ઓછા પ્રમાણમાં જોવા મળે છે. આ જમીનમાં ચોમાસુ પાક પાકતો હોય છે. શિયાળા, ઉનાળામાં પાણીની કોઈ સુવિધા ન હોવાથી પાક પાકતો નથી. આ જમીન ફળદ્રૂપ નથી વળી ખાડા, ટેકરાવાળી હોવાથી વારંવાર ધોવાણ થયા કરે છે. અને જમીનનું પ્રમાણ પણ ખૂબ જ ઓછું જોવા મળે છે. આવી જમીનમાં ખાસ કરી મકાઈ, તુવેર, મગ, અડદ, વાલ, ચણા વગેરે પાકો જોવા મળતા હોય છે. શાકભાજી પોતાના વાડામાં અથવા ઘરની પાછળ કરતા હોય છે.



## શુકન-અપશુકનની માન્યતા

ભીલ સમાજ પ્રકૃતિના ખોળે ઉછરેલો હોવાથી તે કુદરતી તત્ત્વો ઉપર ખૂબ જ વિશ્વાસ અને શ્રદ્ધા ધરાવતો હતો. પરંતુ જેમ જેમ ભીલ સમાજ ઔદ્યોગીકરણની અસરો તરફ આવતો ગયો તેમ તેમ કુદરતી તત્ત્વો પર શ્રદ્ધા ઓછી થઈ ગઈ. છતાં પણ ભીલ સમાજમાં શુકન-અપશુકન જોવા મળે છે. કારણ કે વડીલોની જૂની માન્યતાઓ હજુ કેટલીક સાચી પડતી હોય છે. આજના યુવાન વર્ગ શુકન-અપશુકનની માન્યતાઓમાં ઓછું માને છે.

કોઈ શુભ કાર્ય માટે જતી વ્યક્તિને ભરેલા પાણીના બેડા સાથે પનિહારી મળે તો શુકન સારા થયા છે. ધારેલું કાર્ય પાર પડે એવું માનવામાં આવે છે. રાજાઘુવડને અપશુકનિયા માને છે. એ જ્યારે રાત્રીના સમયે બોલે છે ત્યારે કોઈપણ જગ્યા પર કંઈ ખરાબ બનાવ કાંતો કોઈનું મૃત્યુના સમાચાર મળે છે. કોઈ વ્યક્તિ બીમાર પડેલો હોય તેને તાવ ન મટતો હોય ત્યાં રાજા ઘુવડ રાત્રે

૧૨ વાગ્યા પછી બોલે તો તે સમયે એક દોરો લઈને જેમ બોલે છે તે ગાંઠ મારવી અને બીમાર વ્યક્તિને બાંધવાથી તાવ અને બીજા રોગો દૂર થાય છે. ચોમાસાના સમયમાં વરસાદ પડવાનો હોય તો આ જળ કુકડી જોરજોરથી બોલે છે. તેના બીજા દિવસે વરસાદ પડે છે અને જો આ પક્ષી દિવસ બોલે તો રાત્રે વરસાદ પડે છે.

ભીલ સમાજમાં તેમજ અન્ય બીજા સમાજમાં મુશ્કેલી અથવા બીમારીના સમયે બડવાભૂવા તેમજ ભગવાનને આ પક્ષીની બલી આપવામાં આવે છે. કોઈ સારા મહેમાન આવે ત્યારે પણ મરઘાને મારે છે પહેલાના જમાનામાં આ સમાજ પાસે ઘડિયાળ ન હતા તો મરઘાને ઘડિયાળ તરીકે ઓળખતા હતા. કેમ કે મરઘો અમુક સમય બોલતો હતો તેનાથી સમય નક્કી થતો હતો.કાગડો સૂકા વૃક્ષની ડાળી પર બેઠેલો હોય અને લાંબી તિરાડ પાડીને અવાજ કરે તો કોઈ દુઃખદાયક સમાચાર મળે છે. અને લીમડાના વૃક્ષની ડાળી પર બેસી બોલે તો કોઈ મહેમાન આવવાનું છે એવા સમાચાર મળે છે.



## કાળી પિચોટી

જ્યારે પણ લગ્ન નક્કી કરવામાં આવે છે, ત્યારે શુકન લેવા જવા હોય ત્યારે કાળી પિચોટીના શકન લેવાના હોય છે. કાળી પિસોટીને શોધવા માટે લોટીમાં પાણી લઈને જવાનું હોય છે. જો કાળી પિસોટી પથ્થર પર જોવા મળે તો લગ્ન કરનારના છોકરા મરી જશે એવું માનવામાં આવે છે. અને જો જમીન પર બેસેલી હોય અને સામસામે ચાંચમાં ચાંચ નાખતી હોય ત્યારે સમજવું કે શુકન સારા થયા છે એવું માનવામાં આવે છે. એ શુકન સારા ન થાય તો સામે પક્ષવાળાને કહેવાનું કે શુકન સારા થયા નથી એટલે આપણે કોઈ બીજો દિવસ નક્કી કરે છે. આવી રીતે લગ્ન માટે શુકન જોતા હતા. આજે શુકન જોવામાં આવતા નથી. એ લગ્નની તારીખ લઈ લે છે. અને લગ્ન કરી નાંખે છે.



# ખાનપાન- આહાર સંબંધી માન્યતાઓ

ડુંગરીભીલી સમાજમાં લોકો સામાન્ય રીતે ખેતીમાં મકાઈ, જુવાર, સામેલ, ડાંગર, વગેડું, બાજરી, કોદરા જેવાં અનાજ પકવે છે. કઠોળમાં અડદ, તુવેર, મગ, ચોળા, વાલોળ, મઠની ખેતી કરે છે. ખોરાકમાં પણ આ ધાન્યોનો વિશેષ ઉપયોગ કરી સારી એવી વાનગીઓ બનાવે છે.

મકાઈ, જુવાર, ડાંગરના રોટલા વિશેષ અને બાજરી અને ઘઉંના રોટલા ઓછા પ્રમાણમાં ખાય છે. રોટલાની સાથે અડદ કે તુવરની દાળ બનાવે છે. ખીચડી-શાક અથવા રોટલા-શાક ખાય છે. ઘેંશ મકાઈનું ભૈંડકું, શાકભાજી પોતાના વાડામાં અને પણિયારાના પાણી આવતું હોય એ તરફ રાખવામાં આવે છે. વિવિધ વનસ્પતિઓ, દાળભાત, શાકભાજી તરીકે ખવાય છે. તદ્ઉપરાંત ભીંડીની ભાજી, ફોંગની ભાજી, પુવાડિયાની ભાજી, આંબલીનો મૉર, સરગવાની ભાજી, ચણાની ભાજી, મેંથીની ભાજી વગેરે તુવેર કે અન્ય દાળ સાથે રાંધી દાળ ભાજી બનાવે છે.

શાકભાજીમાં ઝરકલાની ભાજી, કોલિયારની ભાજી, ગુંદાની ભાજી, પાલક, મેથીની ભાજી ઉપયોગમાં લેવામાં આવે છે. તદ્ઉપરાંત મસાલામાં તીખું, મરચું, મીઠું અને લસણ ભેગું કરી ખલમાં વાટીને ચટણી તરીકે ઉપયોગ કરે છે.



# નૃત્યો

ડુંગરાભીલ સમાજમાં નૃત્યોને ‘નાચૂનો’ તરીકે ઓળખવામાં આવે છે. આ સમાજમાં કામ અને ભોજનને જેટલું મહત્ત્વ આપવામાં આવે છે એટલું જ મહત્ત્વ નૃત્ય-નાટકને પણ આપવામાં આવે છે. ઢોલના ડીડિયું પડ્યાની સાથે

નૃત્ય કરવા દોડી આવતા યુવાન-યુવતીઓ, સ્ત્રી-પુરુષોએ બાળકો ભાગ લેતા જોવા મળે છે. નૃત્યના ઝડપ, પગના પદ્ધતિસરના તાલ, શરીરનું હલન-ચલન આમ અલગ અલગ પ્રકારની ખાસિયતો જોવા મળે છે. આપણને વિવિધતામાં એકતાના દર્શન થાય છે. એકબીજાના હાથમાં હાથ મિલાવીને નૃત્યો કરતા જોવા મળે છે. તેમાં આપણને શક્તિ(સંગઠન)ના દર્શન થાય છે. ડુંગરાભીલ સમાજમાં લગ્નપ્રસંગે, હોળી અને દિવાસાના નૃત્ય તરીકે સમાવેશ થાય છે. તેમાં અલગ-અલગ ગાવું-વગાડવું, નાચણા છે તેને 'ચાળા' તરીકે ઓળખાય છે.

## લગ્ન પ્રસંગનાં નૃત્યો

ડુંગરાભીલ સમાજમાં લગ્નપ્રસંગોમાં ઢોલ, માંદળ, થાળી, શરણાઈ, નગારી સાથે નૃત્યની શરૂઆત કરવામાં આવે છે. ઢોલી નૃત્યના જુદા -જુદા ચાળા તથા શરણાઈમાં નૃત્ય પ્રમાણે ગીત અલગ અલગ વગાડે છે. લગ્નપ્રસંગે થતાં નૃત્યમાં સ્ત્રી-પુરુષો લગ્નમાં શોભે તેવાં કપડાં પહેરે છે. નૃત્ય માટે અલગ કોઈ પહેરવેશ આવતો નથી. જે પુરુષો ઉંમરવાળા છે તે ધોતિયું તથા ખમીશ પહેરે છે. માથે સફેદ અથવા રંગીન ફેંટો બાંધે છે. આજના જમાનામાં જોવા જતા યુવાનો પેન્ટ-શર્ટ પહેરે છે. સ્ત્રીઓ ચણિયો, કાપડું તથા કબજો અને ઓઢણી (લુંગડુ) પહેરે છે.

અહીં લગ્ન પ્રસંગે નૃત્યના ઘણા ચાળાઓ આવેલા છે. તેમનાં નામ અને નાચણું અલગ જોવા મળે છે.

**૧. ઝીંમટીનો ચાળો :** આ ચાળાને પ્રથમ ચાળા તરીકે ઓળખવામાં આવે છે. આ ચાળો ફળિયાના અને સગાસંબંધી ભેગાં મળીને રમે છે. આ ચાળામાં ત્રણ-ત્રણ ડગલાં ચાલીને ગોળ ફરી જઈ અલગ ચાલવાનું હોય છે. લોકો કિકિયારી કરે છે. આ ચાળાને 'તનતતિયો' પણ કહેવામાં આવે છે.

**૨. ઉભલો ચાળો :** આ ચાળામાં શરણાઈવાળા સાથે ગીતના સૂર સાથે

રમતાં હોય છે. ઢોલના તાલે આપોઆપ આ ચાળો બદલાય છે. બે-બે ડગલા આગળ ચાલી જમણા પગે ઠેક મારી બહારની બાજુ ફરે છે. પછી એ પ્રમાણે ડાબા પગે ઠેક મારી અંદરની બાજુ ગોળ ફરતાં જઈને રમવામાં આવે છે. આ ચાળો જ્યારે વર કે કન્યાને નચાવતા હોય છે ત્યારે રમવામાં આવે છે.

**૩. કળભૂંક ચાળો :** આ ચાળામાં બે ડગલાં આગળ ચાલી જમણી બાજુ ફરે છે. બે પગલાં ગોળ ફરી બે ડગલાં ચાલી ડાબી બાજુથી ગોળ ફરે છે. તે આગળ ચાલે છે. આ ચાળો બીજી રીતે પણ રમે છે. બે પગલા ચાલી અંદરની બાજુ બે પગે વારા ફરતી ઠેક લઈ બહારની બાજુ ફરી ફરીથી ઠેક લઈ આગળ ચાલે છે. આ ચાળામાં હાથમાં રૂમાલ રાખી ઉપર તરફ ફરકાવવામાં આવે છે.

**૪. વાકંડ વેલિયો :** આ ચાળાને 'ચાલુ ચાળો' અથવા 'સીધા રમવાનો ચાળો' કહેવામાં આવે છે. જેમાં સ્ત્રી-પુરુષો બે-બે ડગલાં સીધાં રહીને ચાલે છે.

**૫. ઘોડે રમવાનો ચાળો :** આ ચાળો ટીંમલી રમતાં, જાન જતી હોય અને વર-કન્યાના લગ્ન સમયે બન્ને સામ-સામે અવાજ આપીને પોતાના ખભા ઉપર બેસાડી નૃત્ય કરે છે. આને ઘોડે રમાડવાનો ચાળો કહેવામાં આવે છે.

**૬. જોડાઈ રમવાનો ચાળો :** આ ચાળામાં કોઈ પણ જાતનું ચર્મવાદ્ય વગાડવામાં આવતું નથી. આમા કરતાલ કે ઘૂઘરી, વોહરી, પેહો જેવાં વાંજિત્રો વગાડવામાં આવે છે. આમાં સ્ત્રી-પુરુષો અલગ અલગ હરોળ બનાવી એકબીજાના ખભા પર હાથ મૂકી તો ક્યારેક એકબીજાની કમરમાં હાથ વીંટાળીને આ નૃત્ય કરવામાં આવે છે. જેમાં પુરુષો ગીત ગાતાં હોય છે અને સ્ત્રી ગીત ઝીલવીને કીકિયારી કરી નૃત્ય કરે છે.

**૭. ટીમલી નૃત્ય :** ટીમલી નૃત્ય ખાસ કરીને લગ્ન સમયે રમવામાં આવે છે. ડુંગરાભીલોમાં આને 'ઢોલૈયા' તરીકે ઓળખે છે. ઢોલકીમાં ઢોલના જુદા જુદા ચાળા રમતા હોય છે. સ્ત્રી-પુરુષો આગળ રમતા હોય છે અને બાળકો પાછળ રમતાં હોય છે. આ નૃત્ય ખૂબ જ ઝડપથી રમવામાં આવે છે.

**૮. હોળી મેળાનાં નૃત્યો :** હોળી આદિવાસી સમાજનો સૌથી મોટો તહેવાર છે. આ તહેવારની ઉજવણી કરવા માટે બહાર ગામ મજૂરી અર્થે ગયેલા લોકો પોતાના ગામમાં પાછા વળે છે. હોળીના તહેવારમાં અલગ-અલગ ફળિયામાંથી આવતા લોકો મોટા ઢોલ, નાનો ઢોલ, થાળી કે પેહો જેવાં વાદ્યો વગાડતાં હોળીના સ્થળે ભેગાં થાય અને હોળીની ચારે બાજુ આળા-અવળા સાત ફેરા નૃત્ય કરતાં જઈને ફરે છે. ત્યાર બાદ હોળી સળગાવવામાં આવે છે. બધાં છૂટા પડી ઘરે જાય છે. ઉપવાસ રાખેલા ઘરે જઈને જમીને બધાં પાછાં ફળિયામાં એક સ્થળે હોળી નૃત્ય રમે છે.

હોળીની અગ્નિ સાચવવા માટે ગામ લોકો આખી રાત નાચે છે. ઢોલ થાળીએ વાંસળી સાથે હોળીની ચોફેર ધીરેધીરે નાચે છે. જેમાં બે-બે ડગલા આગળ ચાલી ઠેક લઈ પાછાં ત્રાસાં બે ડગલાં લઈ ઠેક લે છે.

**૯. દિવાસાનું નૃત્ય :** ડુંગરાભીલ સમાજમાં દિવાસાના તહેવારનું ખૂબ જ મહત્ત્વ છે. દિવાસાના ગરબા રમતી વખતે ઢોલ કે શરણાઈનો ઉપયોગ થતો નથી. જુવાનિયા મોટો પેહો, નાનીપેહી વગાડે છે. બહેનો સાથે ભાઈઓ પણ ગરબા રમે છે.

આ નૃત્યમાં એક તાળીમાં ગોળાકારમાં બે ડગલાં ચાલી ત્રીજા ડગલે બે પગ ભેગાં રાખી ઊભા રહી તાળી પાડે છે. ફરીથી પાછા બે કદમ આગળ ચાલે છે. બે તાલીમાં બે ડગલાં ચાલ્યા પછી ઊભા રહી તાળી પાડે છે. બે ડગલાં ચાલે છે. દિવાસાના ગરબા જુદા જુદા વિસ્તાર પ્રમાણે અલગ રીતથી રમે છે. પગની ઠેક લેતા નથી. પગનો પંજો જમીનને સ્પર્શતો જ રહે તે રીતે ડગલાં ભરે છે. ગોળ આકારે રમે તેમાં અડધા ભાગમાં ભાઈઓ અને અડધા ભાગમાં બહેનો હોય છે. ભાઈઓ ગરબા ગાઈને બહેનો ગરબા ઝીલવે છે. આ સમયે તાલી ખૂબ જોરથી વગાડે તે સ્પષ્ટ સંભળાય છે. કેટલીક વાર મોટા પીહાને નાની પેહીમાં ગીતો વગાડે તે બહેનો ગરબાને મધુર કંઠે ગાતી હોય છે.



# વારસાઈ

ડુંગરાભીલ સમાજમાં કુટુંબનો વડો વારસાગત મિલક્તનો માલિક છે ને જીવે ત્યાં સુધી મિલકત તેને નામે હોય છે. જ્યાં સુધી ઘરનો માલિક કે વડીલ વ્યક્તિ જીવે છે. ત્યાં સુધી મિલકતની વહેંચણી થતી નથી. કોઈક કારણોસર મિલકતની વહેંચણી થતી હોય છે. જ્યારે પિતા વહેંચણીની વાત કરવાના હોય ત્યારે બધા પુત્રોના લગ્ન થઈ ગયેલાં હોવા જોઈએ પછી વહેંચણીની વાત કરે છે. તેઓ એક જ ઘરમાં પિતા સાથે રહેતા હોય છે. એક જ ચૂલો હોય અને અનાજ પણ એક જ ઘરમાં મોસેટીઓમાં સંગ્રહ કરેલ હોય છે. બધાની સહિયારી જમીન પિતાના નામે હોય છે. ઢોરઢાંખર, બકરાં, મરઘાં, ખેતરનાં વૃક્ષોની વહેંચણી કરી આપે છે.

ઘરના છોકરાઓની સંખ્યાને ધ્યાનમાં રાખી જમીન, ઢોરઢાંખર, વૃક્ષો, બકરા, મરઘા અને વસ્તુઓ વગેરેનો ખ્યાલ રાખીને વહેંચણી કરે છે. માતા-પિતા નાના છોકરા સાથે રહેવાનું પંસદ કરે છે. માતા-પિતાની જમીન નાના છોકરાને મળે છે. જ્યારે માતા-પિતાનું મરણ થઈ જાય પછી જમીનના સરખા ભાગ પાડવામાં આવે છે. પછી બધા પોત-પોતાના ભાગમાં આવેલ ઘર, ખેતર, પશુઓની કાળજી લેવી અને કામ કરવાની જવાબદારી જાતે લઈ લે છે. ઝાડની વહેંચણી જ્યાં સુધી ઘરના વડીલ છે ત્યાં સુધી એમની પાસે રહે છે. આમાંથી માત્ર પુત્રોને વપરાશ માટેનો કબજો આપવામાં આવે છે. સ્ત્રીને આમાંથી કોઈ પણ પ્રકારનો હક્ક આપવામાં આવતો નથી. છોકરાઓની જેમ છોકરીઓને કોઈપણ પ્રકાર ખાસ મિલકત આપવામાં આવતી નથી. છતાં પણ ડુંગરાભીલ સમાજમાં છોકરીઓને કેટલાંક પશુઓ આપવાનો રિવાજ છે. ક્યારેક કુટુંબમાં ઘરમાં ફક્ત છોકરીઓ જ હોય છે. છોકરો ન હોય તો છોકરીને ઘરમાં રાખવાની પ્રથા છે. આવા સમયે છોકરી વારસદાર બને છે. મા-બાપને જે મિલકત મળે તે છોકરીને વારસાઈ સત્તા મળે છે. પરંતુ આવું ઓછું જોવા મળે છે. કેટલીકવાર કુટુંબનાં બાળકોને દત્તક લે છે.



# ગમાણ પૂજા

જ્યાં ઢોર રાખવામાં આવે છે ત્યા ગમાણની વિધિ કરવામાં આવે છે. ઢોર-ઢાંખર સારાં રહે કોઈપણ જાતની ઢોરને બીમારી ન થાય આ વિધિ બડવા દ્વારા કરવામાં આવે છે. જેમાં એક ગાયણ તરીકે હોય છે. બીજો બડવો પૂજા કરે છે આ પૂજા પાંચ વર્ષ કરવામાં આવે છે. આ પૂજા કરવામાં ઘરમાલિકને ખર્ચો પણ લાગે છે. તદ્ઉપરાંત બકરા, કૂકડા વધેરવામાં આવે છે. આ પૂજા પોતાના કુટુંબના બીજા સભ્યો ભેગા મળીને સામૂહિક ગમાણપૂજા પણ કરતા હોય છે.



# સિમરાનું ઝાડ

સિમરાના ફળનાં ડૂંડાં જેટલાં વધારે લાગેલાં હોય એટલી વધુ મકાઈ પાકે એવું નક્કી કરે છે.

વેગરી નામનો એક છોડ હોય છે. વેગરીને ડોડો જેટલો  લાગે છે. તેટલી મકાઈ  પાકશે એવું મનાય છે.

ઘર બનાવવામાં બીલીપત્રના ઝાડની લાકડાની કુળદેવી તરીકે માન્યતા :
જ્યારે કોઈ પણ વ્યક્તિ ઘર બનાવવાની શરૂઆત કરે છે ત્યારે બીલીપત્રના લાકડાને ઘર મોભિયામાં ઉપયોગ તરીકે ઊભું રોપવામાં આવે છે. આ લાકડાને (ગવતર) અથવા ગીરહણ તરીકે માનવામાં આવે છે. જ્યારે આ લાકડું મૂકવામાં આવે છે ત્યારે કંકુ-ચોખા મૂકીને પૂજા વિધિ કરવામાં આવે છે. જ્યાં સુધી બીજું ઘર ના બને ત્યા સુધી આ થાંભલીને પવિત્ર માનવામાં આવે છે અને ઘરની કુળદેવી તરીકે તેની પૂજા કરવામાં આવે છે. આ પૂજા વર્ષમાં બે વખત કરવામાં આવે છે.

# રાઠવા સમાજ



## કુટુંબ, સગપણના સંબંધો અને તેનું મહત્વ

રાઠવા આદિવાસીઓમાં સંયુક્ત અને વિભક્ત એમ બન્ને પ્રકારની કુટુંબ રચના જોવા મળે છે. મોટેભાગે વિભક્ત કુટુંબોનો વ્યાપ વધારે પ્રમાણમાં જોવા મળે છે. આ બન્ને પ્રકારનાં કુટુંબોમાં ઘરના વડા તરીકે આમ પુરુષને ગણવામાં આવે છે પરંતુ ઝીણવટથી જોતાં માલુમ પડે છે કે ઘરની અંદરના વ્યવહારમાં માતાનું સ્થાન સૌથી ઉપર હોય છે. સમાજના સ્તરે પિતાની જવાબદારીઓ માતા કરતાં વધારે હોય છે. ઘરની બહારના સામાજિક પ્રસંગોમાં પિતાનું સ્થાન સૌથી ઉપર જોવા મળે છે. એટલે કે કુટુંબમાં આમ જોઈએ તો માતા અને પિતાનું સ્થાન સરખું હોય છે. કુટુંબના ખાસ ગણાતા અમુક નિર્ણયો કુટુંબના વડા તરીકે પિતાએ કરવાના હોવાથી તે કુટુંબના વડા તરીકે આગળ આવે છે.

અહીં કુટુંબમાં પુત્ર કે પુત્રીના જન્મને વિશેષ રીતે ઉજવણી કરવાનો રિવાજ નથી. દીકરા દીકરીમાં ફરક જોતાં નથી. દીકરા અને દીકરીને સરખા ગણવામાં આવે છે. કેટલાક વિસ્તારના રાઠવાઓમાં આજકાલ દીકરા દીકરી વચ્ચે તફાવત જોવાનું વલણ વિકસતુ દેખાય છે. તે ઉપરાંત, છોકરા છોકરીઓને જીવનસાથીની પસંદગીની બાબતે અન્ય સમાજો કરતાં વધુ છૂટછાટ અપાતી હોય છે. છોકરીઓ પણ છોકરાઓની સાથે મુક્ત રીતે મેળાઓમાં નાચી કૂદી ફરી શકે છે. પરંતુ જીવનસાથીની પસંદગીમાં પોતાના કુળ ગોત્રના પાત્રની પસંદગીને સમાજ સ્વીકારતો નથી.

## સગપણના સંબધો

| રાઠવી | ગુજરાતી |
|---|---|
| બાહ | પિતા |
| યાળી, ઈયાળી, ઈસ | માતા |
| પાઉંહુ, ભાય, ભાસ | ભાઈ |
| ડાઉસ પાઉંહુ | મોટાભાઈ |
| વોડી | મોટી બહેન |
| બોઈહીં, બોનેસ, જીજી | બહેન |
| બો, બૉન | માસી |
| કાકુ | મામા |
| જમાઈશ, જમાશ | જમાઈ |
| કાકીહી | કાકી |
| કાકાહા | કાકા |
| પુઈએ, ફોસ | ફોઈ |
| માનો, ફૂવો | ફૂવા |
| પાભી, ભાબી | ભાભી |
| પાવળ્યુહુ, પાહણો | બનેવી |
| મામુહું, મોંમોહ | મામા |
| ભાભા, બાબોહ | દાદા |
| યાયુંહું, બાબી | દાદી |
| ડાહલા બા | દાદા |
| મામીહી, મોંમી | મામી |
| ખંધોડ | ઘરજમાઈ |
| લાડી | વહુ |
| વૉર, લાડો | વર |

| શોરો, પોયરો,પોર્યો | છોકરા |
|---|---|
| શરી, શોરી, પોયરી, પોરી | છોકરી |
| દીકરા | પુત્ર-દીકરો |
| બેટા, દીક્રી | પુત્રી-દીકરી |
| ડાયો | વડીલ પુરુષ |
| ડાઈ | ઉંમર લાયક સ્ત્રી |
| રંડાયલી | વિધવા સ્ત્રી |

રાઠવા સમાજમાં સાસરી પક્ષવાળાં સગાં જમાઈને તેનું નામ લઈને બોલાવે તો તેનું અપમાન કર્યું ગણાય છે. એટલે જમાઈને તેના કુળના નામથી જ બોલાવવાનો રિવાજ છે. વિશેષ સ્પષ્ટતા કરવી પડે તો જમાઈના કુળના નામ સાથે ગામનું નામ જોડવામાં આવે છે.

એક જ કુળ ગોત્રવાળા પરસ્પર સંબંધમાં આવે ત્યારે પોતાના વ્યક્તિગત નામથી પરસ્પર સંબોધે અથવા સગાઈના સંબોધનથી સંબોધે છે.

## સ્ત્રીઓનું સ્થાન

કોઈપણ સમાજ પછી ભલે તે આદિમ હોય કે આધુનિક, કૃષિપ્રધાન કે ઔદ્યોગિક તેની એક વિશિષ્ટ સંસ્કૃતિ હોય છે. સંસ્કૃતિ પૂર્વજથી વંશજને પ્રાપ્ત થાય છે. આ સંસ્કૃતીકરણની ક્રિયામાં જે-તે સમાજની સ્ત્રીઓનું વિશેષ યોગદાન હોય છે. કારણ કે માનવ ભલે તે સ્ત્રી હોય કે પુરુષ પણ બાળપણમાં સૌ પ્રથમ બાળપણથી મોટા ભાગનો સમય માતાના સંપર્કમાં રહે છે. આથી બાળકાળથી ૦-૧૪ વર્ષમાં તે જે કંઈ શીખે છે તેમાં વધારે યોગદાન માતાનું હોય છે. છોકરાઓ મોટા થઈને પિતા સાથે ખેતીકામ, પશુપાલન કે અન્ય પરંપરાગત વ્યવસાય શીખે છે. આથી સંસ્કૃતીકરણની પ્રક્રિયામાં પિતા કરતા માતાનું યોગદાન વધારે હોય છે. કૌટુંબિક જીવનમાં પણ પુરુષની સાથે સ્ત્રીઓના સહયોગનું વિશેષ મહત્ત્વ છે. સમગ્ર કૌટુંબિક જવાબદારી બંને

સાથે મળીને ઉઠાવે છે. જેવી રીતે બળદગાડાનાં બે પૈડાં સાથે મળીને તેને આગળ લઈ જવામાં મદદ કરે છે. પણ જો કૌટુંબિક જીવનનું સ્ત્રી કે પુરુષરૂપી એક પૈડું કામ કરવાનું બંધ કરી દે તો તેને સરળતાથી આગળ વધવામાં મુશ્કેલી અનુભવાશે.

આથી કોઈ પણ સમાજમાં સ્ત્રીઓનું મહત્ત્વ ભૂલાઈ શકે નહિ. કોઈ પણ સમાજને પૂર્ણતઃ સમજવા સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ જાણવી અત્યંત જરૂરી છે. તેથી નીચે પ્રમાણે રાઠવા સમાજની સ્ત્રીની ભૂમિકા દર્શાવેલ છે.

સામાજિક જીવનમાં સ્ત્રીઓનું સ્થાન સમજવા માટે કુટુંબ, જ્ઞાતિ, સંબંધોમાં સ્ત્રીઓનું શું મહત્ત્વ છે, તે જાણવું જરૂરી બને છે.

**૧. કુટુંબ :** કુટુંબમાં સ્ત્રીઓની સ્થિતિ માતા, બહેન, પત્ની, પુત્રી વગેરે રૂપમાં અલગ અલગ હોય છે. માતાની ભૂમિકામાં સ્ત્રી નાનાં બાળકોની દેખરેખ કરે છે. તેને જમાડે છે અને કુટુંબ માટે ભોજન બનાવે છે. કુટુંબમાં માતા આખા ઘરની રખેવાળી દેખભાળ તથા ઘરના કામકાજમાં વ્યવસ્થામાં તેની આજ્ઞાનું પાલન કરવામાં આવે છે. તેને વાત કર્યા વગર કંઈ પણ કામ કરવામાં આવતું નથી. આ રીતે માતાના રૂપમાં સ્ત્રીઓની સ્થિતિ ઊંચી જોવામાં આવે છે. બહેનના રૂપમાં પણ સ્ત્રીઓને ઉંચી ગણવામાં આવે છે. રાઠવા સમાજમાં બહેન ને 'બોજી' તરીકે ઓળખવામાં આવે છે. બહેનનું લગ્ન કરવામાં આવે તો તેનો ભાઈ ગાય દાનમાં આપતો હતો. આજે પણ જેને ઘરે હોય તે આપે છે. જ્યારે બહેન સૌથી પહેલા દીકરા કે દીકરીનાં લગ્ન કરેતો ભાઈ કપડાં, ઘરેણામાં મોટી મદદ કરે છે. ઘરની નાની મોટી જરૂરિયાતમાં પણ ખૂબ મદદ કરતા હોય છે. આથી બહેનના રૂપમાં સ્ત્રીઓનું સ્થાન સારું જોવા મળે છે.પત્નીના રૂપમાં જો સ્ત્રી યુવાન હોય તો કુટુંબ માટે રસોઈ બનાવે છે. ઘરની સંભાળ રાખે છે. બાળકોનું પાલન કરે છે. પતિની સાથે ખેતીમાં કામ કરે છે. પશુપાલનનું કામ પણ સ્ત્રીઓ કરે છે. સવારે વહેલા ઊઠવાનું વાસીંદા-પાણી કરવાનું, દૂધ દોહવાનું તથા તેમાંથી દહીં, છાશ, ઘી બનાવવાનું કામ એ જ કરે છે. પતિને બાળકોનું સલાહ સૂચન કરે છે. થોડી વાત કરું તો મોટા ભાગના

પુરુષો, સ્ત્રીને ખેતીમાં પણ સાથે જ કામે રાખતા હોય છે તે કામ પણ સ્ત્રીઓ કરે છે. પુરુષો સ્ત્રીને ઘરનાં કામ જેવાં કે પશુઓને બાંધવા, પાણી પીવડાવવા, ઘાસ નાંખવા વગેરે કામો સ્ત્રીઓ સાથે કરાવે છે. આ કામોમાં પતિ પત્નીને મદદ કરી શકે છે. આમ તુલનાત્મક દષ્ટિએ જોવામાં આવે તો પત્નીનું સ્થાન પતિના સ્થાનની બરાબર ન માનીને નીચું માનવામાં આવે છે.

પુત્રીના રૂપમાં સ્ત્રીઓનું સ્થાન ખૂબ મોટું છે. પુત્રીના પોષણ તથા લગ્ન કરવા તેને માતા-પિતા પુણ્યનું કામ સમજે છે. પુત્રીને કુટુંબની આબરૂ કે ઈજ્જત સમજવામાં આવે છે. જો પુત્ર નિમ્ન જાતિની સ્ત્રી સાથે પોતાની ઇચ્છાથી લગ્ન કરી લે તો તેને નાતની બહાર મૂકવામાં આવે છે. પરંતુ છોકરી જો ક્યારેક આ પ્રકારની ભૂલ કરે તો સ્થિતિ અત્યંત ગંભીર માનવામાં આવે છે. જ્યારે સાસરે વળાવેલી પુત્રી સારું ઘરબાર ચલાવે તો તેનાં માતા-પિતા, સાસુ-સસરાની અને તેના પતિની ખૂબ મોટી ઈજ્જત રાખે છે. તેથી પુત્રીનું સ્થાન ખૂબ ઉંચું ગણવામાં આવે છે.

**૨. જ્ઞાતિમાં :** જ્ઞાતિમાં સ્ત્રીનું સ્થાન સારું છે. પરંતુ જ્ઞાતિના વિષયમાં ચર્ચા કરવી હોય તો સ્ત્રીઓને બોલાવવામાં આવતી નથી. ક્યારેક આવશ્યકતા પડે ત્યારે મોટી ઉંમરની સ્ત્રીઓને બોલાવીને જ્ઞાતિવિષયક મામલામાં તેની સલાહ લેવામાં આવે છે.



# વારસાઈ

## સમાજ પાસેથી મળતી વારસાઈ

વ્યક્તિને સમાજ પાસેથી વારસામાં સાંસ્કૃતિક જીવનવ્યવહારની રીતચાલ, પરંપરાનું જ્ઞાન અને આગલી પેઢીના અનુભવોનો નીચોડ પ્રાપ્ત થતો હોય છે.

## કુટુંબ પાસેથી મળતી વારસાઈ

**પિતાનું કર્જ કે વચનઃ** મા બાપે જીવતે જીવત કોઈ પાસેથી કર્જ કાઢેલું હોય અને જો માબાપ તેને ચૂકવી શક્યા ન હોય તેવા સમયે મૃત્યુ પામ્યા હોય તો એવા સંજોગોમાં મા બાપે કરેલું દેવું પોતાના પુત્રને માથે વારસાના રૂપમાં આવતું હોય છે. તે દેવુ પુત્રએ પોતાના માથે લઈ ભરપાઈ કરવાનું રહે છે. ક્યારેક માતા પિતા જીવતે જીવ કોઈને કોઈ વસ્તુ કે મિલકત આપવાનું વચન આપી ગયા હોય તો તે વચન તેના પુત્રએ નિભાવવું પડતું હોય છે.

**મિલક્ત, જમીન, ઢોરઢાંખર :** મા બાપની મિલકત, જમીન અને ઢોરઢાંખર પુત્રને વારસામાં મળે છે. મા બાપને બે કે ત્રણ દીકરા હોય તો તેવા કુટુંબમાં ક્યારેક મા બાપ જીવતાં હોય ત્યારે જ પોતોની મિલકત અને જમીન તથા ઢોરઢાંખરની વહેંચણી કરી આપે છે. ક્યારેક તેમના મરણ પછી દીકરાઓ પંચોની સાક્ષીએ મિલકતની વહેંચણી કરી લેતા હોય છે.

**સંગીતવાદ્ય, ઉદ્યોગ, કસબ, સાહિત્ય, ઉપચાર, ઔષધીયજ્ઞાન :** રાઠવાઓમાં જોવા મળ્યું છે કે કોઈ કુટુંબ કે વ્યક્તિ પરંપરાગત વ્યવસાય કે ઉદ્યોગ સાથે સંકળાયેલ હોય તો તેવા કુટુંબના સભ્યોને તે વ્યવસાય કે ઉદ્યોગ વારસામાં મળે છે. કેટલાક લખારાઓ અને બડવાઓ પોતાના પુત્રોને તે વિદ્યા વારસામાં આપેલ ઉદાહરણો જોવા મળ્યા છે. ક્યાંક સંગીત વાદ્ય કે ઉપચાર વિષયક દવાની જાણકારી પણ પેઢીમાં આગળ ચાલતી જાય છે.



# મૈત્રી અને દુશ્મની

રાઠવાઓમાં લોહીના સબંધોનું મહત્ત્વ અન્ય સબંધો કરતાં વધારે મજબૂત છે. પોતાનાં સગાંઓને તેઓ વાર તહેવારે ઘરે જમવા માટે આમંત્રે છે. તેમનું માન સન્માન જાળવે છે. તેમને પોતાનાથી બનતા પ્રયત્ને મદદ પણ કરે છે. પોતાનાથી દૂર રહેતાં લોહીનાં સગાંઓને તેઓ વરસે દાડે ખાવાનું કે અનાજ

વગેરે આપી વહેવાર જાળવી રાખે છે. પરંતુ પોતાના જ ગામમાં રહેતાં નાયક, ધાણક, તડવી, રોહીત, હરિજન વગેરે સાથે તેઓ લોહીનાં સગાં જેવો પોતાપણાનો ભાવ દાખવતાં દેખાતાં નથી. તેમની સાથે સામાજિક પ્રસંગોમાં મળે છે પરંતુ તેમના ઘર સાથે નજીકના ગણાતા સબંધો ખાસ રાખતા નથી. કેટલાક વિસ્તારોમાં હવે ધાણક કે નાયકોની સાથે ઉઠક બેઠક અને ઘરના સબંધો રાખવાનું વલણ જોવા મળે છે.

ભૌગોલિક વિસ્તારની દૃષ્ટિએ પણ તેઓમાં કેટલેક અંશે પોતાપણાની ભાવના જોવા મળે છે. ભલે કોઈ પોતાના કુળ ગોત્રનું ન હોય પણ કોઈ ઠેકાણે પોતાના પ્રદેશથી દૂર કોઈ પોતાના વિસ્તારનો માણસ મળી જાય ત્યારે તેઓ નાતજાત ભૂલીને એકબીજા સાથે મૈત્રીભાવથી વર્તે છે. એટલે કે એક જ ભૌગોલિક પ્રદેશમાં વસતા અન્ય જાતિ સમુદાયના લોકો બીજા પ્રદેશમાં મળી જતાં તેમનો વ્યવહાર મૈત્રીભર્યો બની જાય છે.

તે ઉપરાંત, કેટલાક વખતથી સાથે રહેતા અન્ય સમાજ કે સમુદાયના કોઈ વ્યક્તિ સાથે ઓળખાણ થતાં તેવા વ્યક્તિ સાથે પણ તેઓ મૈત્રીભાવ રાખતાં જોવા મળે છે. પોતાના જ વિસ્તારમાં રહેતા વાણિયા, બ્રાહ્મણો કે મુસલમાનોને તેઓ પોતાનાથી જુદા કે પારકા ગણે છે. તેમની સાથે કે તેમના ઘર સાથે કંઈ ખાસ વહેવાર જોવા મળતો નથી. કેટલાક લોકો ખેતી કે ઘરવપરાશની સાધન સામગ્રીની જરૂરિયાતને જોઈને વેપારીઓ સાથે સંબંધ રાખતા થયેલા જોવા મળે છે.

સમાજમાં જે માથાભારે ગણાતા હોય એવા વ્યક્તિને કોઈ મારી નાખે તો તેવી હત્યાને તેઓ સારું થયું એવું માને છે.



# જમીન વહેંચણી અંગે સમાજના નિયમો

કોઈ કુટુંબમાં મા બાપની હયાતીમાં જ દીકરાઓમાં જમીનની વહેંચણી કરવાનું બને તો એવા કિસ્સામાં પંચોની મહત્ત્વની ભૂમિકા રહેતી હોય છે. એવા કિસ્સામાં પંચ ભેગી થઈને જમીનને સરખે ભાગે વહેંચી આપે છે. પ્રથમ તો પંચ આખું ખેતર દોરી કે દોરડાથી માપણી કરી લે છે. તે પછી બે કે ત્રણ ભાઈ વચ્ચે કેટલા દોરડા કે દોરી જમીન આવશે તે અંગે ચોક્કસ નિર્ણય લેતાં હોય છે. ત્યાર પછી બધાને સરખા ભાગે જમીન આવે તે રીતે વહેંચણી કરતાં હોય છે. મુખ્યત્વે જમીન વહેંચતી વખતે કેટલીક ખાસ બાબતો ધ્યાન પર લેવાતી હોય છે. જેમકે, ખેતરની સારી જમીન કોઈ એકના જ ભાગમાં જતી ના રહે તે રીતથી ખેતરના ભાગ પાડવામાં આવે છે. આ બાબતને ધ્યાન પર રાખીને પંચ ખેતરના જે ભાગની જમીન સારી હોય તે જમીન બધાના ભાગમાં જાય તે રીતે દોરડું કે દોરી પકડી જમીનના ભાગ પાડે છે. આ રીતે ભાગ પાડેલી જમીન પર પથ્થર મૂકીને નિશાનીઓ કરી દેતા હોય છે. એ નિશાનીઓને અંતિમ ગણવામાં આવે છે. જો કોઈ ભાઈ જમીન વહેંચણી પછી પણ ઘરમાં જમીન બાબતે ઝગડો ઊભો કરે તેને પંચ ભેગી થઈને અમુક રકમ દંડવામાં આવે છે. જમીનની આ પ્રકારની વહેંચણીમાં મા બાપનો પણ હિસ્સો અલગ કરવામાં આવતો હોય છે. જે દીકરા સાથે મા બાપ રહેતાં હોય તે દીકરો અને બાપ પોતાના ભાગની જમીન સાથે ખેડે છે. જમીનમાં પાકેલો પાક પણ ઘરમાં સાથે જ મૂકવામાં આવે છે. જ્યારે મા બાપ ગુજરી જાય ત્યારે જમીનના ફરીથી ભાઈઓ ભાઈઓમાં પંચ દ્વારા સરખા ભાગમાં વહેંચણી કરવામાં આવે છે.

તે ઉપરાંત, રાઠવા સમુદાયમાં ભાગ્યાખેતીની પણ પ્રણાલી જોવા મળે છે. ભાગ્યાખેતી બે પ્રકારથી થતી જોવા મળે છે. ચોમાસુપાકની ભાગ્યાખેતી અને બીજું શિયાળુપાકની ભાગ્યાખેતી.

## ચોમાસુપાકની ભાગ્યાખેતીના નિયમો

- ચોમાસુપાકની ભાગ્યાખેતીમાં ખેતરના માલિક અને જેણે ભાગમાં ખેડવા માટે લીધેલ વ્યક્તિ વચ્ચે પાકના બે સરખા ભાગમાં વહેંચણી કરવામાં આવે છે.

- ખેતરના માલિકને માત્ર બિયારણ અને ખાતરના ખર્ચમાં ભાગીદારી રાખવી પડતી હોય છે.

- ભાગ્યાને હળ લાકડું અને નિંદામણ વગેરેનો તમામ ખર્ચ કરવાનો રહે છે.

- ખેતરમાં પાક તૈયાર થઈ ગયો હોય ત્યારે ભાગ્યો પાકને લણણી કરી ખળામાં સાફસૂફ કર્યા બાદ ખેતરના માલિકને બોલાવે છે. ત્યાં સુધીની બધી જ કામગીરી ભાગ્યાએ કરવાની રહેતી હોય છે. ખળામાં અનાજ ચોખ્ખું થઈ ગયા પછી ખેતરનો માલિક ત્યાં પહોચે છે અને પાકેલા અનાજના બે ભાગ કરી વહેંચી લેવામાં આવે છે.

- ક્યારેક કોઈ અપવાદરૂપ કિસ્સામાં ખેતરનો માલિક ભાગ્યા સાથે ગેર-વ્યવહાર કરે તો તેવા ખેડૂતની જમીન બીજા કોઈ વ્યક્તિઓ ભાગ્યા તરીકે ખેડતા નથી.

- ભાગ્યા ખેતીની તમામ પ્રક્રિયા પંચોની હાજરીમાં મૌખિક કે લેખિત કરારોના આધારે થતી હોય છે.

## શિયાળુપાકની ભાગ્યાખેતીના નિયમો

- શિયાળુપાકની ભાગ્યાખેતીની તમામ પ્રક્રિયા પણ ચોમાસુપાકની ભાગ્યાખેતીના નિયમોની જેમ જ પંચોની હાજરીમાં મૌખિક કે લેખિત કરારોના આધારે થતી હોય છે.

– શિયાળુપાકની ભાગ્યાખેતીમાં હળલાકડું અને બિયારણ તથા ખેતીનો તમામ ખર્ચ ભાગ્યાના માથે રહેતો હોય છે.

– ખેતરમાં પાકેલા કુલ પાકના ભાગનો ત્રીજો હિસ્સો માલિકને મળતો હોય છે.

– શિયાળુપાકની ભાગ્યાખેતી અને ઉનાળુ પાક્ની ભાગ્યાખેતીના નિયમો સરખા જ હોય છે.

## ભાડે આપેલી જમીનના નિયમો

– ભાડે આપેલી જમીનના કરારો પણ પંચોની હાજરીમાં લેખિત કે મૌખિક રૂપે કરવામાં આવે છે.

– ભાડાની ગણતરી ખેતરમાં થતા પાકના અંદાજની રકમ પ્રમાણે રહેતી હોય છે. જો માલિકને બે વર્ષ માટે પોતાની જમીન ભાડે આપવી હોય તો કુલ પાકની અંદાજિત રકમના બમણા રૂપિયા ભાડે લેનારે પંચોની હાજરીમાં રુબરુ ચૂકવવાના હોય છે.

– આ પ્રકારે મૂકેલી જમીનમાંથી પાકતા પાકનો કોઈપણ પ્રકારનો ભાગ ખેતરના માલિકને મળતો નથી.

– તેના નક્કી કરેલા પાકની મુદત સુધી ભાડે રાખનાર તે જમીન ખેડી શકે છે. તે પછી તેની મુદત પૂરી થતાં ખેતરના માલિકને તેની જમીન પાછી આપી દેવાની હોય છે. કોઈ માલિકને સંજોગોવશ અધવચ્ચે પૈસાની જરૂરિયાત ઊભી થાય અને તે ભાડુઆત પાસે અમુક રકમ માંગે તો તેનું લખાણ કે મૌખિક કરાર ફરીથી બીજા પાક માટે માન્ય ગણવામાં આવે છે.

## ગીરવે મૂકેલી જમીનના નિયમો

– ખેતરના માલિકને કોઈ પ્રકારના આકસ્મિક ખર્ચને પહોંચી વળવા માટે પોતનું ખેતર ગીરવે મૂકવું પડે છે તેવા સંજોગોમાં તે પોતાની જ રૂરિયાત મુજબની રકમ જાહેર કરી તે પોતની જમીન ગીરવે મૂકવા તૈયાર થાય છે. તેણે જાહેર કરેલી રકમના અમુક વર્ષના મુદત પ્રમાણે પોતાનું ખેતર કોઈને ખેડવા માટે આપે છે.

– આવું ખેતર ખેડનાર ચોક્કસ વર્ષની મુદત સુધી ગમે તેટલા પાક લઈ શકે છે. તેમાં ખેતરના માલિકની કોઈ પણ પ્રકારની દખલગીરી રહેતી નથી.

– ગીરવે લીધેલી જમીનના રૂપિયા ગીરવે લેનારને માલિકે મુદત પૂરી થતાં ચૂકવવાની રહેતી નથી. તે ઉપરાંત ખેતરમાં પાકતા પાક ઉપર પણ ખેતરના માલિકનો કોઈ હક રહેતો નથી.

## સંપત્તિની વહેંચણીના નિયમો

– ઘરની વહેંચણીની બાબતે જો મા બાપના ત્રણ દીકરા હોય અને ચાર ઓરડાવાળું ઘર હોય તો કોઈ પ્રકારના ઝગડા વગર મા બાપ પોતે દીકરાઓને એક એક ઓરડો સોંપી દે છે. આવી પરિસ્થિતિમાં ગામની પંચને ભેગી કરવી પડતી નથી.

– જ્યારે ઘરના ઓરડા દીકરાઓની સંખ્યા કરતાં ઓછા હોય અને ઘરની વહેંચણીની વાત બને ત્યારે કેટલાંક ઘરોમાં બધા ભાઈઓ મળીને ખૂટતા ઓરડા બનાવી દરેક એક એક ઓરડાની વહેંચણી કરી લેતા હોય છે.

– ઘરમાં મા બાપ અલગ રહેવા ઇચ્છતા હોય તો તેમના માટે પણ એક અલગ ઓરડાનો ભાગ પાડવામાં આવતો હોય છે. અને જો તેમને અલગથી ન રહેવું હોય તો તેઓ કોઈ એક દીકરા સાથે રહેતાં હોય છે.

– ઘરની વહેંચણીની બાબતે કેટલાક કિસ્સાઓમાં મા બાપનું જૂનું ઘર ખોલી કાઢીને તેની ભાઈઓ ભાઈઓમાં સરખા ભાગે વહેંચણી પણ થતી હોય છે.

– જો માબાપનો એકનો એક જ દીકરો હોય અને વહુના આવ્યા બાદ તે પોતે પોતાની રીતથી અલગ રહેવા માંગતો હોય તો  તેવા દીકરાને ક્યારેક મા-બાપ તરફથી જાકારો પણ મળે છે તથા તેને પોતાના ઘરમાંથી કાઢી મૂકવાના કિસ્સાઓ પણ બને છે.

– આવા કિસ્સાઓમાં ક્યારેક મા બાપ સાથે દીકરાના ઝગડા પણ થતાં હોય છે પરંતુ તેને માબાપ અલગ ઓરડો આપે છે. આ અલગ ઓરડામાં તે પોતાના અલગ ચૂલા ગોઠવી જુદો રાંધી ખાય છે. વહુ પોતાના ઘરેથી લાવેલ વાસણ વગેરે તેમને આપી દેવામાં આવે છે. તે ઉપરાંત માબાપ પાસે સારી સગવડ હોય તો તે પોતાના દીકરાને વાસણકુસણ વગેરે પણ આપે છે.

– બાપ અને દીકરાના કેટલાક ઝગડાઓમાં ક્યારેક ઘરના અનાજના પણ સરખા ભાગ કરી વહેંચી લેવાય છે.

– ક્યારેક અકસ્માતે દીકરો ગુજરી જાય અને વહુને છોકરું હોય તો તેવા કિસ્સામાં સાસરીપક્ષમાંથી તેને ઢોરઢાંખર, ઘરવખરી, વાસણકુસણ ઉપરાંત જમીનમાં પણ ભાગ આપવામાં આવે છે.

– મા બાપ પાસે રહેતા સોનાચાંદીનાં ઘરેણાં કે રોકડ રકમ તેમના જીવતેજીવત દીકરાને કદાચ ન મળે પણ તેમના મરણ બાદ મા બાપની સંપત્તિ આપમેળે દીકરાને મળતી હોય છે.

– ઘરવખરીની વહેંચણીના કિસ્સામાં જો બે-ત્રણ ભાઈઓ હોય તો સરખે ભાગે બધું વહેંચવામાં આવે છે.

– આ બધી જ પ્રક્રિયામાં પંચની હાજરી રહેતી હોય છે.

## કરાર, બોલી કે કબૂલાત

**વ્યવસાય :** કોઈની જમીન સમાજનો કોઈ અન્ય વ્યક્તિ વ્યવસાય માટે ઉપયોગ કરવાનો હોય તો જે તે જમીનનો માલિક વ્યવસાય માટે વાપરવા માંગતા વ્યક્તિ સાથે મૌખિક કરાર કરે છે. તે જમીનનાં બદલામાં એ વ્યક્તિ જમીન માલિકને કશુક વસ્તુ કે પૈસા અમૂક મુદતના સમયગાળા માટે આપે છે.

**ઝઘડાની પતાવટ :** ગામમાં કુટુંબ કે વ્યક્તિનાં ઝગડાઓની બાબતમાં પણ પંચો મોટેભાગે મૌખિક કરારથી પતાવટ કરતાં હોય છે. ક્યારેક અપવાદરૂપ કિસ્સાઓમાં કેટલાક એવા ઝગડાઓ હોય કે જેનાં પતાવટ માટે પંચોને લેખિત કરારનો પણ આધાર લેવો પડતો હોય એવું જોવા મળે છે.

**પશુઓની લે-વેચ :** સમાજમાં કોઈપણ વ્યક્તિ એકબીજાને પરસ્પર છેતરતાં દેખાતાં નથી તેથી કોઈ પશુની લે-વેચ માટે એકબીજા પર વિશ્વાસ રાખીને તેની ખરીદી થતી હોય છે. લેનાર કે વેચનાર બંને પક્ષ તરફથી લેખિતમાં કોઈ કરાર થતાં જોવા મળતાં નથી પરંતુ મૌખિક કરારના આધારે જ આ પ્રકારની લે-વેચ થતી જોવા મળે છે.

**બહુપત્નીત્વ :** કોઈ પુરુષ પોતાની પ્રથમ પત્ની ઉપરાંત બીજી પત્ની કરે તો તે ક્યારેક સમાજમાં સારુ પણ ગણાતું જોવા મળે છે. કેટલાક કુટુંબમાં દંપત્તિ વાંઝીયા હોય ત્યારે પોતાની પ્રથમ પત્નીની સંમત્તિથી બીજી પત્ની રાખતા જોવા મળે છે. ક્યારેક પુરુષ કોઈ યુવાન છોકરીના પ્રેમમાં પડીને તેને બીજી પત્ની તરીકે પોતોના ઘરમાં લાવે છે. તેવી ઘટનામાં પણ ઝગડાની પતાવટ પંચો દ્વારા મૌખિક કરાર વડે જ થતી હોય છે. ક્યારેક છોકરી પક્ષ તરફથી પોલીસકેસ કે કોર્ટકચેરી સુધી જવાની ઘટનાઓ પણ બનતી જોવા મળે છે.

**જમીન વહેચણી :** એક જ પરિવારમાં ક્યારેક બે ત્રણ ભાઈઓ હોય તો જમીનની વહેંચણી માટે લેખિતમાં કરારો થતાં નથી. ભાઈઓની વચ્ચે સરખા

ભાગે જેટલી જમીન આવતી હોય તેટલી પંચ વડે વહેંચણી કરી આપવામાં આવે છે.



## દત્તક લેવું

કોઈ કુટુંબમાં એક પણ બાળક ન હોય અને મિલકત વધારે હોય તો તેવા કુટુંબના વડાને ક્યારેક એવો વિચાર આવે અને પોતાના સગા ભાઈઓનાં દીકરાઓમાંથી કોઈ એકાદ પુત્રને પોતાની મિલકતનો વારસદાર બનાવવાના હેતુથી તેઓ પુત્રની માંગણી મૂકતાં હોય છે. જો તેમના ભાઈઓ કે સગાંઓ તેમને કોઈ દીકરો આપતાં હોય તો તેને મિલકતના વારસદાર તરીકે મૌખિક કરારની બોલીથી બંધાઈને જ વ્યવહાર કરતાં હોય છે. તેના માટે લેખિત કરાર થતાં જોવા મળતાં નથી.



## લગ્નપૂર્વેના જાતીય સંબંધોનાં કરારો

કોઈ છોકરી છોકરાના પ્રેમમાં પડે અથવા છોકરો કોઈ છોકરીના પ્રેમમાં પડે ત્યારે તેઓ એકબીજા ઉપર વિશ્વાસના કરારથી પ્રેમ કરતાં જોવા મળે છે. મોટેભાગે છોકરાઓ છોકરી પાસે પ્રેમની માંગણી કરતાં જોવા મળે છે. જ્યારે તેઓ પ્રેમની માંગણી કરે છે ત્યારે છોકરી તેની સામે એક વચન મૂકે છે કે, જો તું મારી સાથે લગ્ન કરવાનો હોય તો જ હું તારી સાથે બોલું કે તને પ્રેમ કરું. આ વચન મૌખિક કરારના રૂપમાં જોવા મળે છે. આવા પ્રેમમાં પડેલા છોકરા છોકરીઓ લગ્નપૂર્વે જાતીય સંબંધ બાંધતા હોય છે પરંતુ તેમાં લગ્નના મૌખિક કરારનો આધાર રહેલો જોવા મળે છે.



# લગ્ન

સમાજના રીતરિવાજ પ્રમાણે છોકરા છોકરીનાં લગ્ન લેવાતાં હોય તેમાં બંનેપક્ષ તરફથી કોઈપણ પ્રકારના લેખિત કરારો થતાં જોવા મળતાં નથી.

## ઘરજમાઈ કે ખંધાડિયો

રાઠવાઓમાં ઘરજમાઈની પ્રથા બહુ જ નજીવી જોવા મળે છે. જે કુટુંબમાં એકપણ છોકરો ન હોય તેવા કુટુંબમાં મા બાપની મિલકત સાચવનાર કે પાછલી પેઢીમાં તેને લઈને ચાલનાર એક છોકરી માટે ઘરજમાઈ લાવે છે. ઘરજમાઈ લાવવાના પણ કોઈ પ્રકારે લેખિત કરાર થતા નથી. સમાજ તેવા પરિવાર પર વિશ્વાસ રાખીને મૌખિક કરારના આધારે ઘરજમાઈ તરીકે આવનાર વ્યક્તિને વિશ્વાસ આપે છે.

## સ્ત્રી-પુરુષના ઝઘડાની પતાવટ

પતિપત્નીનો કોઈ ગંભીર પ્રકારનો ઝઘડો થયો હોય અને પત્ની તેના પિયરમાં જતી રહી હોય તથા ઘણા વખત સુધી તે સાસરીમાં આવે નહીં ત્યારે પતિ તેને તેડવા માટે જતો હોય છે. કેટલાક કિસ્સાઓમાં સાસરીપક્ષ વાળા તેડવા આવેલા જમાઈ સાથે પોતાની દીકરીને જવા માટે કહેતાં હોય છે અને કેટલીક વાર એવું પણ બને છે કે તેનાં મા બાપ જમાઈને ખરુંખોટું સંભળાવતાં હોય છે. પોતાને ત્યાંથી પાંચ માણસોને લાવવાની વાત કરી તેની સાથે પોતાની દીકરીને મોકલતાં નથી. તે પછી પોતાના ગામમાંથી પાંચ માણસોને લઈને તેની પત્નીને તેડવા જતાં હોય છે. બંને ગામનાં પંચોને બેસાડી ઝઘડાની પતાવટ થતી હોય છે. પાંચ માણસોની હાજરીમાં જમાઈની કુટેવો, ખરાબ આદતોને છોડી દેવાના મૌખિક કરારો થતા હોય છે. ત્યાર બાદ દીકરીને પાંચ માણસોની સાક્ષીએ સાસરે મોકલવામાં આવે છે. ક્યારેક પહેલીવારના ઝઘડાને સાસરીપક્ષના લોકો માફ કરી દઈ પોતાની દિકરી જમાઈ સાથે

મોકલતાં હોય છે.

કોઈ પરણેલી સ્ત્રી કોઈ અન્ય પુરુષ સાથે ભાગી છૂટે તો પણ તેનો પતિ તેને જો સ્વીકારે તો આવા કિસ્સામાં પંચો ભગાડી ગયેલા વ્યક્તિને દંડીને તેના પતિ સાથે જીવવાની તેને છૂટ આપતાં હોય છે અને જો તેનો પતિ તેને સ્વીકારે નહીં તો તેને ભગાડી ગયેલા વ્યક્તિને દંડીને તેની સાથે મોકલી દેવાય છે.

કોઈ પરણેલો પુરુષ કુંવારી છોકરી સાથે ભાગી જાય તો તેને કેટલાક કિસ્સાઓમાં સમાજમાં જાહેરમાં લવાતાં નથી અને અંદરોઅંદર જ તેની પતાવટ કરી લઈ તેમને છૂટા પાડી દેવાય છે. કેટલીક વાર જાહેરમાં તેની પતાવટ કરવામાં આવે છે. જો છોકરી તેની સાથે રહેવાની ઇચ્છા કરે તો તેને મા બાપ સમજાવીને કે ધમકાવીને તેવું કરતાં અટકાવે છે અને છોકરી ફરીથી તેની સાથે ભાગી જાય તો તેને 'શોક' તરીકે રહેવા દેવામાં આવે છે. એવા કિસ્સામાં તે વ્યક્તિ પાસેથી નિકાલ કરતી વખતે બે ગણો દાવો લેવાય છે. આવા પુરુષને 'બીજઘર્યો' તરીકે ઓળખવામાં આવે છે.

કોઈ પુરુષ કે સ્ત્રી છીનાળું કરતાં પકડાઈ જાય તો કેટલીક વાર કુટુંબમાં સ્ત્રીની ઈજ્જત આબરુને ધ્યાનમાં રાખી અંદરો અંદર દાવો પતાવી દેવામાં આવે છે. વાત જાહેર થઈ જ જાય ત્યારે તેના ગામને ચોરે બેસી પંચોની હાજરીમાં દાવો ભાંગે છે.

## લગ્ન અને મરણ પ્રસંગનો વહેવાર

લગ્નપ્રસંગે રાઠવાઓમાં પંચો દ્વારા ઘડાયેલા અને અમલમાં મુકાયેલા કેટલાક નિયમો જોવા મળે છે. જેમાં ખાસ કરીને નાણાનાં વ્યવહાર જેને અનુક્રમે 'ભૂર' અને 'દહેજ'ના નામે ઓળખવામાં આવે છે. ભૂર અને દહેજ બન્નેમાં નાણા લેવાનો વ્યવહાર છે. ભૂરના નાણાની રકમ પાંચસોથી ત્રણ હજાર જેટલી હોય છે જ્યારે દહેજમાં થોડા વધારે નાણાની રકમ રખાય છે. આ વ્યવસ્થા દરેક ગામે અલગ અલગ જોવા મળે છે. મોટેભાગે દહેજની રકમ

દરેક ગામે ભિન્ન હોય છે. હાલમાં દહેજ અને ભૂરની પ્રથા કેટલાક વિસ્તારોમાં બંધ થઈ ગઈ છે.

**દહેજ :** દહેજ આપવાનો રિવાજ બહુ જ વિચારીને ગોઠવાયેલી રીત છે. જેમાં છોકરા પક્ષના લોકોએ છોકરી પક્ષના કુટુંબને આકસ્મિક ખર્ચના રૂપમાં મદદ કરવાની ભાવનાથી અપાતાં નાણાં છે. કેટલીક વાર છોકરી પક્ષનાં કુટુંબો પાસે લગ્નનો ખર્ચ હોતો નથી અને જો અચાનક છોકરીનું માગું આવે ત્યારે કોઈ જગ્યાએ હાથ લાંબો કરવો પડે તે પરિસ્થિતિમાં દહેજ એ તેમના માટે મદદગાર નિવડે છે. દહેજમાં આપેલી રકમ છોકરી પક્ષેથી પાછી પરત આપવાની હોતી નથી.

**ભૂર :** ભૂરની રકમમાંથી લગ્નમાં જુદે જુદે ઠેકાણે આપવી પડતી રીતના પૈસા ચૂકવવામાં આવે છે. જેમાં,

**ફોઈબેડું અને સાળીબેડૂં :** ફોઈ અથવા સાળી માથે બેડું મૂકીને વરને પોંખવા આવે તે વખતે વરપક્ષને આ રીત ચૂકવવી પડતી હોય છે. તે રીતના પૈસા ભૂરમાંથી આપવામાં આવે છે.

**ટોળાકોકડ્યા :** વરને કન્યાનો ભાઈ ઉંચકીને લઈ જાય ત્યારે તેને ચૂકવાતી રીત પણ ભૂરમાંથી અપાય છે.

**પૂંજારો કે બડવો :** લગ્નની વિધિમાં રીત પ્રમાણે પૂંજારો કે બડવો પોતાની રીતમાં આવતી પૂજાવિધિ કરે છે તે માટે તેને પણ ભૂરમાંથી પૈસા અપાય છે. વાળંદ કે કોટવાળને પણ તેમનો ભાગ આપવામાં આવે છે. તેવી જ રીતે ઘરનું બારણું બંધ કરનારને પણ ભૂરના નાણા ચૂકવાય છે. આ બધી રીતોના ચૂકવણા બાદ રકમ વધે તેમાંથી પંચો દારૂ વગેરે લાવીને પીવે છે.

**મરણપ્રસંગની રીત :** મરણપ્રસંગ માટે દરેક ગામમાં અલગ અલગ રીત નક્કી કરેલી હોય છે. મોટેભાગે જે ઘરમાં મરણપ્રસંગ બન્યો હોય તે ઘરના

આકસ્મિક ખર્ચને પહોંચી વળવાના આશયથી ગામમાં દરેક ઘર દીઠ દશ કે વીસ રૂપિયા ફાળાના રૂપે મૂકવાનો નિયમ બનાવેલો જોવા મળે છે.



# ચોરી કે લૂંટફાટની પતાવટની રીતો

## ખેતરના ઊભા પાકની ચોરી

ખેતરમાંથી જે માલની ચોરી કરનાર વ્યક્તિ માલ સાથે પકડાયો હોય તો સૌપ્રથમ તેની પાસેથી પૂરો માલ લઈ લેવાય છે. તેને પંચોની સમક્ષ ઊભો રાખી કરેલી ચોરીના માલને ધ્યાનમાં રાખી સજા કરાતી હોય છે. એ વ્યક્તિએ ચોરીનો માલ વેચી દીધો હોય તો તેની પાસે માલના રોકડ રૂપિયા તે ઉપરાંત પંચોના નિયમ મુજબનો દંડ ફટકારવામાં આવે છે. કેટલાક કિસ્સાઓમાં ચોરી કરનાર વ્યક્તિને માર પણ પડતો હોય છે.

## ઘરમાં થયેલી ચોરી

કોઈનું ઘર તોડીને ચોરી કરવાની બીનામાં પકડાયેલી વ્યક્તિને ગામલોકો કે ઘરના સભ્યો માર મારીને અધમૂવો કરી નાખે છે. ક્યારેક તેને બાંધીને આખા ગામમાં ફેરવાય છે. ગામના જાહેર સ્થળે કે ચોરે બાંધીને તેને પંચોની હાજરીમાં યોગ્ય દંડ કરવામાં આવે છે. આવી રીતે ચૉરીમાં પકડાયેલી વ્યક્તિને લોકો નજરમાં રાખતા હોય છે. ક્યારેક ચોરી કરતાં ઘરમાં પકડાય જાય તો કેટલાક કિસ્સાઓમાં તેને મારી પણ નાખવામાં આવે છે.

ક્યારેક સોના ચાંદી કે રોકડ રૂપિયાની ચોરી થઈ હોય અને ગામમાંથી કોઈ વ્યક્તિ પર શક જતો હોય ત્યારે કોઈ બડવા પાસે દાણા જોવડાવાતા હોય છે જેને ‘પોડી’ કે ‘પુડી’ તરીકે ઓળખે છે. પુડીમાં અડદનાં દાણા અને રૂપિયો મૂકવામાં આવે છે. આ પુડી જોઈ બડવો ચોરનું નામ આપતો હોય છે. ચોરને

કોઈક પ્રકારની સજા મળે એ માટે બડવો અમુક દિવસની મુદત આપવાની જાહેરાત કરે છે. તે પ્રમાણે જે ઘરમાં ચોરી થઈ હોય તે ઘરના લોકો ગામમાં આ વાતની જાણ બધે ફેલાવે છે. જો ચોરી કરનાર અમુક દિવસ સુધી વસ્તુ કે રૂપિયા મૂકી નહીં જાય તો અમુક બીના બનશે. એવી જાહેરાતથી ગભરાયેલો ચોર ક્યારેક ચોરીનો સામાન મૂકી જતો હોય છે. ક્યારેક જેને ત્યાં ચોરી થઈ હોય તે વ્યક્તિ ગામના ગામદેવે જઈ દેવના ઘોડા ગામથી ઊંધા ફેરવી દે છે અને જ્યાં સુધી ચોરીની વસ્તુ મળે નહીં ત્યાં સુધી તે ઘોડાઓને સીધા કરતો નથી. વસ્તુ મળી જાય તો ગામદેવની બાધા પૂરી કરે છે અને ઘોડા સીધા કરી દે છે.

### ચોરી કબૂલ કરાવવાના નુસખાઓ

ચોર ચોરી કબૂલતો ના હોય ત્યારે તેને હાથમાં અનાજના દાણા પકડાવવામાં આવે અને અમુક દેવના સોગન લેવડાવવામાં આવે છે. ક્યાંક ચોરી કબૂલાવવા માટે મંત્રેલું પાણી ઉપસ્થિત બધાને પીવડાવાય છે.



## સમાજમાં પંચોની રીત

સમાજમાં દરેક વ્યક્તિને આદરભાવ અને સહિષ્ણુતાની ભાવનાથી જુવે છે. સમાજનું એક મોટું મંડળ જેવું નથી. છતાંય સમાજનું સંગઠન ખૂબ મજબૂત છે. દરેક ગામમાં પટેલ, પૂજારો, બડવો, આગેવાનો, વજીરને ગામના નાના મોટા પ્રસંગોમાં માન આપવામાં આવે છે. પ્રસંગોપાત તેઓની હાજરી હોય એટલે જે તે પ્રસંગને પીઠબળ મળે છે. તેઓના કહ્યા મુજબ જ ગામના જે તે કાર્યો થતા હોય છે. નાના મોટા ઝઘડાઓમાં તેમની હાજરી અચૂક હોય છે. તેમના દ્વારા થયેલા નિર્ણયને આખરી ગણવામાં આવે છે. બે ગામ વચ્ચે ઝઘડો હોય તો બન્ને ગામના આગેવાનો ભેગા થઈ યોગ્ય નિર્ણય લેતાં હોય છે.



# નાત પટેલ

રાઠવાઓના દરેક ગામમાં સમાજનો એક નાતપટેલ જોવા મળે છે. નાતપટેલને મુખી પણ કહેવાય છે. આવો વ્યક્તિ સમાજમાં મોભાદાર ગણાતો હોય છે. તેનું પોતોના ગામ પર વર્ચસ્વ રહેતું હોય છે. કહે છે કે પહેલાં બાર ગામનો એક જ નાતપટેલ રહેતો હતો. ગામના નાતપટેલને લોકો પસંદ કરીને બનાવતાં હોય છે. તેની જીવવાની રીત અને ગામનાં નાનાં મોટાં સાથે વર્તવાનો વહેવાર જોઈને તથા ગામના સામાજિક પ્રસંગો કે ઘટનાઓમાં આગળ રહી નિર્ણયોમાં ભાગ લેતો અને વિશ્વાસુ જણાતો વ્યક્તિ ગામનો નાતપટેલ બની શકે છે. આજે પણ જ્યાં શિક્ષણનું પ્રમાણ ઓછું દેખાય છે ત્યાં ગામના મુખી તરીકે પટેલને બોલાવવામાં આવે છે પરંતુ જ્યારથી સરપંચોની ચૂંટણીઓનું રાજકારણ ગામડાંઓમાં પ્રવેશ્યું ત્યારથી નાત પટેલોના પરંપરાગત સ્થાનનું મહત્ત્વ ઘટતું ગયું છે. તેમ છતાં ગામમાં નાતપટેલોને સામાજિક પ્રસંગો જેવા કે લગ્ન, મૃત્યુ કે અન્ય પ્રસંગોમાં સરપંચો કરતાં નાતપટેલોનું મહત્ત્વ વધુ જોવા મળે છે.

ગામના તમામ ધાર્મિક વિધિવિધાનોમાં મુખીનું સ્થાન મહત્ત્વનું ગણાતું હોય છે. કેટલાક મેળાઓ કે તહેવારો મુખીઓના માર્ગદર્શનથી થતાં જોવા મળે છે.



# પૂંજારો

આખા ગામના દેવદેવીઓની વારતહેવારે તથા પ્રસંગોમાં પૂજાવિધિ કરનારો સમાજના લોકોમાંથી જ આવનારો સામાન્ય વ્યક્તિ જેને પૂંજારો તરીકે ઓળખવામાં આવે છે. સામાન્ય રીતે તે પોતાની પરંપરાગત કેટલીક આવડત, બોલ અને વિધિઓનો જાણકાર હોય છે. અન્ય આદિવાસીઓની માફક રાઠવાઓમાં પણ કેટલુક બાદ કરતાં દેવદેવીઓની પૂજાવિધિ માટે આખા

ગામના લોકો પૂજાવિધિ કરાવતા નથી પરંતુ પૂંજારો આખા ગામ વતી પૂજાની સામગ્રી એકઠી કરી વિધિ કરતો હોય છે. પૂંજારાની પૂજાવિધિ પર આખા ગામનો વિશ્વાસ રહેતો હોય છે. તે પોતાના એકલા માટે પૂજા કરતો નથી પરંતુ આખા ગામમાં જીવજંતુ, વનસ્પતિ, વૃક્ષો પશુપક્ષીઓથી માંડી માણસ સુધીનું જીવન સારું રહે તે માટે પૂજા કરતો હોય છે. તેનું સ્થાન પણ સમાજમાં આગળ પડતું હોય છે.



## બડવો

રાઠવા સમાજમાં બડવાનું ઘણું મોટું સ્થાન છે. બડવો આખા સમાજની આસ્થાનું કેન્દ્ર ગણાતો હોય છે. ભૂખી, દુઃખી કે સુખી ગણાતા બધા જ પ્રકારના લોકોને બડવાની જરૂરિયાત ઊભી થતી જોવા મળે છે. મુખ્યત્વે સમાજની લાંબી અને ગૂઢ વિધિવિધાનોની પરંપરાના જાણકાર તરીકે તેનું મહત્ત્વ મુખી જેટલું જ ક્યારેક મુખીથી પણ મોટું જણાતું દેખાય છે. ગામનાં ઢોરઢાંખર કે જીવજંતુથી માંડીને વ્યક્તિ સુધીની સલામતી માટે બડવો તેના આસ્થાનાં દેવદેવીઓને મનાવી સામુદાયિક જીવન માટે પ્રાર્થનાઓ કરી, મંત્રો બોલી, ગાયણાઓ ગાઈ, વિધિઓ કરી ગામ આખાને માંદગીઓમાંથી મુક્ત કરવા કે ખેતીની બરકત માટે પૂજાવિધિ કરે છે. તે પ્રાકૃતિક તત્ત્વો સાથે પોતોના જીવનને જોડીને જીવનારો એક આધ્યાત્મિક પુરુષ છે. તે વરસાદના વાદળોને મેઘ માટે રિઝવનારો, વનસ્પતિ-વૃક્ષો અને જીવજંતુઓ સાથે જીવન વ્યવહાર રચનારો વિશિષ્ટ માણસ હોય છે. તે ધર્મ સંપ્રદાયોના સંકુચિત અને વૈયક્તિક જીવનના માણસને તૈયાર કરનારો કે તેને આધારે જીવી ખાનારો માણસ હોતો નથી. તે વિશાળ પ્રકૃતિ અને જીવજગત વિશે વિચારીને જીવનારો વ્યક્તિ હોય છે.



# ડાયો (આગેવાન)

ગામના મુખી જેવો વજનદાર કડક વ્યક્તિ હોય તેને બધા ડાયો કહે છે. તેને ડાયા પટેલ તરીકે પણ ઓળખવામાં આવે છે. નાત પટેલની ગેરહાજરીમાં ડાયાનો ચૂકાદો માન્ય રાખવો પડે છે.

# નાયકા સમાજ

★

## સંયુક્ત/વિભક્ત કુંટુંબ વિશેનો ખ્યાલ

કોઈ વ્યક્તિને બે છોકરાઓ હોય તો લગ્ન થઈ ગયા પછી મોટો છોકરો જુદો થઈ જાય છે એટલે કે પોતાનું અલગ ઘર બાંધે છે, તથા નાનો છોકરો પોતાના માતા-પિતા પાસે રહે છે. ક્યારેક માતા-પિતા મોટા છોકરા પાસે પણ રહે છે અથવા તો છોકરાઓ ન હોય તેવા કિસ્સામાં ઘરડાં માતા-પિતા છોકરીને ઘરે રહે છે. આમ આ સમાજમાં વિભક્ત કુટુંબ પ્રથા જોવા મળે છે.

★

## ઊંચનીચ વિશેનો ખ્યાલ

આ સમાજમાં પણ મેવાસી, ડામોર, બામણિયા, લવર જેવી પેટા જાતિઓ હોય છે પરંતુ કોઈને ઊંચા કે નીચા માનવામાં આવતા નથી. આમ આ નાતમાં ઊંચ-નીચના ભેદભાવ સિવાય રોટી-બેટી વહેવાર કરવામાં આવે છે.

★

## સંપત્તિ/માલમિલકતની વહેંચણી માટેનાં ધોરણો

### જમીનની વારસાઈ

આ સમાજમાં મોટાભાગનાં કુટુંબો પાસે જમીન હોતી નથી. પરંતુ જો કોઈની પાસે જમીન હોય તો કુટુંબમાં વડીલ વ્યક્તિના અવસાન પછી જમીન મોટા હોય તેના નામે અથવા જે વધારે હોશિયાર હોય તેને નામે જમીન કરવામાં આવે છે. જો ચાર ભાઈઓ હોય તો જમીન જે તે એકના નામે કરવામાં આવે છે. પરંતુ તેમાં ચાર હિસ્સા પાડવામાં આવે છે. ખાસ જરૂર હોય તેવા

સંજોગોમાં જ જમીન વેચવામાં આવે છે, નહિ તો વેચવામાં આવતી નથી.

## ઘર કે ઢોરઢાંખરની વહેંચણી

આ સમાજ ખાસ કરીને હાથ-મજૂરી પર પોતાનું ગુજરાન ચલાવનારો સમાજ છે તેમ છતાં કોઈની પાસે જમીન કે ઢોર-ઢાંખર હોય તો મા-બાપ જીવિત હોય ત્યારે જ પોતાના છોકરાઓને પોતાની પાસે જે કંઈ માલ-મિલક્ત હોય તે જેટલા ભાઈઓ હોય તેટલા ભાગ પાડે છે અને દરેકને સરખા ભાગે જે હિસ્સો આવતો હોય તે આપી દે છે.

## લિખિત/ મૌખિક કરાર

પહેલાંના સમયમાં કરાર મૌખિક રીતે કરવામાં આવતા હતા. આજે પણ કેટલાક કરાર મૌખિક કરવામાં આવે છે. પરંતુ કેટલાક સોદા એવા હોય છે જેમાં લેખિત કરાર કરવા જરૂરી જણાતાં લેખિત કરારો પણ કરવામાં આવે છે.

## જમીન લે-વેચ

જમીનની લે-વેચ કરવી હોય તો ગામના ડાહ્યા વ્યક્તિઓ અને તલાટીને બોલાવવામાં આવે છે પછી જમીનની કિંમત નક્કી કરવામાં આવે છે. જો બન્ને પક્ષોને કિંમત મંજૂર હોય તો પૈસાની લેવડ-દેવડ કરવામાં આવે અથવા તો થોડા પૈસા આપે છે અને બીજા પૈસાનો વાયદો કરે છે. જમીન લે-વેચ કરનાર બન્ને પક્ષો એકબીજા પાસેથી દસ્તાવેજી કાગળ કરાવી લે છે, જો પૈસાની લેવડ-દેવડ બાકી હોય તો પૂરા પૈસા આવ્યા પછી જ કાગળ આપવામાં આવે છે.

## ઢોર ઢાંખરની લે-વેચ

ઢોર-ઢાંખરની લેવડ-દેવડ માટે કોઈ કરાર કરવામાં આવતા નથી. બળદ કે ભેંસની લે-વેચ માટે એક મહિનાનો વાયદો કરવામાં આવે છે. બકરાં-કૂકડાંની લે-વેચ માટે કોઈ જ વાયદો કરવામાં આવતો નથી. તે રોકડે પૈસેથી જ આપવામાં આવે છે.

## ઝગડાની પતાવટ

ઝગડાની પતાવટ માટે સમાજ/નાતના વડીલ વ્યક્તિ, સરપંચ કે મુખીને બોલાવવામાં આવે છે. પછી જેની સાથે ઝઘડો થયો હોય તેને પણ બોલાવવામાં આવે છે. સમાજના વડીલ વ્યક્તિ બન્ને પક્ષોની વાત સાંભળે છે પછી તેઓને અનુકૂળ લાગે એ પ્રકારે નિર્ણય લે છે, જો કોઈને દંડ કરવા જેવો લાગે તો દંડ પણ કરે છે. અને લેખિતમાં કરાર કરવા જેવો લાગે તો તેમ પણ કરે છે તથા બન્ને વ્યક્તિઓ ફરીથી ન ઝઘડે એ માટે બન્ને પાસેથી લેખિતમાં બાંહેધરી પણ લે છે.

## ચોરી-લૂંટફાટની પતાવટ

ઘરમાંથી કે ખેતરમાંથી કોઈ વસ્તુ ચોરાઈ ગઈ હોય અને ખબર પડે કે અમુક જ વ્યક્તિએ લીધી છે તો એવી વ્યક્તિને સમાજના વડીલો સમક્ષ હાજર કરવામાં આવે છે અને જે વસ્તુ ચોરાઈ હોય તે પાછી આપવા માટે કહેવામાં આવે છે, જો તે આનાકાની કરે તો પોલીસ સ્ટેશન સુધી પણ આવો મામલો પહોંચી શકે છે.

## સ્ત્રી પુરુષના ઝગડાની પતાવટ

સ્ત્રી-પુરુષના ઝગડાની પતાવટ માટે સમાજના વડીલ વ્યક્તિ, સરપંચ કે મુખીને બોલાવવામાં આવે છે. પછી બન્ને જણાને બોલાવવામાં આવે છે

અને બન્ને વચ્ચે ઝઘડો થવાનું કારણ શું છે એ પૂછવામાં આવે છે, બન્નેની વાત સાંભળ્યા પછી સમાજના વડીલ વ્યક્તિ પોતાનો ચુકાદો સંભળાવે છે. મોટાભાગના કિસ્સાઓમાં વડીલોના ચૂકાદાનો સ્વીકાર કરવામાં આવે છે. જો કોઈને ઠપકો/દંડ કરવા જેવો લાગે તો તે પણ કરે છે પછી સમાધાન કરીને બન્ને પોતાને ઘેર મોકલે છે.

## બહુપત્નીત્વ

જ્યારે કોઈને સંતાન ન હોય અને હોય તો માત્ર છોકરીઓ જ હોય તો પુત્રપ્રાપ્તિ માટે બીજી પત્ની કરી શકે છે, અથવા તો ક્યારેક પત્નીનો વ્યવહાર કે ચારિત્ર્ય ખરાબ હોય તેવા સંજોગોમાં બીજી પત્ની કરી શકે છે. ક્યારેક પતિ મોજ-શોખ માટે પણ બીજી પત્ની કરે છે પણ આવું ખાસ બનતું નથી.

## દત્તક લેવું

કોઈને સંતાન ન હોય તેવા સંજોગોમાં પોતાના ભત્રીજાને દત્તક લઈ શકે છે, દત્તક લેનાર તેને પોતાના મા-બાપ જેવું જ વહાલ કરે છે. તેનું લગ્ન પણ તેઓ જ કરાવે છે અને ઘર તેમજ જમીનનો માલિક પણ તે જ બની શકે છે. એ જ પ્રકારે દત્તક લેનારની સેવા-ચાકરી કરવાની જવાબદારી પણ દત્તક લીધેલા પુત્રની બને છે.

## છૂટાછેડા

લગ્ન થયા પછી છોકરી સાસરીમાં ન રહેતી હોય, સાસરીમાં તેનો વ્યવહાર સારો ન હોય તે ચારિત્ર્ય બાબતે કોઈ શંકા હોય તેવા સંજોગોમાં છૂટાછેડા આપવામાં આવે છે. છૂટાછેડા જો છોકરીની ભૂલને લીધે આપવામાં આવે તો છોકરીના બાપ પાસેથી જેટલા રૂપિયા આપેલા હોય તે બમણા લેવામાં આવે છે અને જો છોકરાને છોકરી ન ગમતી હોય અને તે છૂટાછેડા લેવા ઇચ્છતો હોય તો તેણે આપેલા રૂપિયા પાછા આપવામાં આવતા નથી અને ઉપરથી

તેને દંડ કરવામાં આવે છે.

## દહેજ

દહેજમાં ત્રણ કપડાં આપવામાં આવે છે જેમાં સાડી, કબજો અને ઘાઘરો હોય છે. પોતાની યથાશક્તિ અનુસાર દાગીના/ચાંદીની કોઈ રકમ પણ આપે છે તથા દહેજના કપડામાં ૫૦ રૂપિયા મૂકે છે. આ ઉપરાંત દહેજમાં માંડિયું, અત્તરની શીશી, બંગડીઓ અને શણગાર માટેની અન્ય વસ્તુઓ આપવામાં આવે છે. જ્યારે તેલ ચડાવા આવે ત્યારે જ દાપું નક્કી કરવામાં આવે છે, દાપામાં ૨૨૫૫૧ રૂપિયા લેવામાં આવે છે. ક્યારેક દાપું પરિસ્થિતિને આધારે પણ લેવામાં આવે છે.

## સમાજ/નાતના રીતરિવાજો ઘડવામાં પંચની મુખીની ભૂમિકા

સમાજના રીતરિવાજો ઘડવામાં તેનો અમલ કરાવવામાં અને કોઈ રીતરિવાજ સમાજને ન પોસાય તેવા હોય તો તે બંધ કરાવવામાં સમાજના મુખીની ભૂમિકા અગત્યની માનવામાં આવે છે. મુખીએ ઘડેલા રીત-રિવાજોનો અમલ કરવામાં આવે છે.

## આંતરજ્ઞાતીય લગ્ન

આ સમાજમાં આંતરજ્ઞાતીય લગ્નને માન્યતા આપવામાં આવતી નથી, તેમ છતાં કોઈ છોકરો-છોકરી પોતાની મનમાનીથી આવું પગલું ભરે તો સમાજ તેને દંડ કરે છે. નીચી મનાતી જાતિની છોકરીને સ્વીકારવામાં આવતી નથી એ જ પ્રકારે જો છોકરી નીચી મનાતી જાતિના છોકરા જોડે ભાગી જાય તો તેને પાછી લાવવામાં આવતી નથી અને જો પાછી લાવવામાં આવે તો તેવા ઘરને નાતબારું મૂકવામાં આવે છે.

## સમાજ/નાતમાં સ્ત્રીઓનો મોભો-સ્થાન

કોઈ સારું કામ કરવાનું હોય તો તેવા કામમાં સ્ત્રીની સંમતિ લેવામાં આવે છે, તેમજ સમાજની કોઈ મિટિંગ હોય તો તેમાં પણ પોતાને કંઈ કહેવું હોય તો તે કહી શકે છે. આમ આ સમાજમાં સ્ત્રીનો મોભો પણ જાળવવામાં આવે છે.

# તડવી સમાજ

આ સમાજ ધાણકા-તડવી સમાજમાં ખાસ સ્ત્રીઓ માથે ઘૂંઘટ નાખીને જ બહાર નીકળે છે. જેમની પરંપરા ચાલતી આવી છે. આ સમાજમાં લોકોનો રંગ શ્યામ વર્ણનો હોય છે.



## સમાધાન કરાર

એક દાખલો સમાધાન કરાર તા ૧૭૫/૨૦૧૫
એક પક્ષ : શ્રી પ્રકાશભાઈ મોતીરામ તડવી
ઉંમર ૨૫, રહે. ઘોડાદેવી તા. સાગબારા, જિ. નર્મદા
બીજા પક્ષકાર : શ્રી સંજયભાઈ સમારિયાભાઈ તડવી
રહે, કનખાંડી તા. સાગબારા જિ. નર્મદા

જત આજ રોજ તા ૧૭/૦૫/૨૦૧૫ ના રોજ અમો લખી આપનાર ફરિયાદી આ કરારથી જણાવવું છું કે અમો ફરિયાદીની પત્ની નામે કંકુબેન તથા આરોપી સંજયભાઈ સમારિયાભાઈ તડવીનો એક બીજા સાથે પ્રેમ સંબંધ તથા આરોપી તથા મારી પત્ની નામે કંકુબેન તા ૩૦/૦૪/૨૦૧૫ના રોજ ભાગી છૂટ્યા હતા અમો ફરિયાદી તથા મારી પત્ની વચ્ચે એક બાળક છે અને જે આરોપી મારી પત્નીને પટાવી-ફોસલાવી લઈને ભાગી જતા અમો પરંતુ અમો ફરિયાદી તથા આરોપીના બન્ને ગામના પંચો ભેગા થઈ અમારી બન્ને પક્ષની સમાધાન કરેલ છે. જેમાં મારી પત્ની નામે કંકુબેન આરોપી સંજયભાઈ સમારિયાભાઈ તડવી જ હવે પત્ની તરીકે રાખશે અને અમો બન્ને વચ્ચે એક બાળક છે જે બાળકનો પિતા પાસે રહેશે. અને હવે પછી અમારી કોઈ તકરાર રહી નથી જેથી આ સમાધાન કરાર કરી નીચે સહીઓ કરેલ છે. જે બરાબર છે.

સ્થળ : સાગબારા
તારીખ : ૧૭/૦૫/૨૦૧૫
પંચો :
(૧) તડવી ઈશ્વરભાઈ મોવાસ્યાભાઈ
(૨) તડવી રમેશભાઈ ચુનીલાલ
(૩) તડવી પ્રેમસિંગભાઈ રાવજીભાઈ
(૪) તડવી રમણભાઈ નમલાભાઈ
(૫) તડવી કનુભાઈ પ્રભુભાઈ

આ સમાજના લોકો દ્વારા ધાણકા-તડવી સમાજનું મંડળ બનાવવામાં આવેલ છે, અને જે સામાજિક ઉદ્ભવતાં કારણો ઝઘડા તથા લેવડ-દેવડ જેથી વસ્તુ પોતે સમાજના કારોબારી એક થઈ ને લખાણ લખી નિવારણ કરે છે અને જેમનાથી નિપટતો ના હોય તેવા કારણને પોલીસ સ્ટેશન કે કચેરીમાં નિરાકરણ કરે છે. જેમાં પંચની રચના અને તેમનાં ધારા ધોરણો બતાવવામાં આવેલ છે. જે ધાણકા તડવી સમાજના એક પ્રતિનિધિ ભીખાભાઈ દલાભાઈ તડવી રહે, ચોપડવાવ તા. સાગબારા જિ. નર્મદાના વતની સાથે મુલાકાત કરી ચર્ચા અને એમના સમાજનું બંધારણ આપવામાં આવ્યું.

## બાંહેધરી કરાર

આજ રોજ તારીખ ૫/૫/૨૦૧૨ના રોજ આ બાહેધરી પત્ર લખી આપી જણાવું છું કે અમો શ્રી વસાવા છત્રસિં ધીરસિંહભાઈ રે. ચિત્રાકેવડી તા. સાગબારા જિ. નર્મદાનો રહીશ છે.

મોજે ચિત્રા કેવડી તા. સાગબારા જિ. નર્મદાના રહીશ શ્રી સોમાભાઈ તડવીની પુત્રી તડવી મમતાબેન સાથે અમો અમારી રાજી-ખુશીથી ભાગી ગયા હતા પરંતુ અમે બાંહેધરી આપનાર વસાવા કુટુંબના હોઈ તથા શ્રીમતિ તડવી મમતાબેન સોમાભાઈ તડવી, તડવી સમાજના હોઈ અમારો અમારા બન્નેનો સમાજ અલગ અલગ પડતા બન્ને પક્ષના સમાજને આ બાબત પસંદ

ના હોવાથી અમો બન્નેને છૂટા કરેલ છે અને અમો રાજી ખુશીથી પંચો રૂબરૂ છૂટા થઈએ છીએ તથા આ બનાવ બનતા આ બાબતે અમોને દંડ કરવામાં આવેલ છે જે વિગત નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| (૧) | રૂ. ૧૧૦૧/- | અમો તડવી મમતાબેન ને લઈ ભાગી જતા જેનો દંડ |
| (૨) | રૂ. ૧૦૦૫૧/- | મમતાબેનની પુછ મગની કરેલ કુટુંબને ધમકી આપવા |
| (૩) | રૂ. ૧૨૪૦૦/- | મમતાબેનની માગની કરેલ કુટુંબનો ખર્ચ |
| (૪) | રૂ. ૧૧૦૦/- | નાત કરવાનો ખર્ચ (પંચનો ખર્ચ) |
| | રૂ. ૩૪૬૦૦/- | |

ઉપરોકત જણાવેલ વિગતની કુલ રકમ દંડની રકમ ૩૪૬૦૦/- પૂરા શ્રીમતિ મમતાબેન સોમાભાઈ તડવી તરફના પક્ષને પંચ રૂબરૂ આપેલ છે અને અમો બન્ને જણા છૂટા થઈએ છીએ. અમો આ બાબતે કોઈ કોર્ટ કચેરીની કાર્યવાહી કરીશું નહીં તથા આ પછી અમો આ ગુન્હો કરીશુ તો પંચો નક્કી કરશે તે દંડ અમો ચૂકવવા બંધાએ છીએ.

ઉપરોકત જણાવેલ વિગત સાચી અને ખરી છે જે સમજી વિચારીને લખી આપેલ છે જે બરાબર છે. જેના જવાબદાર અમો પોતે છે એ બરાબર છે.

## ધાણકા તડવી સમાજના પંચની રચનાનાં ધોરણો

તડવી ધાણકા સમાજ સેવા મંડળના નિયમો નીચે મુજબ છે.

(૧) કારોબારી સમિતિ દર ૩ (ત્રણ) માસે મિટિંગમાં મળશે.
(૨) હોદેદારો : જેમાં પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી રહેશે.
(૩) ઉપરોકત હોદેદારોની વરણી પાંચ વર્ષ પુરતી રહેશે જે કારોબારી સમિતિ નક્કી કરશે.
(૪) સાધારણ-સભા એક વર્ષમાં ભરવામાં આવશે

(અ) દરેક કુટુંબના પતિ-પત્નીએ સભ્ય બનાવાનુ રહેશે.
- કાર્યક્ષેત્ર : ગુજરાત રાજ્ય, મહારાષ્ટ્ર રાજ્ય
- ભંડોળ : સભ્યફી, દાન, પંચફાળો

તડવી ધાણકા સમાજ જે નક્કી કરેલ નિયમો નીચે મુજબ છે.

(૧) ઘર વર જોવા માટે ફકત પાંચ વ્યકિતઓ જવાનું મંજૂર કરવામાં આવે છે.
(૨) નાની પૂછ માંગણી (ગોળધાણા) બાબતેઃ નાની પૂછ માગણી માટે વર પક્ષે રૂા. ૧૦૧ ગામપંચોને આપવાના રહે છે અને રૂા.૨૦૧ ગામપંચોને આપવાના રહે છે અને રૂ. ૧૧૦૧ કન્યાના મા-બાપને આપવાના રહે અને તેમાં ૧૬ સભ્યોએ જવાનું રહેશે કન્યા માટે મંગળસૂત્ર, ઝાંઝરી, કડા નંગ-૨ આપવાનું રહે છે.
(૩) ગોળધાણા થયા બાદ કન્યાને બીજા કોઈ વ્યક્તિ લઈ દંડની રકમ રૂા. ૧૦૦૧/- આપવાની રહે છે.
(૪) લગ્ન થયા બાદ છૂટા છેડા થાય તો તે નહીં રહેવા માગતા તેમને કસૂરવાર કરે અને તેના પાસેથી રૂા. ૨૫૦૧ ફારગતિ પેટે લેવાના તેમાંથી ગામપંચો ૩૦૧ અને ધાણકા સમાજના મંડળમાં ૨૦૧ રૂા. જમા કરાવવા.
(૫) ધાણકા તડવી સમાજમાંથી છોકરી બીજા સમાજમાં જાય તો સામે સમાજવાળા પાસેથી રૂા. ૧૧૦૦૧ દંડ પેટે વસુલ કરવાના અને છોકરીને ફરી ધાણકા સમાજમાં પરણાવવી.
(૬) કુકર્મ અને શીનાળું ગુનો કરનાર કસૂરવાર ને રૂ. ૧૦૦૧/- નો દંડ કરવામાં આવે છે.
(૭) વાર-તહેવારમાં હાગણી આપવા જેમાં હોળી, દિવાળી, ચોમરી આમાસ જેવા તહેવારોમાં કપડા તથા પૈસા આપવાની પ્રથાને બંધ કરવામાં આવે છે.
(૮) ઘર જમાઈ બાબતે છોકરીના માતા-પિતાએ છોકરીને એમની મિલકતનો અડધો હિસ્સો છોકરીના નામે કરવો તેમાં છોકરીએ મા-બાપને આજીવન સેવા કરવી.
(૯) જે કોઈ તડવી સમાજમાંથી છોકરી બીજા સમાજમાં નાશી જાય તો તેમને કાઢી લાવી અને તે સમાજને દંડ વસૂલ કરવો.

(૧૦) લગ્નપ્રસંગે કન્યાને વળાવતી વખતે નચાવવું નહીં અને શાંતિથી વિદાય કરવાની રહે છે.

(આ મુદ્દા તડવી સમાજના ઠરાવમાંથી લીધેલ છે.)

# ડુંગરીભીલી સમાજ



## કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્ત્વ

ડુંગરાભીલી સમાજ પિતૃ કુટુંબ વ્યવસ્થા ધરાવે છે. કુટુંબ સામાજિક અને આર્થિક કાર્યોની દૃષ્ટિએ એક વિશાળ અને સંયુક્ત કુટુંબ વ્યવસ્થા છે. તેમાં પતિ પત્ની તેમનાં બાળકો બીજી બાજુ સહનિવાસની દૃષ્ટિએ ત્રણ-ચાર પેઢીનાં લોહીનાં સગાં મોટી ઉંમરના કાકા, ફોઈ તો ક્યારેક વિધવા છોકરી કે બહેન અને તેનાં સંતાનો વગેરેનો સમાવેશ થાય છે.

ડુંગરીભીલ સમાજના લોકો એકબીજાને મળે ત્યારે 'રોમ-રોમ' કહીને મળતા હોય છે. આ સમાજમાં કોઈપણ સગાવહાલાં ઘરે મહેમાન આવે ત્યારે સ્ત્રીઓ સાડીનો છેડો હાથમાં લઈને સગાંને રોમ-રોમ કહીને પ્રણામ કરે છે. સ્ત્રીઓ સસરા, જેઠ, નણદોઈ, કાકા, જમાઈને માથે સાડી રાખીને લાજ કાઢે છે. તેમની સાથે વાત-ચીત કરતાં મર્યાદાનું પાલન કરે છે. વડીલોની હાજરીમાં માથે ઓઢી, મુખ ઢાંકી લાજ કાઢે છે.

ડુંગરાભીલ સમાજમાં કુટુંબનું સ્વરૂપ વિભક્ત કુટુંબ વ્યવસ્થા છે. બધા એક જ કુટુંબમાં રહે છે. પતિ- પત્ની અને કુંવારાં બાળકો પૂરતું તે મર્યાદિત જૂથ છે. બાળકો મોટાં થઈ લગ્ન કરી પિતાના કુટુંબમાંથી અલગ થઈ જાય છે. અલગ થતા પુત્રો પિતાના ઘરની નજીક (બાજુમાં)જ પોતાનું ઘર બાંધે છે. જેથી પિતા અને અન્ય સગાં-સંબધીઓ પાસેથી પ્રસંગોપાત મદદ અને માર્ગદર્શન મળી રહે છે. ઉપરાંત ખેતીના દરેક કામમાં ઘરમાં અલગ રહેતા ભાઈઓ પરસ્પર મદદ કરે છે.



# વારસાઈ

ડુંગરાભીલ સમાજમાં કુટુંબનો વડો વારસાગત મિલક્તનો માલિક છે ને જીવે ત્યાં સુધી મિલકત તેને નામે હોય છે. જ્યાં સુધી ઘરનો માલિક કે વડીલ વ્યક્તિ જીવે છે. ત્યાં સુધી મિલકતની વહેંચણી થતી નથી. કોઈક કારણોસર મિલકતની વહેંચણી થતી હોય છે. જ્યારે પિતા વહેંચણીની વાત કરવાના હોય ત્યારે બધા પુત્રોનાં લગ્ન થઈ ગયેલા હોવા જોઈએ પછી વહેંચણીની વાત કરે છે. તેઓ એક જ ઘરમાં પિતા સાથે રહેતા હોય છે. એક જ ચૂલો હોય અને અનાજ પણ એક જ ઘરમાં મોસેટીઓમાં સંગ્રહ કરેલ હોય છે. બધાની સહિયારી જમીન પિતાના નામે હોય છે. ઢોરઢાંખર, બકરાં, મરઘાં, ખેતરનાં વૃક્ષોની વહેંચણી કરી આપે છે.

ઘરના છોકરાઓની સંખ્યાને ધ્યાનમાં રાખી જમીન, ઢોરઢાંખર, વૃક્ષો, બકરાં, મરઘાં અને વસ્તુઓ વગેરેનો ખ્યાલ રાખીને વહેંચણી કરે છે. માતા-પિતા નાના છોકરા સાથે રહેવાનું પંસદ કરે છે. માતા-પિતાની જમીન નાના છોકરાને મળે છે. જ્યારે માતા-પિતા મરણ થઈ જાય પછી જમીનના સરખા ભાગ પાડવામાં આવે છે. પછી બધા પોત-પોતાના ભાગમાં આવેલ ઘર, ખેતર, પશુઓની કાળજી લેવી અને કામ કરવાની જવાબદારી  જાતે લઈ લે છે. ઝાડની વહેંચણી જ્યાં સુધી ઘરના વડીલ છે ત્યાં સુધી એમની પાસે રહે છે. આમાંથી માત્ર પુત્રોને વપરાશ માટેનો કબજો આપવામાં આવે છે. સ્ત્રીને આમાંથી કોઈ પણ પ્રકારનો હક્ક આપવામાં આવતો નથી. છોકરાઓની જેમ છોકરીઓને કોઈપણ પ્રકાર ખાસ મિલકત આપવામાં આવતી નથી, છતાં પણ ડુંગરાભીલ સમાજમાં છોકરીઓને કેટલાંક પશુઓ આપવાનો રિવાજ છે. ક્યારેક કુટુંબમાં ઘરમાં ફક્ત છોકરીઓ જ હોય છે. છોકરો ન હોય તો જે તે માતા-પિતા છોકરીને ઘરમાં રાખવાની પ્રથા છે. આવા સમયે છોકરી વારસદાર બને છે. મા-બાપને જે મિલકત મળે તે છોકરીને વારસાઈ સત્તા મળે છે. પરંતુ આવું ઓછું જોવા મળે છે. કેટલીક વાર કુટુંબના બાળકોને દત્તક લે છે.



# લેખિત-મૌખિક કરાર

## દત્તક લેવાની પ્રથા

ભીલ સમાજમાં કોઈક કુટુંબમાં પુત્ર ન હોય તો કાયદેસર દત્તક લેવાનું પ્રમાણ ઘણું ઓછું જોવા મળે છે. છતાં કોઈ વ્યક્તિ દત્તક લેવાની ઇચ્છા રાખે તો પોતાના ભાઈના છોકરાને દત્તક તરીકે લઈ શકે છે. તેની માલ-મિલક્તનો વારસાદર દત્તક લીધેલ પુત્રને મળે છે.

## ઢોર ઢાંખરની લે- વેચ

પશુઓ વેચવા કે લેવા માટે મૌખિક કરાર કરે છે. બન્ને પક્ષ ભેગા થાય અને કિંમત કરે છે. કોઈ વ્યક્તિને ભાગે (આપ-લે) પશુ આપે એટલે કે મરઘાં, બકરા, ગાય આપે છે. જે મૌખિક વાતચીત કરી લેવડ-દેવડ કરે છે.

## ઝઘડાની પતાવટ અથવા (નિવેડો)

ડુંગરાભીલ સમાજમાં વડીલ અને પ્રભાવશાળી વ્યક્તિને પંચોમાં સ્થાન આપે છે. ગામના વડીલો ઝઘડાનો નિકાલ કે ઉકેલ લાવવાની જાણકારી ધરાવતા હોય છે. તે ચોક્કસાઈ અને સચોટ, સમાન ન્યાય આપે છે. જે વ્યક્તિ ગુનેગાર હોય તેને સજા અથવા દંડ આપે છે. આ સમાજ સામાજિક રીત-રિવાજો પ્રમાણે નિયમોનું ઉલંઘન કરે ત્યારે સજા અથવા દંડ કરે છે. જે તે ન્યાય પંચો આપે તેને સમાજ માન્ય રાખે છે. ડુંગરાભીલ સમાજનું ચોક્કસ સામાજિક બંધારણ છે. દરેક ગામમાં ગામનો મુખી, પટેલ, ડાહ્યો, બડવો અને પૂંજારો જેવી વ્યક્તિઓ આગેવાન તરીકે ગણાય છે.

## પટેલ

ગામોમાં હજુ પણ જૂની પુરાણી પ્રથા પ્રમાણે પટેલની પસંદગી કરે છે. સામાજિક ગુનેગારને દંડ આપવા કબજે રાખવા પટેલ દંડની કાં તો નાત બહારની શિક્ષા કરે. પટેલ કેટલીક જગ્યાએ લગ્નવિધિ તથા ધાર્મિક વિધિ કરાવે છે. આવી ધાર્મિક વિધિઓ માટે દાપું મૂકવામાં આવે છે. ગામની વિશિષ્ટ, વિધિઓ વખતે પટેલને ખાસ હાજર રાખે છે. તેને ગામનો મુખિયો તરીકે ઓળખે છે.

## બડવો

બડવો ધાર્મિક વિધિ વિધાન કરે છે. તથા ધાર્મિક વિધિઓ માટે માર્ગદર્શન આપે છે તે શુકન જોવાનું તાંત્રિક વિધિ-વિધાનનું, દર્દનું કારણ જાણીને કહેવાનું કાર્ય કરે છે. દર્દ મટાડવાનું કાર્ય પણ કરે છે.

## સ્ત્રી-પુરુષના ઝઘડાની પતાવટ

જ્યારે નવ યુગલોના લગ્ન થયા હોય અને કોઈ બાબતે ઝઘડા થાય ત્યારે પ્રથમ વાર જમાઈને માફ કરી દેવામાં આવે છે. પરંતુ બીજી વાર ઝઘડો થાય તો સાસરી પક્ષવાળા યોગ્ય પગલાં લે છે.

## દહેજ

લગ્ન પ્રસંગમાં દહેજ આપવાનો કે લેવાનો નિયમ છે. આ દહેજ પંચોએ નક્કી કરેલું દહેજ લેવામાં આવે છે. એને એટલું જ દહેજ આપવામાં આવે છે.

## બહુપત્નીત્વ

ભીલ સમાજમાં બે થી ત્રણ પત્ની રાખવાનો રિવાજ છે. પણ ભાગ્ય જ કોઈ

રાખે છે. એવું કારણ કે પહેલી પત્નીને સંતાન ન થતું હોય અથવા કામ વધુ હોય તો આગળની પત્નીની રજા લઈને બીજી પત્ની રાખી શકે છે.

## ચોરી-લૂંટફાટની પતાવટ

ચોરી લાકડા કે ઘરમાંથી અથવા ખેતરમાંથી થતી હોય છે. આવો ચોર પકડાય જાય તો તેને યોગ્ય સજા કરવામાં આવે છે. પંચો દ્વારા અમુક દંડ લેવામાં આવે છે અને બીજી વાર એવી ભૂલ કરે તો પોલીસ સ્ટેશન લઈ જવાની ધમકી આપવામાં આવે છે.

# રાઠવા સમાજ



## સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

ખેતી, પશુપાલન, શિકાર, તીરકામઠાં ચલાવવામાં અને પીઠોરા જેવાં વિશિષ્ટ ચિત્રો લખવાના કામમાં રાઠવા સમુદાય અન્ય સમુદાયો કરતાં આગવી ઓળખ ધરાવે છે.

કલા તેમના રોજિંદા જીવન સાથે વણાયેલી છે. કેટલીક જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ તેઓ જાતે જ બનાવી લેતા હોય છે. વાંસના ટોપલા, ટોપલી, કાષ્ઠકામ, ખત્રીજ બેસાડવા માટેના પથ્થરના પાળિયા, પિઠોરા ચિત્ર, મોતીકામ આ દરેક કલાકારીગરી રોજિંદા જીવન કાર્ય અથવા પ્રસંગોપાત્ત શોખ માટે કે ધાર્મિક ક્રિયાકાંડ માટે કલા સમાજ સાથે જોડાયેલી રહે છે. જરૂરિયાતને અનુલક્ષીને કૃતિ કે વસ્તુ જાતે અથવા તો સમાજમાંથી જ કોઈ વ્યક્તિ તેની રચના કરતા હોય છે.

### બાબાપીઠોરા ચિત્ર

પીઠોરા ચિત્ર દોરનારા લોકોને લખારા તરીકે ઓળખવામાં આવે છે. તેમની ચિત્ર દોરવાની પ્રક્રિયાને પીઠોરો લખવો એવું કહે છે. પીઠોરો લખાવા માટેના જુદાજુદા સંચાઓ ઘડેલાં હોય છે. આ સંચાઓ ઘરની ભીત પર મૂકીને ધાર્યા કે ચપ્પૂથી ચિત્ર લખે છે. આ ચિત્રોમાં રંગ પૂરવા માટે વાંસની નાની નાની ચીપો તૈયાર કરીને તેને એક છેડે કૂટીને પીછી બનાવેલ હોય છે. તેના વડે દરેક ચિત્રમાં રંગ પૂરવામાં આવે છે. પીઠોરામાં લગભગ સો થી વધારે જુદીજુદી જાતનાં ચિત્રો હોય છે. આ ચિત્રની ચારેબાજુએ રંગીન પટ્ટો દોરવામાં આવે છે. તેને ધરતીની સીમા ગણવામાં આવે છે. નીચેની હદમાં થોડીક જગા છોડવામાં આવેલી હોય છે તેને જમીનના હદમાં જવાનો રસ્તો ગણવામાં

આવે છે. ત્યાં રખેવાડી માટે એક અથવા બે વાઘનાં ચિત્રો દોરવામાં આવે છે. તેમના પગ નીચે એક સૂવર દબાવેલું દોરાય છે.

## પીઠોરા ચિત્રના વિભાગીય ખંડો

**પ્રથમ હરોળ :** સૂર્ય, ચંદ્ર, તારાઓ, લખારી-જોખારી બાબા ઈદંદેવ જેવાં ઈશ્વરીય તત્ત્વોને સ્થાન આપવામાં આવેલું હોય છે.

**બીજી હરોળ :** રાણીકાજલ, ગામદેવ, પિઠોરાણી, બાબાપિઠોરા, કાળીકોયલ જેવાં દૈવીતત્ત્વોનું સ્થાન હોય છે.

**ત્રીજી હરોળ :** કઠિયારાણા, બારમાથાનો ધણી, આભોકણભી, ભથારી, તાડ સેંગતો માણસ, સ્ત્રી પુરુષ નૃત્ય, શિકારી, ખેડૂત, વાઘ, હરણ, મોર, પોપટ, ઘૂવડ, હાથી, ઘોડા, ગાય, ભેંસ, સૂવર વગેરે માનવ, પશુસૃષ્ટિનું સ્થાન હોય છે.

## શિલ્પ

શિલ્પકામમાં ખાસ વિશિષ્ટ પ્રકારનું કામ જોવા મળતું નથી પરંતુ તેમના પૂર્વજોના પાળિયા અને ઘરની આગલી થાંભલીઓની કૂંભી પથ્થરની બનાવેલી જોવા મળે છે જે તેમના પથ્થરકામના નમૂના તરીકે જોઈ શકાય છે.

## કસબ, હુન્નર

**મોતીકામ :** રાઠવા સમાજની મહિલાઓમાં મોતીકામ જોવા મળે છે. તેઓ ઘર ખેતરના કામમાંથી પરવરીને નવરાશના સમયમાં પોતાના ઘરે જ બેસીને પોતાની કુનેહબુદ્ધિ વડે મનમાં આવે તેવા પ્રકારની કારીગરી વાપરીને ગળાનાં આભૂષણો, કાન-નાકનાં આભૂષણો, હાથ-પગનાં ઘરેણાં, કમરના કંદોરા કે

માથાના છાજશણગારની વસ્તુઓ બનાવે છે.

**માટીકામ :** માટીકામમાં ખાસ કરીને અનાજ મૂકવાની કોઠી, દળવાની ઘંટીનું થાળિયું, ઘરના નળિયાં અને ચૂલા જેવી વસ્તુઓ રાઠવા સ્ત્રીઓ પોતે જાતે કરીને આસપાસથી સારી માટી લાવીને ઘરના વાળામાં જ આ બધાં સાધનો બનાવી લે છે. તથા ધાણક, નાયક લોકો રસોઈ બનાવવાનાં સાધનો બનાવે છે અને વાપરવામાં આવે છે.

**વાંસકામ :** મોટાભાગના રાઠવાઓ વાંસકામ સાથે તેમની જીવન જરૂરિયાતની ચીજવસ્તુઓ બનાવી લે છે. કેટલાક લોકો પોતાના ઘરની દીવાલ પહેલાનાં સમયમાં વાંસની ચિપો કાઢીને તેમાંથી ખપેડા(દીવાલ)બનાવીને લગાવતા હતા. તે ઉપરાંત ઘરનો માળ પણ વાંસના ફાળા કરીને ભરતા હતા. આજે મોટેભાગે પાકાં ઘરોનું બાંધકામ વધતાં વાંસના ખપેડા કે માળ ઓછા જોવા મળે છે. કેટલાક રાઠવા સમુદાયના લોકોમાં ટોપલા, ટોપલી કે બળદને મોઢે બાંધવાનાં છીકાં બનાવવાની આવડત જોવા મળે છે. કેટલાક સુથારીકામના જાણકાર રાઠવાઓ વાંસમાંથી ગાડાની ‘ટાટી’ બનાવે છે.

**રેસાકામ :** મોટેભાગે રાઠવાઓ ખેતી અને પશુપાલન સાથે સંકળાયેલાં હોવાથી ખેતરમાં શણ અને ભીંડી, નનેડાના રેસામાંથી બળદને બાંધવાના અછોડા, રાહ, દોરડાં, બળદની નાથ, મોઢે બાંધવાની મોરી, ખાટલા માટેની દોરી, ગોફણ, છીકું વગેરે બનાવે છે.

**લાકડાંકામ (ખેતીમાં વપરાતાં સાધનો) :** મુખ્યત્વે હળ, ‘કરોવ’, ‘કરોવળી’, હળ સાથે જોડવાનો લાકડામાંથી બનાવેલો કોષ ‘ચવડૂ’, ‘વરો’(જૂસરી), જૂસરીના છેડે આવતા લાકડાનાં ખીલા ‘હમોલ’, ગાડું, વેલડું વગેરે.



# ઘરવપરાશનાં સાધનો

રોટલા બનાવવાની કથરોટ, ઘંટીથાળું, બેસીને સ્નાન માટેના પાટલા, મહુડાની ડોડીનું તેલ કાઢવાનો 'ચાપડો', ઢોરોને પાણી પીવાનું સાધન 'ઓળવો', ખાટલો, ખાટલી, હિંચકો, બેસવાનો પાટ, ખૂરશી, ચાટવો, ચાટવી, પેટારું, બાળકો માટેનાં રમકડાં, 'મૂહળું' (સાંબેલું), ઘરની ઉપર મોભે બેસાડેલા લાકડાના મોર કે માંદળ ઢોલનું બીબું વગેરે. પેહી, પીહો, માદળ, મોટોઢોલ, કરતાલ વગેરે સંગીતનાં સાધનો છે. આ દરેક સાધન તેની પોતાની વિશિષ્ટતાઓથી જુદું તરી આવનારું છે. દરેકને વગાડવાના સમય, સ્થળ અને પ્રસંગો જુદા હોય છે.

## મોટો ઢોલ

રાઠવા આદિવાસીઓમાં ઢોલ એ મુખ્ય વાદ્ય છે. ઢોલ સાથે તેનું પૂરક વાદ્ય થાળી ગણાય છે. થાળી વગર ઢોલ અને ઢોલ વગર થાળી બન્નેની કલ્પના વગર ઢોલનો તાલ અધૂરો ગણાય તેવું છે. સારો ઢોલ આખા મલકમાં વખણાય તેથી પણ વધારે તેનો વગાડનાર ઢોલી આખા વિસ્તારની લોકજીભે તેનું નામ ફરતું રહેતું  હોય છે. કેટલીક વાર આવા ઢોલીઓ તો મૌખિક સાહિત્યનાં ગીતોમાં અમર થઈને રહેતાં હોય છે. ગામમાં લોકો ઢોલની વાતો કરે ત્યારે અવશ્ય એવા વિશિષ્ટ વ્યક્તિને યાદ કરતાં હોય છે. દરેક ગામે કે બાર ગામે એકાદ એવો વિશિષ્ટ ઢોલી જોવા મળે જ.

ઢોલી પાછળ બીજી એક મહત્ત્વની વ્યક્તિ રહેલી હોય છે જે અદશ્ય રીતે પડદાની પાછળ રહીને ઢોલીને ઢોલ વગાડવાનું વાતાવરણ ઊભું કરી આપે છે. ઢોલને પોતાનું ચિત્ત ચોટાડી, એકાગ્ર મને ખૂબ ઝીણી નજરે જોઈ પારખવાની કોઈ ગેબી શક્તિ આ વ્યક્તિ પાસે રહેલી હોય છે. ગામમાં એવા બે ત્રણ જ વ્યક્તિઓ હોય છે જે ઢોલને ચઢાવીને તેના અવાજને મીઠો, કાન સોંસરો ઊતરી જાય, નાચવા માટે લોકોને પ્રેરે એવો બનાવવા માટેની એક વિશિષ્ટ

આવળત ધરાવતા હોય છે. ઢોલને તે સંપૂર્ણપણે એક અભ્યાસની નજરે જુએ અને તપાસે છે. ઢોલના ચામડે પડતી હથેળીના અવાજને તે ખૂબ નજીકથી અને ક્યારેક ખૂબ દૂર જઈને સાંભળીને જેમ વૈદ્ય કે બડવો દર્દીની નસ પકડીને પારખતો હોય તેમ તે પારખે છે. કયું દોરડું ખેંચવાનું, કયું ઢીલું કરવાનું ? કઈ બાજું ડાંડિયાથી સહેજ ઘા કરવાનું, કઈ બાજુએ અંદર ચામડું ખસે તેમ ઘા કરવાનું ? તેનાથી ઢોલનો અવાજ લોકો અને ઢોલીને ઉત્સાહ પૂરો પાડે છે. ઢોલનો મધ્યમ અને ઉત્તમ અવાજ વગાડવાની આવડત તેના ઢોલી પાસે નહીં પરંતુ ઢોલને ચઢાવવાનું કામ કરતા વ્યક્તિ પાસે હોય છે.

ઢોલ બનાવવા માટે લાકડું, દોરી, દોરડું, ચામડું, વાંસ, વેલાવાળી વનસ્પતિનો વેલો કે મીણ જેવી વસ્તુઓની જરૂરિયાત પડે છે. આ બધી જ વસ્તુઓ ચોક્કસ માપની રહેતી હોય છે. મુખ્યત્વે ગામમાં વાદ્યના શોખીન અને રસ ધરાવતા કેટલાક લોકો પોતાની જાતે ઢોલ બનાવતા હોય છે. તેમની પોતાની કૂનેહ બુદ્ધિ વડે તેઓ ઝાડની પસંદગી કરતાં હોય છે. આંબા વગેરે ઝાડમાંથી ઢોલ બનાવતાં હોય છે.

વાદ્યો બનાવવાની ગામમાં થતી પ્રક્રિયાને નજીકના કે રસ ધરાવતા લોકો ખૂબ જ ધ્યાનથી જોતાં રહે છે. ઢોલ બનાવવાની પ્રક્રિયા ગામની સીમ કે ગામમાં સારી ખુલ્લી જગ્યા જ્યાં ઝાડનો છાંયો વગેરે મળી રહે એવા સ્થળે થતી હોવાથી બાળકોથી માંડી યુવાનો અને વયોવૃદ્ધો, સ્ત્રી કે પુરુષ બન્ને જોઈ શકે છે. આ જોવા જાણવાની રીતમાંથી જ પાછલી પેઢી ઢોલ બનાવવાનું શીખતી રહે છે. આખા ગામમાં આવી એક બે વ્યક્તિઓ આવી પરંપરાને જીવતી રાખી સતત આગળ વધારતી રહે છે. સમાજના અન્ય સભ્યોને તે શીખવતા રહે છે.

તેમાંથી નવી પેઢી તે દિશામાં વિચારતી થાય છે. જાતે પ્રયત્નો પણ કરે છે. આ રીતે બનેલો ઢોલ દરેક પ્રસંગોના ઉત્સાહમાં તાલ પૂરવાનું કામ કરે છે. રાઠવાઓના લગ્ન, મેળા તહેવારોમાં ઢોલ અવશ્ય હોય છે. તેના વગર તેમના પ્રસંગો અધૂરા લાગે છે. ઢોલ વાગે કે બધાનાં હૈયાં હલબલી ઊઠે છે. ઢોલના

તાલની એક અનેરી મસ્તી જાગે છે. બધાં નૃત્ય માટે થનગની રહે છે. ઢોલ પર દાંડી પડતાં લોકોમાં કેવી હલચલ જામે છે તેનો ચિતાર આ નૃત્યગીતમાં છે :

ઢોલ પર ડોંડીનો, તાલ વાજ્યો. ખરે ખરે ભાયા, તાલ વાજ્યો.
ઝેરી ઝેએરી હરખેને, તાલ વાજ્યો.
ડોહા ને ડોહીઓને, તાલ વાજ્યો.
ઝેરી ઝેએરી હરખેને, તાલ વાજ્યો.
સોરા ને સોરીઓને, તાલ વાજ્યો.
ઝેરી ઝેએરી હરખેને, તાલ વાજ્યો.
ઢોલ પર ડોંડીનો, તાલ વાજ્યો.

ઢોલના તાલે નાનાં બાળકોથી લઈ ડોસાડોશીઓ સુધીના દરેક ઉંમરના વ્યક્તિઓ નાચી કૂદી શકે છે. ઢોલનો તાલ સૌ કોઈને સરખી ઉંમરના બનાવી મૂકે છે.

## માંદળ

'સ્રમાંદળ'' ઢોલ કરતા અલગ અવાજ આપતું સાધન છે. તેનો અવાજ જાડો નીકળે છે. થાળી તેની સાથે હોય છે.

રાઠવાઓ માટે માંદળ ગૌણ વાદ્ય છે. માંદળ વગર ચાલે પરંતુ ઢોલ વગર તેમનો કોઈ પણ પ્રસંગ ચાલી શકે નહીં. ઢોલીની માફક માંદળને પણ વગાડનાર પોતાની વિશિષ્ટ આવડત ધરાવતો હોય છે. માંદળ વગાડનાર પોતે જ તેનો અવાજ પારખીને તેને ચઢ ઊતાર કરી શકે છે. તે માટે તે પોતાની સૂક્ષ્મ નજર અને સાંભળવાની ખાસ રીતથી અવાજને પારખીને પકડે છે. માંદળ વગાડતાં વગાડતાં તે વચ્ચે તેના અવાજને સારો બનાવવા પ્રયત્ન કરતો રહેતો હોય છે. લગ્ન કે મેળા- તહેવારોમાં માંદળ ઢોલને સાથ આપી વાતાવરણને સંગીતમય બનાવવામાં મદદરૂપ બને છે. ક્યારેક એકલો માંદળ પણ વગાડવામાં આવે

છે પરંતુ તેનો ઢોલ સાથેનો રૂઆબ કંઈક વિશેષ હોય છે.

ઢોલની માફક માંદળ દરેક ગામમાં હોતું નથી. મધ્યપ્રદેશને અડીને આવેલાં કેટલાંક ગામડાઓમાં તેનું ચલણ વધારે જોવા મળે છે. તેથી તે વિસ્તારોમાં આ વાદ્ય આજે પણ જોવા મળે છે.

મોટા ઢોલ કરતાં માંદળનો અવાજ જુદો પડતો હોય છે પરંતુ કોઈ અજાણી વ્યક્તિ તે બન્ને વાજિંત્રો વાગતાં સાંભળે તો તેને અવાજમાં કંઈ જુદાંપણું પહેલી નજરે પકડાય એમ નથી. તેની સાથે નાચનારાં અને વગાડનારાંઓને તેની ખબર પડતી હોય છે. તેઓ ઢોલ અને માંદળના અવાજની વિશિષ્ટતા વિશે જાણકાર હોય છે. રાઠવાઓના મૌખિક સાહિત્યમાં માંદળના વિશિષ્ટ અવાજની નોંધ લેવાયેલી દેખાય છે જે નીચેના ગીત પરથી ખબર પડે છે. ઢામલી ઢીચમ ઢામલી ઢીચમ, માંદળ વાગે માંદળ વાગેને મારી ફુદલી નાચે. માંદળના આવા ઢામલી ઢીચમ ઢામલી ઢીચમ અવાજથી ક્યારેક નાચનારાઓ માંદળ વગાડનારને ઉત્સાહ પૂરે, તેને વધુ સારા અવાજમાં અને લાંબો સમય સુધી વગાડતો રાખવા કેટલાક ગીતોના સૂર છેડે–

હો ભાયા માંદળ વગાડ જરીક નાચી લઈએ
નાચી લઈએને ઘડીક કૂદી લઈએ.

આમ રાઠવા સમાજમાં નાની મોટી વ્યક્તિઓમાં માંદળ ખૂબ જ પ્રચલિત વાદ્ય તરીકેની ઓળખ ધરાવે છે. પોતાના ગામમાં માંદળિયા ન હોય તો શોખીન લોકો બીજે ગામથી બોલાવે અને પ્રસંગને વધારે રંગીન બનાવે એવા પણ પ્રસંગો જોવા મળ્યા છે.

**ઢાક :** ઢાક એ ડમરુ પ્રકારનું વાદ્ય છે પરંતુ ડમરુથી તે ભિન્ન છે. ડમરુ કરતાં તે પ્રમાણમાં મોટું વાદ્ય છે. તેને હાથમાં લઈને નહીં પરંતુ પગમાં ભેરવીને વગાડવામાં આવે છે. તે સાગ, સીવણ કે આંબા જેવા ઝાડના લાકડામાંથી બનાવાય છે. બહુ જૂના સમયમાં કેટલાક ઢાકના શોખીન લોકો તુવેરના

લાકડામાંથી પણ ઢાક બનાવતા એવી જાણકારી મળી છે. ઢાક બનાવવા માટે સાગ, સીવણ કે આંબાના લાકડાનો પોણો કે એક ફૂટ લાંબો ટુકડો લઈ તેને અંદરથી પોલો કરવામાં આવે છે. તેની ગોળાઈ અડધા ફૂટની રાખવામાં આવે છે. આ ગોળાઈ ઉપર બન્ને બાજુએ બકરાનું ચામડું ચઢાવવામાં આવે છે. ચામડું ઢાક ઉપર બેસાડવા માટે દોરીનો ઉપયોગ કરવામાં આવે છે. આ રીતે તૈયાર કરેલ ઢાકની વચ્ચે ઘૂઘરા બાંધવામાં આવે છે.

ઢોલ, માંદળ કે બીજાં અન્ય વાદ્યો કરતાં ઢાક વાદ્યનો સંબંધ કેટલીક માન્યતાઓ સાથે જોડાયેલી વિધિ અને તેના મંત્રો–ગાયણા વગેરે સાથે તેને વિશેષ સંબંધ રહેલો છે. રાઠવાઓમાં પોતાની આસ્થા અને માન્યતાઓની ક્રિયાવિધિઓના જાણકાર તરીકે બડવાનું પાત્ર મહત્ત્વનું ગણાય છે. સમાજ તેને માન્ય ગણે છે. બડવો એક વિશિષ્ટ પાત્ર છે જે ગૂઢ ગણાતી વિદ્યાઓનો જાણકાર હોય છે. બાબા પિઠોરાદેવ કે એના જેવા જ બીજા ઉત્સવોમાં તેમની પરંપરા પ્રમાણે ગાયણા ગાઈ, ઢાક વગાડી પૂંજા વિધિ કરવાની રીત છે. આ ઢાક બડવો પોતાના ગાયણાના ગાઈને તાલ અને લય આપવા માટે વગાડતો હોય છે.

જે ઘરમાં પીઠોરા કે અન્ય દેવની પૂજાવિધિ થતી હોય તે ઘરની આગલી ભીંતની સામે આઠ દશ બડવાઓ પોતાની પરંપરાગત રીત પ્રમાણે સીધી હરોળમાં ગોઠવાઈને બેસે છે. જેમાં પ્રથમ ગાયણું ગાનારા બડવા, તેના પછી ગાયણું ઝીલનારા બડવા અને છેલ્લે કેટલાક નવા શીખનારા બડવા હોય છે. આ બધા જ પોતાનો ડાબો પગ પલાઠી વાળીને બેસવાના રૂપે અને જમણો પગ ઘુંટણથી વાળીને જમીન પર પંજો ગોઠવી ને બેસે છે. તેઓ જમણા પગના ઘુંટણમાં પોતાની ઢાકની દોરી ભેરવીને વગાડે છે. ગાયણાની દરેક કડી અને પ્રસંગ કે ઘટના વખતે ઢાક સાથે બાંધેલા ઘૂઘરાનો રણકાર કરવાની રીત જોવા મળે છે. આખી રાત ચાલતા ગાયણાઓમાં બડવાના ગાયણાને સાતત્યપૂર્વક ચાલ આપનાર તરીકે ઢાક અગત્યનું વાદ્ય બની રહે છે. બડવાનું ગાયણુ અને ઢાક પરસ્પર એકબીજાના પૂરક બની રહે છે. બાબા પિઠોરા, ઈંદ કે કુંવારિયોની પૂજાવિધિ દરમિયાન ઢાક વાદ્ય વગાડાય છે.

## દદુંડી

દદુંડી નગારાની નાની બેન કહેવાય છે. તે આકારે અને રંગેરૂપે નગારા જેવી જ દેખાય છે. પરંતુ તેની ખાસ વિશેષતા માટીમાંથી બનાવેલું તેનું થાળું છે. દદુડીની જૂના વખતમાં લાકડામાંથી બનવાની કેટલીક માહિતી પણ મળી છે.

દદુંડી મધ્યપ્રદેશ, પંચમહાલ અને રાઠવિસ્તારમાં ઢોલ, માંદલ કે નાના ઢોલ સાથે વગાડવામાં આવે છે. તે ઢોલ, માંદલ અને નાના ઢોલને તાલ – લય આપવાનું કામ કરે છે. એક પૂરક વાદ્ય તરીકે દદુંડીનું વિશિષ્ટ મહત્વ જોવા મળે છે. ઢોલ કે અન્ય વાદ્ય સાથે વગાડતા તેનો પોતાનો સ્વતંત્ર એવો અવાજ નથી નીકળતો પરંતુ તે મોટા અવાજ સાથે ભળી જાય છે. રાઠવાઓના લગ્ન, મૃત્યુ કે ઈંદ, કુંવારિયો, ગામશાઈ, હોળી જેવા ઉત્સવોમાં તેને વગાડવામાં આવે છે.

દદુંડીના અર્ધગોળાર્ધ ભાગ ઉપર ચઢાવાતું ચામડું ગાય કે ભેંસનું હોવાથી રાઠવાઓ આ વાદ્ય બનાવતા નથી. તેઓ માને છે કે પોતાનાથી નીચા ગણાતા લોકો આ વાદ્ય બનાવે છે. આવી માન્યતા હોવા છતાં તેને તેઓ પોતાના આનંદ કે દુઃખના પ્રસંગોમાં વગાડે છે. આ અર્થમાં દદુંડી વાદ્ય અછૂત કે અપવિત્ર હોવાનો ભાવ તેમનામાં જોવા મળતો નથી. તેઓ ઢોલ સાથે વાગતી દદુંડીના તાલે નાંચે છે. કૂદે છે. આનંદ કરે છે.

## કાંઠો

કાંઠો વાદ્ય રાઠવા સમાજમાં જોવા મળે છે. આદિવાસી સમાજમાં આ વાદ્ય હોળીના ઉત્સવમાં ઘેરૈયા બનીને નાચતા વ્યક્તિઓ પોતાના હાથમાં લઈને વગાડતાં વગાડતાં નાચે છે. ઘેરૈયાઓના કમરે બાંધેલા મોટા ઘૂઘરાના રણકાર અને કાંઠાના તાલે આખો દિવસ કે હોળીના ચાર દિવસ સુધી તેઓ સળંગ નાચે છે.

કાઠો એ ડફલી પ્રકારનું વાદ્ય છે. તેનું બીબું માટલામાંથી બનાવવામાં આવે છે. જૂના માટલાનું મોઢું નીચેથી સરખા ભાગે ફોડીને કાઢી લેવામાં આવે છે. આ ફોડીને કાઢી લીધેલા માટલાના મોઢાને ગાળવાના કાંઠા તરીકે ઓળખવામાં આવે છે. આ ગાળવાના કાંઠા ઉપર બકરાનું ચામડું ગોઠવીને નનેડા(જંગલી છોડ)ની દોરીથી બાંધી દેવામાં આવે છે.

## પીહો કે પેહો

રાઠવાઓનો જમીન અને ખેતી સાથે ગાઢ સંબંધ જોવા મળે છે. ખેતી એ તેમનો મુખ્ય જીવન આધાર છે. જેની પાસે જમીન નથી તેવા રાઠવાઓની પરિસ્થિતિ જમીન ધરાવતા રાઠવાઓ કરતાં ઘણી નબળી અને દયાજનક હોય છે. તેમ છતાં ચોમાસાનો વરસાદ અને તેના દ્વારા લીલી થયેલી જમીનને જોઈને સૌ કોઈનાં હૃદય આનંદવિભોર થઈ ઊઠે છે. ખેતરોમાં વાવણી કરેલાં ધાન્યો સાથે અન્ય ઘાસ, વેલાં પણ ઊગી નીકળે છે. આ ઘાસ પોતાના ઢોરઢાંખરને ઉપયોગી નીકળે છે. તે માટે તેની સાથે પણ રાઠવાઓ આદરપૂર્વક વ્યવહાર કરે છે. ખેતરમાંથી નીંદામણ કાઢવા માટે તેઓ ઘાસની પૂજા કરે છે. પછી જ ખેતરનું ઘાસ નીંદામણ રૂપે કાઢવાની શરૂઆત કરે છે. આ પૂજાવિધિનો તહેવાર એટલે દિવાસો.

દિવાસાના તહેવારને કેટલાક વિસ્તારોમાં નાંદરવા તરીકે ઓળખવામાં આવે છે. નાંદરવાની પૂજા થઈ ગયા પછી દરેક વ્યક્તિ પોતાના ખેતરમાં રહેલા નીંદામણને ઉખેડીને શેઢે નાંખી ખેતરનો પાક ચોખ્ખો કરે છે. આ સમયે સીમ શેઢાઓમાં ઘાસનું પ્રમાણ વધારે હોય છે. વરસાદના પાણીના ભરાવાથી સાપ, વીંછી જેવા જનાવરો જમીનમાંથી બહાર નીકળી ગયા હોય છે. તેમનાથી બચવા અને ખેતરોમાં થતા કામના વાતાવરણમાં થાકને દૂર કરવા માટે ગોવાળિયાઓ કે ખેતરે જનારા પુરુષો પોતાની સાથે પીહો રાખે છે. ઘરેથી નીકળીને પીહો વગાડતાં વગાડતાં પોતાના ખેતરે જાય છે. ગોવાળિયાઓ ઢોર સાથે ડુંગરોમાં બેસીને પીહા વગાડે છે. પીહામાં તેઓ અનેક પ્રકારનાં ગીતો વગાડતાં હોય છે. તેમા પ્રેમ સંબંધના, દેવદેવીઓના કે પ્રકૃતિને સંબંધિત

ગીતો મુખ્ય હોય છે.

દિવાસાથી શરૂ થયેલા પીહાનાં ગીતો છેક દશેરા સુધી વગાડવામાં આવે છે. એવી માન્યતા છે કે પીહા માત્ર દિવાસાથી દશેરા સુધી જ વગાડવામાં આવે છે. દશેરાથી પીહાના દિવસો જતાં રહ્યા એવું માનવામાં આવે છે. રાઠવાઓની આ વિશિષ્ટ માન્યતા તેમનાં ગીતોમાં જોવા મળે છે :

પીહા વગાડે મારા ભાયા
પીહાના દાડા આવી રેલા...

જ્યારે પીહા વગાડવાના દિવસો આવે ત્યારે સ્ત્રીઓ ગરબા ગાતી સાંભળવા મળે છે.

રાઠવાઓની વિશિષ્ટ ઓળખમાં તેમનો પીહો એક આગવું વાદ્ય ગણાવી શકાય. દરેક વગાડનાર થોડે ઘણે અંશે પીહાની બનાવટ વિશે જાણકાર હોય છે. તેઓ જાતે આ વાદ્ય બનાવતા હોય છે અથવા હાટ કે મેળાઓમાં ખરીદી લેતાં હોય છે.

પીહા બનાવવાનો જેને ખાસ અનુભવ હોય છે એવા વ્યક્તિઓ આ વાદ્ય બનાવીને હાટમાં વેચતા હોય છે. પીહા બનાવવાનો પણ એક ખાસ સમયગાળો રહેતો હોય છે.

પીહો વાંસમાંથી બનાવવામાં આવે છે. તેની લંબાઈ અઢી થી ત્રણ ફૂટ જેટલી રાખવામાં આવતી હોય છે. શ્વાસ ફૂંકવાના સ્થાનથી થોડે નીચે એક છિદ્ર પાડવામાં આવે છે. તે પછી બાકીના ચાર છિદ્રો પીહાના મધ્યભાગમાં પાડેલા હોય છે. પીહાને છેવાડેથી પાંચ છ ઈંચ ઉપરના ભાગે એક અલગ છિદ્ર પાડેલું હોય છે. જેનો ઉપયોગ આંગળીઓ વડે થતો નથી.

## પેહી

નાની પેહી મોટા પેહાની માફક માન્યતાઓને ધ્યાનમાં લઈ વગાડવામાં આવે છે. બનાવટની દૃષ્ટિએ તે મોટા પીહા જેવી જ દેખાય છે. પરંતુ તે લંબાઈમાં મોટા પીહા કરતાં નાની હોય છે. તેની લંબાઈ એક કે સવા ફૂટ જેટલી હોય છે. મોટા પીહાની માફક તેને પણ ચાર છિદ્રો પાડેલા હોય છે. ઉપર અને નીચે એક એક અલગ છિદ્રો હોય છે જેનો ઉપયોગ આંગળી વડે થતો નથી.

## વાંસળી

વાંસળીને રાઠવાઓ વોંહળી કે વાંહળી તરીકે ઓળખે છે. મોટેભાગે બધા જ આદિવાસી સમાજ પાસે નાની મોટી વાંસળી જોવા મળે છે. રાઠવાઓમાં વાંસળી એક સ્વતંત્ર વાદ્ય તરીકે વપરાય છે. તેને અન્ય વાદ્યોની સાથે નહીં પરંતુ મેળાઓમાં તે સ્વતંત્ર રીતે વાગી ઊઠે છે. મેળાનૃત્યોમાં પુરુષો પાસે વાંસળી હોય છે અને સ્ત્રીઓ પોતાના એક હાથમાં કરતાલ રાખે છે. આખું વાતાવરણ એક અનોખા રંગોવાળું બની રહેતું હોય છે. પુરુષો વાંસળીમાં વગાડતા ગીતના તાલે આગળ પાછળ પગના ઠેકા મારતા રમતાં હોય છે.

પીહા કે પેહીની જેમ વાંસળી વાંસમાંથી બનાવાય છે. બે અઢી ફૂટ વાંસના ટુકડામાંથી વાંસળી બનાવાય છે. વાંસળી બનાવવાના જાણકારો જ વાંસળી બનાવતાં હોય છે. જે લોકો વાંસળી બનાવી શકતાં નથી પરંતુ વગાડવાનો શોખ ધરાવે છે એવા લોકો હાટ કે મેળાઓમાંથી પોતાને અનુકૂળ એવી વાંસળી ખરીદી લેતાં હોય છે. વાંસળી બનાવતી વખતે વાંસના ટુકડાની અંદરની ગાંઠો કાઢી નાખવામાં આવે છે. તે પછી અલગ અલગ કાંણા પાડવા માટે લોખંડના સળીયાને ગરમ કરીને સરખા અંતરે છ છિદ્રો પાડવામાં આવે છે. પેહીની માફક તેને મોઢામાં મૂકીને નહીં પરંતુ હોઠ પર ગોઠવીને વગાડવાનું હોય છે. તેથી હવા ફુંકવા માટે આગળના ભાગમાં એક કાણું પાડવામાં આવે છે. આ કાણાની ઉપરનો ભાગ ખુલ્લો હોય છે. તે ખુલ્લા ભાગમાંથી હવા નીકળી નહીં જાય તે માટે તેને બંધ કરી દેવામાં આવે છે. ગામમાં દરેક વગાડનારની પોતાની

વાંસળીઓ રહેતી  હોય છે. આ વાંસળીને ચૂલના દિવસે પૂજવામાં આવે છે. કેટલાક વગાડનારાઓ બજારમાંથી મળતી પ્લાસ્ટિક કે પતરાની વાંસળીઓ ખરીદી લેતાં હોય છે. અમુક શોખીન વ્યક્તિઓ પોતાની વાંસળીને રંગબેરંગી રંગો કે કાપડની પટ્ટી અથવા દુકાનમાંથી મળતી શણગારની વસ્તુઓ વડે પોતાને ફાવે તેવા દેખાવમાં શણગારતાં હોય છે.

મુખ્યત્વે હોળીના તહેવારમાં ભરાતા મેળાઓમાં વાંસળી વગાડવામાં આવે છે. પીહો કે પેહીની જેમ વાંસળી પણ સ્વતંત્ર વાદ્ય છે. વાંસળીમાં વગાળાતા ગીતોના તાલે પુરુષો નૃત્યો કરતાં હોય છે. સાથે ગીતો ગાતા હોય છે. આ ગીતો સ્ત્રીઓ ઝિલતી હોય છે. આમ સામ સામે પુરુષો અને સ્ત્રીઓ વાંસળીના તાલે નાચતાં હોય છે.

વાંસળી શીખનારા વ્યક્તિઓ મેળાઓમાં સામૂહિક રીતે વગાડાતી વાંસળીઓમાં પોતાનો સૂર મિલાવીને વગાડવાનો પ્રયત્ન કરતા હોય છે. ક્યારેક તેઓ ગોવાળે કે ખેતરોમાં જઈ નવરાસના સમયે શીખતાં હોય છે. શીખેલા લોકો પોતાની આવડતને ચકાસવા માટે મેળાઓમાં નૃત્યો સાથે વગાડતા હોય છે. આમ સમાજમાં નવા શીખનારાઓ તૈયાર થાય છે.

## શરણાઈ

ઢોલ કે પીહાની માફક શરણાઈ પણ બે પ્રકારની જોવા મળે છે. નાની અને મોટી. જેમ નાના અને મોટા ઢોલમાં વગાડવાની રીત અને અવાજમાં ભિન્નતા હોય છે તેમ શરણાઈમાં એવી ભિન્નતા જોવા મળતી નથી. કદની દૃષ્ટિએ શરણાઈ નાની કે મોટી જોવા મળે છે પરંતુ તેના અવાજ અને વગાડવાની રીતમાં ફરક જોવા મળતો નથી. ઢોલ પીહાની જેમ તેને રાઠવાઓ વગાડતા નથી પરંતુ બીજી જાતિના લોકો વગાડતાં હોય છે.

શરણાઈ  લાકડા અને પતરામાંથી બનાવવામાં આવે છે. શરણાઈ બનાવવા માટે સીસમ કે સાગનું લાકડું વાપરવામાં આવે છે.

વાંસળી કે પીહાની જેમ તે સ્વતંત્ર વાદ્ય નથી. નાના ઢોલ અને દદુંળી સાથે તેને વગાડવામાં આવે છે. મુખ્યત્વે લગ્ન, મરણ પ્રસંગે અને ઈંદ, કુંવારિયો, હોળી જેવા ઉત્સવોમાં તેને ઢોલના પૂરક વાદ્ય તરીકે વગાડાય છે. ઢોલને જુદા જુદા ચાળાઓમાં વગાડવા માટે શરણાઈમાં અનેક પ્રકારનાં ગીતો વગાડવામાં આવે છે. આ ગીતો ઢોલને નવા ચાળા વગાડવામાં મદદરૂપ બની રહેતાં હોય છે.

## ઘાંઘળી

ઘાંઘળી એ બહુ જૂનું વાદ્ય છે. હારમોનિયમમાં વપરાતા તાંબાના સૂર ધાતુ શોધાયા પછી આકાર પામ્યા. કદાચ ઘાંઘળી હાર્મોનિયમના સૂર પૂર્વેનું વાદ્ય છે. તે વાંસની નાની પટ્ટીમાં બનાવેલ એક પ્રકારનો સૂર છે. જેને બન્ને હોઠની વચ્ચે મધ્યમાં ગોઠવી હવાને અંદર ખેંચવામાં આવે છે. અંદર ખેંચેલી હવાને ઘાંઘળી હોઠ પર જ રાખી બહાર કાઢવામાં આવે છે. આ પ્રક્રિયા દરમિયાન ઘાંઘળીને એક છેડે બાંધેલી દોરીને હળવા હાથે હલાવવામાં આવે છે. તેમાંથી ઉત્પન્ન થતા સ્વરને ઊંચા નીચા શ્વાસે ગીતમાં ઢાળવાનો પ્રયત્ન કરવામાં આવે છે. શ્વાસના ઊંચા નીચા આવ-જાથી ઊભા થતા આરોહ અવરોહના ભાગરૂપે પોતાના મનમાં રહેલું ગીત ઘાંઘળીના સ્વરમાં આકાર પામી બહાર આવતું હોય છે. તેને ઘાંઘળીના છેડે બાંધેલી નાની ઘૂઘરીઓ શણગાર આપી વધુ સંગીતમય બનાવે છે.

ઘાંઘળી ઢોર ચરાવતાં, ખેતરે જતાં કે નવરાશના સમયે વગાડવામાં આવતી હોય છે.

## ઘૂઘરા કે ઘૂંઘરી

ઘૂઘરા રાઠવા આદિવાસીઓના નૃત્યોની એક આગવી વિશેષતા છે. માથે જેમ પાઘડી તેમ કમરે ઘૂઘરા અને પગે ઘૂઘરી. ઘૂઘરા કે ઘૂઘરીઓ તેઓ બજારમાંથી ખરીદતાં હોય છે. ઘૂઘરા ઘૂઘરીઓનો સૌથી વધારે ઉપયોગ હોળીના ઘેરૈયાઓ

કરે છે. નાની ઘૂઘરી નૃત્યના શણગાર માટે વાપરે છે. જ્યારે મોટા ઘૂઘરા ઘેરૈયાઓ પોતાની કમરે બાંધીને નાચવાના ચાળાઓમાં તાલ માટે વાપરે છે. આમ ઘૂઘરા ઘૂઘરી અલગથી વાજિંત્રના રૂપે વગાડાતાં નથી. ક્યારેક મેળાઓમાં પુરુષો હાથમાં લઈને વગાડતાં દેખાય છે. આ ઘૂઘરાઓ સંબંધી ગીત પણ જોવા મળે છે :

રૂપિયાના બાર હેરી ઘૂઘરા રે ભાય ભાય !
મારો ભાયો ક્બાડે જેલો રે ભાય ભાય !
રૂપિયાના ઘૂઘરા લાવેલો રે ભાય ભાય !
બંધાવો વેવોણની કેડે
ઘૂઘર ભલો સોહે રે ભાય ભાય !
માળીએ પોણી પીવા જેલી
ઘૂઘરા સૂટી પઈડા રે ભાય ભાય !
નાચણ ભૂલી જેલી રે ભાય ભાય !

## કરતાલ

કરતાલ સ્વતંત્ર વાદ્ય નથી. નૃત્ય કરતી વખતે સ્ત્રીઓ પોતાના હાથમાં રાખીને ચાળાઓમાં તાલ દેવા અથવા તો વાતાવરણને નૃત્યમય બનાવવા માટે વાપરે છે. કરતાલ તેઓ બજારમાંથી ખરીદતાં જોવા મળે છે. ટીમલી જેવાં મેળાનૃત્યોમાં કે દિવાસા દિવાળીનાં નૃત્યોમાં ખાસ ઉપયોગ કરે છે. આ વાદ્ય માત્ર સ્ત્રીઓ જ વાપરે છે. પુરુષો તેનો ઉપયોગ નૃત્યમાં કરતાં નથી.

## થાળી

કરતાલની માફક થાળી સ્વતંત્ર વાદ્ય નથી. તે મોટા ઢોલ સાથે તાલ પૂરવાનું કામ કરે છે. થાળી મોટેભાગે કાંસાની વાપરવામાં આવે છે. થાળી બજારમાંથી ખરીદતાં હોય છે.



# વાદ્ય સાથે જોડાયેલાં નૃત્યો

ગુજરાતનાં અન્ય આદિવાસીઓની માફક રાઠવા આદિવાસીઓમાં નૃત્યની અનોખી પરંપરા  છે. મોટેભાગે બધા જ આદિવાસીઓના પોતાનાં પરંપરાગત પહેરવેશ અને આભૂષણો છે. રાઠવાઓ પોતાનો અલગ પહેરવેશ છે. ઘણે અંશે શિક્ષણ અને બહારથી આવતાં પરિર્વતનનોએ બીજા આદિવાસીઓને અસર કર્યા છે તેમ રાઠવાઓના જીવનમાં ઘણી માઠી અસરો કરી છે. કેટલાક વિસ્તારોમાં તેમના સાંસ્કૃતિક વારસાને મોટો ધક્કો વાગ્યો છે. તેમ છતાં મધ્યપ્રદેશની સીમા પરનાં ગામડાંઓમાં તેમનું મૂળ સાંસ્કૃતિક જીવન જીવંત દેખાય છે. તેમના પોતાના મૂળ પહેરવેશમાં થતાં નૃત્યો પોતાની આગવી ઓળખ ઊભી કરે છે.

રાઠવા આદિવાસીઓ જેને ચાળો કહે છે તેને જ ગુજરાતી ભાષામાં નૃત્ય તરીકે ઓળખવામાં આવે છે. આ ચાળાઓ ગીત અને ઢોલના તાલે બદલાતા રહેતા હોય છે. બધાં જ નૃત્યો વાદ્ય કે ગીત સાથે થતા નથી હોતા પરંતુ કેટલાંક નૃત્યો ઢોલ કે ગીત વગર રમવાની અનોખી પરંપરા તેમનામાં જોવા મળે છે. રાઠવાઓનાં નૃત્યોને નીચે મુજબ વર્ગીકૃત કરી શકાય :

(૧) લગ્નપ્રસંગનાં નૃત્યો
(૨) હોળી-મેળાનાં નૃત્યો
(૩) દિવાસા નૃત્ય
(૪) દિવાળી નૃત્યો
(૫) પીઠોરા, ઈંદ, પોણગુ, ગોમશાય જેવા ઉત્સવોનાં નૃત્યો
(૬) ઘાંઘળી નૃત્ય

## (૧) લગ્નપ્રસંગનાં નૃત્યો

જીવનના દરેક તબક્કે આવતા પ્રસંગોમાં લગ્નની પોતાની એક વિશિષ્ટતા છે.

તેમાં પરિવાર કે ગામ નહીં પરંતુ સગાં સંબંધીઓ સહિત આખો સમાજ ભેગો થતો હોય છે. સમાજનાં નાનાં મોટાનાં ચહેરા ઉપર એક અલગ પ્રકારનું ચિત્ર જોવા મળતું હોય છે. આ આનંદના પ્રસંગને સમાજનો દરેક સભ્ય પોતાની રીતથી નાચી કૂદી કે ગાઈને રંગ ચઢાવે છે. મીનાબેન પટેલે રાઠવા સમાજના કરેલા અભ્યાસમાં માત્ર લગ્નનાં જ નવ ચાળાઓનો ઉલ્લેખ કર્યો છે. તેઓ લખે છે કે પંચમહાલ, દાહોદ અને વડોદરા વિસ્તારમાં કુલ મળીને અગિયાર જેટલા ચાળાઓ રમાતા હતા પરંતુ કેટલાક થોડા વખત પહેલાં લુપ્ત થયા હોવાની નોંધ કરી છે. અહીં તેમના નોંધેલા ચાળાઓનો ઉલ્લેખ કર્યો છે :

**ચીમટીનો ચાળો :** આ ચાળાને પહેલો ચાળો કહેવામાં આવે છે. લગ્નપ્રસંગે ગામ ફળિયા કે સગાં સંબંધીઓ ભેગા થઈને આ ચાળો નાચે છે. આ ચાળો સ્ત્રીઓ અને પુરુષો બન્ને ભેગાં રમે છે.

આ ચાળો રમતી વખતે ત્રણ ત્રણ ડગલાં ચાલીને ગોળ ફરતાં જઈ આગળ ચાલે છે. માટે જ આ ચાળાને તનતનિયો ચાળો પણ કહેવામાં આવે છે.

**ઊભલો ચાળો :** ઢોલ વગાડનાર તાલ બદલે તે પ્રમાણે શરણાઈવાળો ગીત સાથે સૂર પૂરાવે છે. ઢોલીના ઢોલ વગાડવાના તાલ સાથે આપોઆપ ચાળો બદલાઈ જાય છે. ઊભલો ચાળો બે બે ડગલાં આગળ ચાલીને ડાબા પગે ઠેક મારીને ઘૂમચો મારીને રમાય છે. ફરીથી બે બે ડગલાં ચાલી જમણા પગે ઠેક મારી બહારની બાજુ ફરે છે. વળી પાછા બે ડગલાં ભરી ડાબા પગે ઠેક મારી અંદરની બાજુ ગોળ ફરતાં જઈ રમતાં હોય છે.

**વાંકડ વેલિયો :** વાંકડ વેલિયા ચાળાને ચાલુ ચાળો અથવા હુંદો રમવાનો ચાળો કહે છે. જેમાં સ્ત્રી પુરુષો બે બે ડગલાં સીધાં રહીને ચાલે છે. ત્યાર બાદ ડાબા પગે ઠેક લઈ ફરીથી સીધાં ચાલીને બે ડગલાં આગળ જઈ જમણા પગે ઠેક લઈને રમાય છે.

આ ચાળો બીજી રીતે પણ રમાય છે. બે બે ડગલાં ચાલી એક પગે ઠેક મારી

થોડાં ત્રાંસા ફરીને ફરીથી ઠેક લઈ આગળ ચાલવામાં આવે છે.

**જાને જવાનો ચાળો :** આ ચાળો જાને જતી વખતે રમાય છે. જેમાં સ્ત્રી-પુરુષો તથા બાળકો -વૃદ્ધો સહુ કોઈ જોડાય છે. આ ચાળો રમતી વખતે શરણાઈ તથા ઢોલની રીધમ પ્રમાણે ધીરે ધીરે ડગલાં ભરી ચાલતાં હોય તે જ રીતે ચાલી ઠેક લઈ સહેજ ત્રાંસા ફરી, ફરીથી બે ડગલાં ભરી ઠેક લઈ ધીરે ધીરે બે ડગલાં આગળ ભરતાં ચાલે છે.

છોકરીઓ અને સ્ત્રીઓ એકબીજાના ખભે હાથ મૂકીને આ ચાળો રમે છે. પહેલાના વખતમાં ગાઢ જંગલો વધુ હતાં. પાકા રસ્તા ન હતાં, વાહનોની સગવડ ન હતી. એટલે જાનમાં જતી વેળાએ યુવાનો હાથમાં પાળિયા, ધારિયા, લાકડીઓ, તલવાર જેવાં હથિયારો રાખતાં. જે આ ચાળો રમતી વખતે હાથમાં રાખી રમતાં.

લગ્ન વખતે છોકરાં કે છોકરીના ઘરે મામેરું આવે ત્યારે મામેરિયા આ રીતે રમતાં રમતાં આવે છે.

**કળભૂંકુ ચાળો :** આ ચાળામાં બે ડગલાં આગલ ચાલી જમણી બાજુ ફરે, બે ડગલામાં ગોળ ફરી, ફરીથી બે ડગલાં ચાલી ડાબી બાજુથી ગોળ ફરે છે, ને આગળ ચાલે છે. આ ચાળો બીજી રીતે પણ રમાય છે. બે ડગલાં સીધાં ચાલી અંદરની બાજુ બે પગે વારાફરતી ઠેક લઈ બહારની બાજુ ફરી, ફરીથી ઠેક લઈ આગળ ચાલે છે.

**ઘોડે રમવાનો ચાળો :** લગ્નપ્રસંગે લાડા લાડીને લગ્ન પહેલાં સિંબોળીએ લઈ જવામાં આવે છે. ત્યાં સિંબોળી પૂંજી ઘોડે રમવામાં આવે છે. ત્યાંથી પાછા વળતી વખતે ઘર સુધી આ ચાળો રમવામાં આવે છે. ત્યારબાદ લગ્નની વિધિ પૂરી થાય તે સમયે આ ચાળો રમાડાય છે. જેમાં વર કે કન્યાને ખભે બેસાડીને રમાડવામાં આવે છે.

મામેરા વખતે પણ મોસાળિયા ભાણેજને ખભે બેસાડીને ઘોડે રમાડે છે. આ ચાળો ખૂબ જ ઝડપથી રમાતો હોય છે. બે ડગલાં આગળ ચાલી ડાબે-જમણે લંગડી લઈ ગોળ ફરીને ડાબેથી જમણે અને જમણેથી ડાબે રમાય છે. આ ચાળો બીજી રીતે પણ રમાય છે. જેમાં બે બે ડગલાં લંગડી લેતાં ઠેક લઈ અંદરની બાજુ વળી એક ઠેક લઈ ફરીથી બે ડગલાં લઈ રમાય છે.

**તોધી દોઈ ચાળો :** આ ચાળો ઢોલ-શરણાઈના તાલે અને સૂરે રમાતો હોય છે. આ ચાળામાં લંગડી લઈ બે ડગલાં દોડી ચાર ડગલાં આગળ ચાલી જમણી બાજુ ઠેક મારી ફરીથી ચાર ડગલાં આગળ ચાલી બાજુ વળી ત્રણ ડગલાં પાછળ લઈ ફરીથી આગળ ચાલે છે.

ચાળા રમતી વખતે એમનાં હાથનું હલન ચલન ઓછું થતું હોય છે. સ્ત્રી પુરુષો ક્યારેક હાથમાં કરતાલ રાખીને તાલ મેળવે છે.

**ઘમલી ગપલી ચાળો :** ઘમલી ગપલી ચાળાને છેલ્લો ચાળો કહેવામાં આવે છે. આ ચાળામાં બે ડગલાં ઠેક મારી આગળ ચાલી ડાબી અને જમણી બાજુ ગોળ ફરતાં જાય છે. ગોળ ફરતી વખતે બન્ને પગે વારાફરતી લંગડી લઈ કૂદે છે.

આ ચાળો બીજી રીતે પણ રમાય છે. ઘમલી ગપલી ચાળો છેલ્લો હોવાથી રમનાર પૂરેપૂરા જોશમાં રમતાં હોય છે. એટલે આ ચાળાને ઝડપી ચાળો પણ કહેવાય છે. જેમાં ત્રણ ડગલાં દોડી ચોથા ડગલે ઠેક લઈ ફરીથી ડાબા પગે ત્રાંસા રહી લંગડી લઈ અંદરની તરફ વળી આગળ ચાલવામાં આવે છે.

**જોડાઈને રમવું :** (રોરો) આ નૃત્યમાં ઢોલ કે અન્ય સંગીતનાં સાધનો ઉપયોગમાં લેવાતાં નથી. છેલ્લો ચાળો પૂરો થયા પછી ઢોલિયા ઢોલ વગાડવાનું બંધ કરે છે પછી જોડાઈને રમવાનું શરૂ થાય છે. જેમાં સ્ત્રી પુરુષો સામ સામે જોડાઈને રમતાં હોય છે.

સ્ત્રીઓ અને પુરુષોની અલગ અલગ હરોળ બનાવી, એકબીજાને ખભે હાથ

મૂકી, ક્યારેક બીજો હાથ એકબીજાને કમરે વીંટાળી આમ નૃત્ય રમતાં હોય છે. સાથે સાથે ગીત ગવાતું હોય છે. પુરુષો ગાઈ અને સ્ત્રીઓ ગીતને ઝીલે છે. ક્યારેક કરતાલ હાથમાં રાખે છે. આ નૃત્યમાં ત્રણ ડગલાં આગળ ચાલી જમણા પગેથી ઠેક લઈ ડાબા પગે ત્રાંસા એક ડગલું ચાલીને ફરી આગળ ચાલે છે. તે જ રીતે ત્રણ ડગલાં પાછળ આવે છે. બે હરોળ સામ સામે થઈ વચ્ચે ભેગી થાય છે અને ફરીથી છૂટી પડે છે. આને રોરો પણ કહેવાય છે.

**કૂદણિયું :** કૂદણિયું નૃત્ય લગ્નપ્રસંગે રમાય છે. આ નૃત્ય એકલી સ્ત્રીઓ રમે છે. પુરુષો આ નૃત્યમાં જોડાતાં નથી. કૂંદણિયું રમતાં સાથે ગીત ગવાય છે. સ્ત્રીઓ એકબીજાને ખભા પર હાથ રાખીને જોડીમાં રમતી હોય છે. એક હાથ ખભા પર અને બીજો છૂટ્ટો એમ બે કે ત્રણ-ચારની જોડીમાં કૂદણિયું રમાતું હોય છે.

આ નૃત્ય ઢોલીના ઢોલ વગર રમાય છે. ગોળાકારે રમાતાં આ નૃત્યમાં બે ડગલાં આગળ ચાલી અટકી પછી કૂદે, પાછા બે ડગલાં પાછળ ચાલે, વળી પાછા બે ડગલાં ભરી કૂદે. ગીત પૂરું થવા આવે એટલે ઝડપથી ગોળાકારે ફરતાં ડગલાં ભરે છે. આમ કૂદણિયું નૃત્યમાં સ્ત્રીઓનો આનંદ ઉત્સાહ વિશેષ જોવા મળે છે.

**ટીમલી :** ટીમલી નૃત્ય ખાસ કરીને લગ્ન પ્રસંગે રમાતું નૃત્ય છે. રાઠવા આદિવાસીઓમાં ટીમલી નૃત્ય ખૂબ જ પ્રખ્યાત છે. આ નૃત્યમાં સ્ત્રીઓ તથા પુરુષો બન્ને નાચે છે. ટીમલીમાં ઢોલના ચાળામાં રમાતાં જુદાજુદા ચાળા રમાય છે. બહેનો અલગ અલગ અથવા જોડ બનાવીને રમતી હોય છે. જ્યારે ભાઈઓ અલગ અલગ રહી એકલા ટીમલી રમતાં હોય છે. ટીમલીમાં બહેનો બે ડગલાં આગળ ચાલી જમણા પગે ઠેક લઈ ફરીથી બે ડગલાં પાછળ આવી ડાબા પગે ઠેક લઈ પાછા આગળ ચાલે છે. જ્યારે ભાઈઓ વચ્ચે ઘૂમરી મારીને બેસી ઊઠી નાચતાં હોય છે. હાથમાં રૂમાલ રાખી ફેરવતાં જાય છે અને કિકિયારીઓ મારે છે.

**ડાંડિયાનૃત્ય :** ડાંડિયાનૃત્ય લગ્ન પ્રસંગે રમાતું નૃત્ય છે. આજે આ ડાંડિયા નૃત્ય રમાતું નથી. લુપ્ત થઈ ગયું છે. આ ડાંડિયાનાચ ટીમલી રમતાં હોય ત્યારે પણ રમાય છે. ડાંડિયાનૃત્ય જાન આવ્યા પછી તરત ઢોલકી સાથે રમાય છે. તેમાં વર-કન્યાને ખભા પર બેસાડીને નચાડવામાં આવે છે. આ નૃત્યમાં ત્રણ ડગલાં કૂદતાં જઈ ત્રણ વાર વારાફરતી ડાંડિયા અફાડે, પછી જમણી બાજુ ફરી બાજુવાળાને ડાબા હાથનો ડાંડિયો અફાડે ફરીથી ત્રણ ડગલાં કૂદતાં ચાલી ડાબી બાજુથી જમણા હાથનો ડાંડિયો બાજુવાળાનો ડાંડિયા સાથે અફાડે. આ નૃત્ય ગોળાકારે રમાતું હોય છે.

બહેનો ડાંડિયા વગર ત્રણ ડગલાં આગળ ચાલી બાજુ બે ડગલાં ફરે વળી પાછા ત્રણ ડગલાં આગળ ઠેસ લઈ ચાલે અને જમણી બાજુ બે ડગલાં ફરે અને આગળ ચાલે. આ નૃત્યમાં જે ડાંડિયા રમાય છે તેમાં સૂકી તૂવેરની કરાંઠી વાપરવામાં આવે છે.

**બોઝરડો : (બોરઝડો)** ગોત્રેડો ભરે તે સમયે જે ડાંડિયા રમાય છે તેને 'બોરઝડો' કહેવામાં આવે છે. આ નૃત્યમાં પુરુષો ગોળ વર્તુળમાં ડાંડિયા રમે છે. સ્ત્રીઓ પુરુષોની ફરતે જોડાઈને ગીતો ગાઈ છે.

**હાંલેણીનૃત્ય :** હાંલેણી એ લગ્ન પ્રસંગે થતું નૃત્ય છે. આ નૃત્યમાં સ્ત્રી પુરુષ બન્ને જોડાય છે. આ નૃત્યમાં સંગીતનાં સાધનોનો ઉપયોગ થતો નથી. હાલેણી નૃત્યને 'રોળાંનૃત્ય' પણ કહેવામાં આવે છે. સ્ત્રીઓમાં 'રોળાં રમવા જઈએ' એવો શબ્દ ખૂબ જ પ્રચલિત છે. હાલેણી નૃત્ય વખતે ત્રણ ત્રણ ડગલાં આગળ ચાલી ઊભા રહે છે અને પાછા આગળ ચાલે છે. આ નૃત્યમાં ગવાતાં ગીતોમાં વેવાઈ-વેવાણને સંબંધિત કટાક્ષના ભાવો વ્યક્ત થતાં હોય છે.

## (૨) હોળીનૃત્ય

હોળી આદિવાસી સમાજનો સૌથી મોટો તહેવાર ગણાય છે. અલગ અલગ ફળિયામાંથી આવતાં લોકો મોટો ઢોલ તથા નાનો ઢોલ, થાળી, વાંસળી જેવાં વાદ્ય વગાડતાં હોળીના સ્થળે ભેગાં થાય છે. હોળી સળગાવ્યા બાદ બધા લોકો ઘેર જઈ, જમીપરવારીને ફરીથી હોળીના સ્થળે આવી હોળો તથા હોળીની પૂજા કરે છે. હોળીની ફરતે ઢોલ વગાડતાં જઈ પુરુષો નાચતાં હોય છે. હોળીનાં નૃત્ય માટે અલગ પહેરવેશ પહેરતાં નથી પરંતુ પરંપરાગત વસ્ત્રો પહેરીને નાચતાં હોય છે.

**(૧) સળગતી હોળી સાચવવા થતું નૃત્ય :** હોળીનો અગ્નિ સાચવવા ગામ લોકો આખી રાત નાચતાં રહે છે. ઢોલ, થાળી અને વાંસળી સાથે હોળીના ફરતે ધીરે ધીરે નાચે છે. જેમાં બે ડગલાં આગળ ચાલી ઠેક લઈ પાછા ત્રાંસા બે ડગલાં લઈ ઠેક લે છે. હાથ ઊંચા કરતાં જઈ કિકિયારીઓ બોલાવતાં મસ્તીમાં નાચતાં હોય છે. બહેનો એક બાજુ બેસીને હોળીનાં ગીતો ગાય છે.

**(૨) ઘેરૈયાનૃત્ય :** હોળીના બીજા દિવસથી ચૂલના મેળા ભરાય છે. આ ચૂલના મેળામાં ઘેરૈયા નૃત્ય થતું જોવા મળે છે. બાધા કે માનતા રાખેલા લોકો ચૂલમાં ચાલી માનતા પૂરી કરે છે. ઘણા લોકો ઘેરની બાધા રાખતાં હોય છે. હોળીની રાખ ચોળીને પુરુષો ઘેરૈયા બનતાં હોય છે. પાંચ દિવસ સુધી તેઓ પોતાના ઘરે જમતાં નથી. અમુક ચોક્કસ નિયમોનું પાલન કરે છે. ઘેરૈયા નૃત્યનું વેશ પરિધાન અલગ પ્રકારનું હોય છે. ઘેરૈયા બનનાર શરીરે રાખ ચોળે છે. કમરથી માથા સુધી શરીરનો ભાગ ખુલ્લો રાખે છે. ઢીંચણ ઉઘાડા રહે તે રીતે ધોતી પહેરે છે. કમરમાં મોટાં ઘૂઘરા બાંધે છે અને પગમાં નાનાં ઘૂઘરા પહેરે છે. માથે મોરપીંછનો બનાવેલો ટોપો પહેરે છે. જેમાં લીમડાનાં, આસોપાલવનાં પાંદડાં ભરાવેલાં હોય છે.

મોં તથા શરીરનાં ઉઘાડા ભાગ પર સફેદ માટીથી છૂંદણાં કરવામાં આવે છે. મોંના ભાગ પર નાનાં નાનાં છૂંદણાં કરે છે. જ્યારે પીઠ તથા છાતીના ભાગે,

હાથે અને પગે મોટા ગોળ સફેદ છૂંદણાં કરે છે. ગળામાં ભોંય રીંગણીની માળા પહેરે છે. કમરમાં નાની તુંબડી લટકાવે છે.

ઘેરૈયા બનનાર અલગ અલગ વેશ ધારણ કરે છે. કોઈ શરીર પર કાળી મેશ લગાવી ફાટેલા લૂગડાં પહેરે છે તો કોઈ સ્ત્રીનો વેશ પણ ધારણ કરે છે. જેને કાલીમાસીનો વેશ કહેવામાં આવે છે. ઘેરૈયા બનનાર પોતાનો મૂળ અવાજ બદલીને બોલી લોકોનું મનોરંજન કરે છે. ઘેરૈયા પાંચ દિવસ સુધી ગામે ગામ ફરતાં હોય છે. પાંચ દિવસનો ઉપવાસ રાખે છે. કવાંટ ગામનું પાંચમના દિવસે થતું ઘેરૈયાનૃત્ય ખૂબ જ પ્રચલિત છે. આ નૃત્યમાં મોટો ઢોલ, નાનો ઢોલ, થાળી, વાંસળી, પીહી વગેરે વગાડવામાં આવે છે. ઘેરૈયો બનનાર હાથ માં કરતાલ પણ રાખે છે. કેટલાક બળદના ગળે બાંધવાના ઘૂઘરાના પટ્ટાને હાથમાં રાખી તાલ પ્રમાણે વગાડે છે.

ઘેરૈયા વર્તુળ આકારે ગોળ ફરતાં રમે છે. સંગીતના તાલે બે ડગલાં આગળ ચાલે પછી ડાબા પગે ઠેક લઈ ફરીથી બે ડગલાં થોડાક ત્રાંસા આગળ ચાલે અને જમણા પગે ઠેક લે છે. ઠેક લે ત્યારે ખૂબ જ નજીકથી કમરને એક સાથે ઘુમાવે છે. જેનાથી કમરે બાંધેલા ઘૂઘરાનો રણકાર એક સાથે સંભળાય છે.

ઘેરૈયા ગામના મુખ્ય સ્થળ પર કે મોટા વેપારી હોય ત્યાં માંડવાનૃત્ય કરે છે. જેમાં ચાર કે છ ઘેરૈયા નીચે બેસી તેમના ખભા પર એક એક ઘેરૈયાને ઊભા રાખે છે. પછી બધા ઘેરૈયા ઊભા થાય અને છેલ્લે એક ઘેરૈયો સૌથી ટોચ પર ચઢી જઈ હાથમાં છત્રી કે થાળી રાખી ગોળ ફેરવે છે. આ આખો માંડવો ગોળ ફરતો રહે છે. જે ખૂબ જ રોમાંચક હોય છે.

ઘેરૈયાઓ સાથે એક માણસ સૌથી અલગ વેશ પરિધાન કરતો હોય છે. જે આખા શરીર પર રાખ ચોળે છે. પગમાં ઘૂઘરા પહેરે છે. સફેદ ધોતીનો કાંછડો વાળે છે. હાથમાં તીર કામઠું લઈ અનોખી અદામાં રમતો હોય છે. ગળા-માં તથા કમરમાં તુંબડી, તુંબડાની માળા લટકાવી પહેરે છે. તેને રાઠવાઓ રખેવાળ કહે છે. તે નૃત્ય કરનારાઓનું રક્ષણ કરે છે એવું માને છે.

યુવાનો મોટો ઢોલ, વાંસળી, પીહી તથા થાળી વગાડતાં એક હરોળમાં ચાલતાં રમે છે. પાછળ યુવતીઓ સાત-આઠની સંખ્યામાં સાંકળ બનાવી નાચે છે. બે બે ડગલાં આગળ લઈ કૂદે છે. પછી એક ડગલું પાછળ લઈ કૂદી વળી પાછા આગળ ચાલે છે. ઘણીવાર માત્ર પુરુષો વર્તુળમાં નાચતા હોય છે જેમાં એક એક ડગલું લે છે. વારાફરતી પગે કૂદતા હોય છે. યુવાનો હાથમાં ડાંગ, શેરડીના સાઠા, તીર કામઠાં, ધારિયું-પાળિયું લઈને નાચે છે.

કેટલાક શોખીન યુવાનો બંદૂક ખભે લટકાવીને મેળામાં ફરતાં જોવા મળે છે.

## (૩) દિવાસાનૃત્ય

રાઠવા સમાજમાં દિવાસાના તહેવારનું મહત્ત્વ ખૂબ જ રહેલું જોવા મળે છે. દિવાસાનો તહેવાર નવા ઊગેલા અનાજના વધામણા માટે કરવામાં આવે છે. દિવાસાના નાચ રમવાની રીત નવરાત્રિમાં રમાતાં ગરબા કરતાં ભિન્ન છે. એક તાળીમાં ગોળાકારમાં બે ડગલાં ચાલી ત્રીજા ડગલે બે પગ ભેગા રાખી ઊભા રહી તાળી પાડે છે. ફરીથી પાછા બે ડગલાં આગળ ચાલે છે. બે તાળીમાં બે ડગલાં ચાલ્યા પછી ઊભા રહી તાળી પાડે છે. ફરીથી પગ ઉપાડતાં એક તાળી પાડી બે ડગલાં ચાલે છે. દિવાસાના નાચમાં જુદાજુદા વિસ્તાર પ્રમાણે થોડા જુદા રીતથી નાચ રમાય છે. આ નાચમાં પગની ઠેક લેવાતી નથી. પગનો પંજો જમીનને સ્પર્શેલો જ રહે તે રીતે ડગલાં ભરે છે. વચ્ચે લંગડી લઈ કૂદે છે. ગોળાકારે રમાતી આ નાચમાં અડધા ભાગમાં પુરુષો અને અડધા ભાગમાં સ્ત્રીઓ હોય છે. આમ નૃત્ય સાથે ગવાતાં ગીતને રાઠવાઓ ગરબા તરીકે ઓળખાવે છે.
કેટલીક વાર મોટા પીહા કે નાની પીહીમાં પુરુષો ગીતો વગાડે છે અને તે જ ગીતો બહેનો મધુર કંઠે ગાય છે.

## (૪) દિવાળીનૃત્ય

દિવાળી આવતાં કેટલુંક અનાજ પાકી જાય છે. ખેતરમાં તૈયાર થઈ ગયેલા આ

ધાન્યોની પાછળ બળદોનો વિશેષ ફાળો હોય છે. તેથી દિવાળીમાં રાઠવાઓ પોતાના ઘરના બળદની પૂજા કરી તેના છાંણમાંથી બનાવેલા ગોંદીની પૂજાવિધિનો ઉત્સવ કરે છે.

આ પૂજાવિધિ પૂરી થયા બાદ ગામલોકો ભેગા મળીને નાચગાન કરે છે. વડોદરા જિલ્લામાં આ નૃત્ય જોવા મળે છે. છોટાઉદેપુર તાલુકાના આસપાસનાં ગામડાંઓમાં દિવાળીની પૂજાવિધિ થાય છે પરંતુ હવે નૃત્ય થતું નથી. કવાંટ તાલુકાનાં કેટલાંક ગામડાંઓમાં દિવાળી નૃત્ય જોવા મળે છે. એમાં મોગરા તથા ચીચબા ગામની દિવાળીનો ઉત્સવ ખૂબ પ્રચલિત છે.

આ નૃત્ય વખતે સ્ત્રીઓ સાત કે આઠ-દશની જોડીઓ બનાવી, એકબીજાના ખભે હાથ મૂકી વર્તુળ આકારે નાચે છે. વધારે સંખ્યામાં યુવતીઓ હોય તો એક વર્તુળની પાછળ બીજી હરોળમાં સ્ત્રીઓ એક સાથે જોડાઈને રમતી હોય છે. જ્યારે પુરુષો સ્ત્રીઓની સામે રહે તેમ ત્રણ ચારની હરોળમાં નાચે છે. તેઓ વાંસળી, ઢોલ અને માંદળ વગાડતાં હોય છે. ઘણી વાર પાંચ પાંચ કે આઠ દશ ભાઈઓ એક જ હરોળમાં રહી વાંસળી વગાડતા નાચતા હોય છે. વાંસળીમાં જે ગીત વગાડાય તે ગીત બહેનો ગાતી હોય છે.

જોડાઈને રમવાના નૃત્યની જેમ જ અહીં પણ ચાર ડગલાં આગળ તથા ચાર ડગલાં પાછળ એવી રીતે ચાલીને આ નૃત્ય રમાય છે. ત્રણ ડગલાં ચાલી ચોથે ડગલે જમણો પગ હવામાં લહેરાય એ રીતે ઉપાડે, પાછળ ત્રણ ડગલાં જાય અને ડાબો પગ ઊંચકી વળી પાછા આગળ ચાલે. આ નૃત્ય વર્તુળાકારે રમાય છે.

### (૫) પિઠોરા, ઈંદ, પોણગું, ગોમશાય જેવા ઉત્સવોનાં નૃત્યો

પિઠોરો, ઈંદ અને પોણગું જેવા ઉત્સવોમાં ઢોલ, માંદળ, શરણાઈ, પીહી, વાંસળી વગેરે વગાડવામાં આવે છે. ઈંદની બાધા વખતે ઈંદની વિધિમાં કણબાના વૃક્ષની ડાળોનું સ્થાપન કરવાનું હોય છે. તે ડાળો લેવા જતી વખતે

બળવા, યુવાનો, યુવતીઓ ને બાળકો નૃત્યો કરતાં તે વૃક્ષ પાસે જાય છે. ત્યારે બળવા તથા વડીલો છૂટ્ટા નાચે છે. હાથમાં દીવો, વધામણું, તલવાર, ધારિયું, પાળિયું વગેરે રાખે છે.

પુરુષો ડાબા જમણે બે બે ડગલાં લઈ કૂદે છે. પહેલાં જમણી બાજુ એક ડગલું ત્રાંસુ લઈ બીજા ડગલે ઢીંચણથી વળીને કૂદે છે. તેવી જ રીતે ડાબી બાજુ એક ડગલું ચાલી બીજા ડગલે ઢીંચણથી વળીને કૂદે છે. ક્યારેક બન્ને પગે વારાફરતી કૂદતાં કૂદતાં નાચે છે. યુવાનો બળદના ઘૂઘરા લઈને નાચતા ચાલે છે.

પીઢી બદલતી વખતે કે પીઠોરાની વિધિ વખતે આ જ પ્રકારનાં નાચણાં થાય છે.

## (૬) ઘાંઘળીનૃત્ય

ઘાંઘળીનૃત્યમાં એક હરોળમાં ઘાંઘળી વગાડનારા હોય છે અને બીજી હરોળમાં બહેનો એક બીજાના ખભે હાથ મૂકી બીજો હાથ કમરમાં ભરાવી એક સાથે સામ સામે અથવા ગોળાકારે ફરતાં જઈ નૃત્ય રમે છે. ચાર ડગલાં આગળ ચાલી ચોથા ડગલે જમણો પગ ઊંચો લઈ હલક લે છે. પછી ચાર ડગલાં પાછળ અથવા ત્રાંસા આવી ચોથા ડગલે ડાબો પગ ઊંચો લઈ હલક લઈ આગળ આવે છે. બહેનો જે ગીત ગાઈ તે જ ગીત ભાઈઓ ઘાંઘળીમાં વગાડતાં હોય છે.

ઘાંઘળી વગાડે મારા ભાયા
ઘાંઘળીના દાડા આવી રેલા.

ભાઈઓ ઘાંઘળી વગાડતાં આગળ તેમજ પાછળ ચાલીને નૃત્ય કરતાં હોય છે. ત્રણ ડગલાં આગળ આવી ચોથા ડગલે ઢીંચણમાંથી નમીને હલકથી પાછા પગે ચાલી ત્રણ ડગલાં ભરી ફરીથી ચોથા ડગલે ઢીંચણથી વળી હલક લેતાં હોય છે.



# નાટ્યવેશો

રાઠવા આદિવાસીઓમાં પોતાનાં પરંપરાગત નાટકોની પરંપરા જોવા મળતી નથી પરંતુ તેમના કથા સાહિત્ય અને પરંપરાગત માન્યતાઓ સાથે જોડાયેલા ઈંદ, કુંવારિયો, બાબા પીઠોરા કે હોળી જેવા ઉત્સવોમાં થતી વિધિઓ, ગાયણાં તથા નાચણાંઓ વખતે બડવા કે ઘેરૈયાઓ દ્વારા ભજવાતા વૈયક્તિક વેશો છે. મુખ્યત્વે બાબા પીઠોરાની બાધા વખતે પીઠોરો લખવાના આગલા દિવસની રાતે બડવાઓ ગાયણું ગાતા હોય છે. ગાયણામાં અમુક પ્રસંગ, ઘટના કે વિશિષ્ટ પાત્રનું કથામાં આગમન થતું હોય તે વખતે તેના નામની પૂજા થતી હોય, તેને દારૂ ચઢાવાતો હોય, તેવી વિધિઓ વખતે બડવો જે તે પાત્રોનો વેશ લઈ ભજવણી કરતો હોય છે. કરતો રહે છે. તેના આવા શીખવાના પ્રયત્નો અને ઉત્સાહ જોઈને જૂનાં વગાડનારોઓની નજર તેના ઉપર રહેતી હોય છે. ક્યારેક મેળાઓ કે તહેવારોમાં આવી વ્યક્તિ સાથે રાખતાં હોય છે. જૂનાં વાદ્યો વગાડનારાઓ સાથે તે પોતાના વાદ્યનો તાલ બેસાડી તેઓ જે પ્રકારનું ગીત કે ચાળો વગાડતાં હોય તે જ પ્રકારનું ગીત કે ચાળો તે પોતાના વાદ્યમાં તેમની સાથે જ રહીને વગાડે છે. ક્યારેક તે જૂનાં જાણકારોની સાથે એક તાલમાં વગાડવાનો પ્રયત્ન કરે છે. ઉપરાંત સામાજિક પ્રસંગો જેવા કે લગ્ન વગેરેમાં આવા નવા શીખનારા લોકો અમુક સમયગાળા દરમિયાન જૂના વગાડવાવાળાઓ પાસેથી પોતે લઈને વાદ્યો વગાડતાં હોય છે. શીખવાના આ સમયગાળામાં સંગીતવાદ્યના જાણકારો તેમને અમુક ચાળાઓ કે ગીતોની ધૂનમાં ક્યાં અને ક્યારે ભૂલ થાય છે તે બતાવતાં હોય છે. તેમના સૂચનો પ્રમાણે શીખનાર વ્યક્તિ પોતાની ભૂલને સુધારવા માટે પ્રયત્નશીલ રહેતાં હોય છે. તેઓ માને છે કે આ બધા પ્રયત્નો અને શીખવાની તીવ્ર ઇચ્છા દ્વારા પોતાના સમાજમાં વાદ્ય સંગીતના કલાકારો જન્મતા હોય છે.

વાદ્ય સંગીત શીખવાની જે રીત છે તેના જેવું નૃત્યનું શિક્ષણ સમાજમાં પરંપરાગત રીતે જ ચાલતું જોવા મળે છે. બાળકના જન્મ પછી તેને સ્તનપાન

કરાવતી માતા, તેનો પિતા, બહેન-ભાઈ, દાદા દાદી અને કુટુંબના સભ્યો વગેરે તેના ઉછેરમાં મહત્ત્વની ભૂમિકા ભજવતાં હોય છે. આ બધા જ લોકો બાળકની દેખરેખ રાખતાં કે રમાડતાં યેનકેન પ્રકારે પોતાના સમાજમાં ચાલતાં વાદ્યોના ચાળા અને નૃત્યો વિશે શીખવાડતાં રહેતાં જોવા મળે છે. ઘર-કુટુંબનો દરેક સભ્ય બાળકને પોતાની પાસે રહેલી આ પ્રકારની નૃત્યકળાથી માહિતગાર કરવા પ્રયત્ન કર્યા કરતો હોય છે. રમાડતી વખતે તેને અલગ અલગ ગીતોના કે વાદ્યોના ચાળાઓમાં નચાવતાં રહે છે. આ નચાવવાની પ્રક્રિયા તેને સમજ પડવાની ઉંમર સુધી ચાલુ રહેતી હોય છે. જ્યારે તે ચાલતાં શીખી જાય છે ત્યારે સમાજના પ્રસંગોમાં વાદ્યો સાથે પોતાને આવડતાં ચાળાઓમાં કૂદે છે. તેને નાચતાં જોઈ કુટુંબ કે ઘરનાં સભ્યો આનંદ લેતા હોય છે. તેને પ્રોત્સાહિત કરતાં હોય છે. તેને મળતા આવા પ્રોત્સાહનથી તે વધારે નાચવા કૂદવાનું કરે છે. ક્યારેક પોતાની ઉંમરનાઓ સાથે જુના ડબ્બા, ટોપલાં-સૂપડાં કે પૂઠાં વગાડી પોતાની રીતથી વગાડવા-નાચવાનું શીખતાં જોવા મળે છે. તે પછી હોળી મેળાના મોટા તહેવારોમાં આવા શોખીન બાળકો પોતાની રીતે તૈયાર થઈ પોતાને મનગમતો વેશ લઈ મોટેરાઓ સાથે નાચવા નીકળે છે. મેળા, તહેવારો કે લગ્ન જેવા પ્રસંગોમાં થતા નાચણાઓમાં સૌથી આગળ ખૂબ સારી રીતે નાચી કૂદી શકતા વ્યક્તિઓ રહે છે. તેના પછી થોડુંઘણું શીખેલા હોય એવા લોકો અને અંતે શીખનારાઓની હરોળ રહેતી જોવા મળે છે. આ બધાની હરોળ જ્યાં પૂરી થાય ત્યાં છેક છેલ્લે બાળકોની શીખાઉ ટુકડી નાચનારાઓની પાછળ વણખેંચ્યે ખેંચાતી નડંગધડંગ કૂદાકૂદ કરતી આગળ વધતી રહે છે. નૃત્યનું સાચું શિક્ષણ બાળકોમાં ત્યાંથી શરૂ થતું જોવા મળે છે. શીખવાની આ રીત સમાજમાં ખૂબ જ પ્રચલિત છે.યુવાનોની શીખવાની રીત બાળકો કરતાં થોડી જુદી હોય છે. બાળકોમાં સમાજના સભ્યોનો શરમસંકોચ રહેતી નથી. યુવાનો પોતાના ઘર-કુટુંબ કે ગામના સભ્યોથી શરમ અનુભવતા હોવાથી તેઓ પોતે જાહેરમાં શીખવાનું પસંદ કરતાં નથી. તેઓ તહેવારો કે પ્રસંગોમાં પોતાના મિત્રો સાથે મળીને જે ચાળા કે ઠેક તેમને ફાવતા ન હોય તેવા ચાળા કે ઠેકો શીખતા હોય છે. મોટેભાગે તેઓ મેળા અને પ્રસંગોપાત થતાં નૃત્યો રમાતા ટોળાઓની વચ્ચે કોઈને ખબર પડે નહીં એવી રીતે છૂપાઈને શીખતાં જોવા મળે છે. કેટલુંક તો તેઓએ નાનપણથી પ્રાપ્ત કરેલું હોય છે.



# સાહિત્ય

રાઠવા આદિવાસીઓમાં મૌખિક સાહિત્ય મોટા પ્રમાણમાં જોવા મળે છે. પરંપરાગત રીતે સમાજમાં મૌખિક સાહિત્ય પેઢી દર પેઢી આગળ ચાલતું રહે છે. પરંતુ વૈશ્વિકરણના પ્રભાવે મૌખિક સાહિત્યને ઘણી માઠી અસર થયેલી જોવા મળે છે. મુખ્યત્વે શિક્ષણ અને બજારીકરણને પરિણામે તેમની નવી પેઢી તેમના મૌખિક સાહિત્યના સમૃદ્ધ વારસાને ન સમજતાં તેને ભૂલી જવા પામી છે.

## ઊંટડી : મેઘને રિઝવવાનાં ગીતો

જેઠ મહિનો આખો કોરો જાય. અષાઢમાં વરસાદ ન પડે અથવા વરસાદ પડ્યા પછી વાવણી થાય. નાંદરવાં વેંત જેટલાં થયા પછી વરસાદ જતો રહે અને પાક સુકાવા લાગે ત્યારે વરસાદને લાવવા લોકો ઊંટડીનો ઉત્સવ કરે છે.

ઊંટડી બનાવવા માટે એક નાના ખાટલાને ઊંધો કરી તેના પાયા સાથે વાંસનાં કામઠાં બાંધે છે. તેના ઉપર કાપડ બાંધીને બરાબર ઊંટ જેવો ઘાટ બનાવે છે. આ બનાવેલા કાલ્પનિક ઊંટના ગળે ઘૂઘરા બાંધી ગળે ફૂલોનો હાર પહેરાવે છે. તેને તેઓ ઊંટડી કહે છે. ઊંટડી ઊંચકનાર આખો દિવસ ભૂખ્યો રહે છે. ઊંટડી ફરતે કાપડ એવી રીતે બાંધે છે કે જેથી તેને ઊંચકનાર વ્યક્તિ દેખાતો નથી. તે ચાલે ત્યારે ઊંટડી ચાલતી હોય તેવું દેખાય છે. એક પાટલા ઉપર માટીનો દેડકો બનાવે છે. તેને એક વ્યક્તિ માથે મૂકી ઊંટડી સાથે ચાલે છે. બીજી વ્યક્તિ પતરાનો ખાલી ડબ્બો વગાડતો ઊંટડી સાથે ચાલે છે. એક જણ સળગતું છાણુ લઈને ચાલે છે. તે વારે વારે છાણાંને ખેરવે છે જેથી તેમાંથી તણખા ઊડે છે. આ તણખા રાતના અંધારામાં વીજળીના ચમકારા જેવા લાગે છે. એક વ્યક્તિ દેવ-તરસ્યો નામનું પક્ષી બને છે. તે પીહ પીહો પીહ પીહો એમ બોલે છે. એક વ્યક્તિ દરજીડો પક્ષી બનીને સૂક સૂક એવું બોલતો જાય છે. દરજીડાને રાઠવાઓ બડવો-ભૂવો તરીકે ઓળખે છે. એક વ્યક્તિ પેહપેહો

પક્ષી બની પીગી જ્યો પીગી જ્યો એવું બોલે છે.

ઊંટડીની સાથે ગામના બહેનો, છોકરા અને પુરુષો ગીત ગાતાં ગાતાં ચાલે છે. ઊંટડી ઘેર ઘેર જાય છે. જે ઘેર ઊંટડી પહોંચે તે ઘરવાળાં આ ઊંટડી ઉપર પાણી રેડે. બીજાં ગાનારાં ઉપર પાણી રેડે. એક જણ અનાજ કે પૈસા આપે તે ઉઘરાવે છે. અનાજ લેનાર પર પાણી રેડતાં નથી. આવી રીતે રાતે આઠ-સાડા આઠે ઊંટડી કાઢે ને તે આખા ગામમાં ફરે છે.

ઊંટડી લઈને ચાલતાં દેડકાવાળો દેડકાની જેમ ડ્રાંઉ ડ્રાંઉ બોલે છે. ડબ્બાવાળો ડબ્બો ઠોકીને મેઘ ગાજતો હોય એમ બતાવે છે. છાંણાવાળો છાણું ખોળીને વીજળી ચમકારા કરે છે એમ બતાવે છે. બપૈયો બનેલો બપૈયાની માફક પીહ પીહો પીહ પીહો એમ બોલે છે. પેહપેહો બનેલો પીગી જ્યો પીગી જ્યો બોલે. દરજીડો થયેલો સૂક સૂક એવું બોલે. જાણે સાચે સાચ વરસાદ ગાજતો હોય, વીજળી ચમકતી હોય અને બપૈયો, દરજીડો અને દેડકો બોલે તેવો ભાસ થાય છે.

આવા ઉપજાવી કાઢેલા વરસાદી વાતાવરણમાં સ્ત્રી પુરુષો ઉમંગે ગીતો ગાતાં નાચતાં આખા ગામમાં ફરે છે. આ ગીતોમાં વરસાદ અને તેની સાથે જોડાયેલા અન્ય પ્રાકૃતિક તત્ત્વો સાથે રાઠવા સમાજનો સંબંધ કયા  પ્રકારનો છે ? મેઘ પોતાનો ભાઈ છે અને વીજળી ભાભી છે. ભાભી હોવાને કારણે તેની સાથે તેઓ ઠઠ્ઠામશ્કરી કરે છે. મારી ભોજાય વીંજળી દેળકાને જે લી રે મારી ભોજાય વીંજળી કાચબાને જે લી રે.

રાઠવાઓ પોતાની ભોજાઈ સાથે હસી મજાકનો વ્યવહાર કરી શકે છે. જે સમાજમાન્ય સંબંધો ગણાતા હોય છે. રાઠવાઓના લગ્નગીતોની શૈલીનું આ ગીત છે.

ઊંટડી સાથે ચાલતાં લોકો મેઘને પોતાને માટે નહીં પરંતુ પહેલા વરસાદથી ઊગેલા લીલા કુંવાડિયા સુકાઈ ગયા છે. તેની ભાજી ખાવા મળતી નથી.

માણસ માણસને ખાય એવો દુષ્કાળ પડ્યો છે. તેતર અને લાવરીને પાણી મળતું નથી. તેઓ જંગલમાં તરસે મરે છે.

ગાય ગોધો તરસે મરે
મેઘ વરસો ઝરમર ઝરમર.

ધરતી પર જીવનારા અન્ય અબાલ પશુપક્ષીઓનો પહેલો વિચાર કરીને તેઓ ગીતો ગાઈ છે. તેમના માટે વરસાદને ધરતી પર વરસવા વિનવે છે.

ગામમાં ઘરે ઘરે ફરતી ઊંટડીને જોઈ લોકો પોતાના ઘરનાં બારણાં બંધ ન કરે તે માટે ક્યારેક ઠઠ્ઠામશ્કરી કરતું ગીત ગવાતું હોય છે. આંગણામાં બોરના ઝાડ ઉપર બપૈયું પક્ષી બોલે છે –

ઉજેડ ચંદન ઝોપિયો
ભાઈની ઊંટડી ઓંસીલી
ભોપીયું બોલે રે.

આ ઊંટડી ગામમાં રહેતા શેઠિયાઓની પણ ખબર કાઢી લે છે. તેઓને વરસાદ આવે કે ન આવે કોઈ ફરક પડતો નથી. તેઓ નિરાંતે ઊંઘતાં હોય છે. તેમને ગીત દ્વારા ઠઠ્ઠામશ્કરીથી ગીતારીઓ બાનમાં લે છે. ભરપૂર વરસાદ પડે છે અને તેમ છતાં શેઠિયો ઘસઘસાટ ઊંઘમાં છે.

કંઈ રે શેઢિયા સૂવે કે જાગે ?
કંઈ રે શેઢિયા સૂવે કે જાગે ?
પાંઈતે ધોતિયું પીગે સે.
કંઈ રે સીલા સૂવે કે જાગે ?
પાંઈતે ઘાગરો પીગે સે.

આમ ગાતાં ગાતાં આખા ગામમાં ફરે. ઘરના લોકો ઊંટડી પર ઉમંગભેર પાણી રેડે. પૈસા, અનાજ આપે. એકઠું થયેલું અનાજ દળાવે. રોકડ પૈસાનું તેલ મરચું

લાવે. વેરાઈમાતાએ જઈને લોટનાં ઢેબરઢોકર બનાવે. ચોખાનો ભાત રાંધે. પાંચ છોકરીઓ ભૂખી રહી, પાંચ બેડા પાણી ભરી લાવે, ઉજાણી કરે અને ગરબા ગાય છે. લોકોનો વિશ્વાસ છે કે એક બાજુ ઊંટડી કાઢે તો બીજી બાજુ વરસાદ પડે જ.

## ખેતી સંબંધી ગીતો

ચોમાસાની શરૂઆત એ આદિવાસીઓ માટે જીવનની શરૂઆત જેવું ગણાય. વરસાદ વરસે તેને તેઓ અનાજનાં 'દોણા' વરસે એવું માને છે. પ્રથમ વરસાદ પહેલાં ખેતરો સાફસૂથરાં કરી ચોખ્ખાં કરી લે. ખેતી સાથે મુખ્યત્વે સ્ત્રીઓનો જૂનો સંબંધ રહેલો છે. વાવણીનો સમય આવે તે પહેલાં તેઓ બીયારણ સાફ કરી લે છે. વરસાદ વરસે કે તેમને મધરાત વાવણીનાં સપનાં આવે. મધરાતે તેમને મરઘાં બોલતાં હોય એવો ભાસ થાય. વાવણીનો અનેરો આનંદ તેમના અંગમાં એક પ્રકારનો જોમ જુસ્સો પેદા કરતો હોય તેમ તેઓ પોતાના જીવનસાથીને તૈયાર કરે. જીવનના આ વિશિષ્ટ પ્રકારના આનંદમાંથી જ તેમના કંઠે જમીનમાંથી કૂણો વાંસ ફૂટી નીકળે તેમ શબ્દો ફૂટી નીકળે અને તેઓ ગાઈ ઊઠે છે–

ઊઠો હોરિડા હર જોતરો
ઓરવું તલ, તુવર, મઠ, બાજરો
ઊઠો ભથિયારી ભાત મોકલો
મધ મધ રાતના મરઘાં બોલીયા.

વાવણી થઈ ગયા પછી દક્ષિણ દિશાએથી ઘોડાપૂર વરસાદ આવે અને જે કોઈ ઓરવામાં બાકી રહી ગયાં હોય તે બધાં એક વરસાદથી હોંશે ભરાયેલા સ્ત્રી પુરુષો પોતપોતાનાં ખેતર વાડામાં જે કંઈ વાવવાના હોય તેની શરૂઆત કરી દે છે. આ પ્રવૃત્તિમય વાતાવરણમાં બેનોનાં કંઠે ગીતો સરી પડે છે–

અખ્ખણ દખ્ખણ રે મેઘલો ઉમયટો

આવીને વરસ્યો આપણા તે વળી દેશ
ખેડી વાવું તલ, તુવેર, મગ, જાર
વાડે ચઢાવું રે વાડ વાલોળિયો રે.

જમીનમાં ઓરેલા દાણા અંકૂરિત થઈ ફણગા ફૂટે, ખેતર–સીમ–શેઢાઓમાં નાંદરવાં લ્હેરા લેય, અષાઢ શ્રાવણનાં વાદળો બંધાવા લાગે, ઝરમર ઝરમર વરસાદ વરસતો હોય, ખેતર સીમમાં ફરતાં કાળાઘેલાં માણસોના પગે કાદવના લોચા બાઝતા હોય, ખેતરની ક્યારીઓ ચાસોમાં સ્ત્રીઓ ભીનાં શરીરે ખરપડી વડે નીંદામણ કાઢતી હોય, ત્યાં પુરુષોની હાજરી ન જેવી હોય એવા વાતાવરણમાં સ્ત્રીઓનાં કંઠ મોકળા બનતાં હોય છે. ત્યાં કોઈની દેખરેખ નથી. કોઈની જોહૂકમી નથી. બધાં ખુલ્લાં મને નીંદામણના કામે જોડાયેલાં હોય ત્યારે સ્ત્રીઓ બે બે પક્ષે વહેંચાયને પોતાને મનગમતાં ગીતો ગાતી હોય છે.

વાડીમાં નીંદાડે તે  ભાવસિંગને નીંદતા ની આવડે
વારુ હાથુ હલાવે તે ભાવસિંગ નીંદતે આવડી જાસે.

ક્યારેક નીંદામણ વધારે હોય તો ખેતરનો માલિક નીંદનારાઓને દિવસના અંતે કંઈક વસ્તુના બદલામાં ઉચક કામ સોંપી દેતો હોય છે. નીંદનારા વધારાની વસ્તુ પર નજર મૂકીને  કામ પૂરું કરવાના ઈરાદે ઉતાવળ કરતાં હોય છે. તેવા પ્રસંગે ગીત ગાનારી ગીતારીઓ ગાતી હોય છે–

અમને દિનિયાએ નીંદાડ્યું રે, ભૂરો ભમેડો.

નીંદામણનું કામ ઘણું આકરું હોય છે. નીંદવાના વખતે થોડો ઘણો વરસાદ વરસી જાય તો નીંદામણ હાથમાંથી છટકી જાય કાં તો મૂળિયાં તૂટી જાય, એવા સમયે ખૂબ સાચવીને નીંદવાનું રહેતું હોય છે. જમીન કડક અને સૂકાયેલી હોય તો નીંદનારાઓના હાથની આંગળીઓ પર છબરડા પડી જતાં હોય છે. તેવા સમયે ગીત ગાનારીઓ પોતાને કામમાં પડેલી મુશ્કેલીની વાત

ગીતમાં રજૂ કરતી હોય છે.

નીંદી નીંદીને મારા નોખ જીયા રે
વીરો મારો ઓણેલે ની આયવો રે.

## ખળામાં અનાજ ઊપણતાં બોલાતા બોલ

દિવાળીના વખતમાં ડાંગર પાકી જાય છે. તેની લણણી કરીને તેને ખળા પાસે એકઠું કરવામાં આવે છે. ઘરના વડીલો અમુક દિવસ નક્કી કરી ડાંગર કાઢે છે. ખળામાં ડાંગર મસળીને ઊપણવામાં આવે છે. દક્ષિણ ગુજરાતના આદિવાસીઓ ડાંગરને 'કણ', 'કોંસરી' કે 'કંસેરી' કહે છે. તેમ છોટાઉદેપુર જિલ્લાના રાઠવાઓ ડાંગરને 'કનહેરી' કહે છે. તેઓ ખળામાં ડાંગર મસળીને ઊપણતી વખતે એક મંત્ર બોલે છે. એ મંત્ર અન્નના કણ આપનાર દેવીની પ્રસન્નતા માટે અને રીસાયેલી કણીને પાછી વાળવા માટે બોલે છે. આ મંત્ર પ્રાર્થનાના ઢબનો છે. મંત્ર સાથે કનહેરી દેવીની કથા પણ કરતાં હોય છે.

કનીરાયો
ધનીરાયો
કળમેં કળ પૂંજવા વાળો
અનીરાયો
બારભાટી
નવસેં નાગણોની આંઈણ પડે
નવસેં અરમાંનજીની આંઈણ પડે
કનહેરી રીહાઈને જાય સે
ખળુ વાળે
ગંધારીયેણ કનહરી જાય સે.
નવસે પનિયારી
નવજૂટી અરમાંનની આંઈણ પડે
કનીરાયો

ધનીરાયો
કળમેં કળ પૂંજવા વાળો.

કનહરીની કથા કે મંત્ર બોલવા પાછળ ધાન્યના જીવતા હોવાનો ભાવ રહેલો છે. તેઓ કણને જીવતું સમજે છે. તેની સાથે સારો વ્યવહાર ન થાય તો પોતાના ખેતરની કનહરી રિસાય છે. રિસાયેલી કનહરી પોતાનું ખેતર ખળું છોડીને વનવગડાના રસ્તે ચાલી નીકળે છે તેથી તેને જાણકાર વ્યક્તિ કે ઘરનો વડીલ વ્યક્તિ રોકવા માટે મંત્ર કે કથા બોલે છે. આ માન્યતા દક્ષિણ ગુજરાતના આદિવાસીઓમાં પણ છે.

## દિવાળીનાં ગીતો

દિવાસાની જેમ દિવાળીનો તહેવાર પંચાગ કે તિથિના આધારે થતો નથી. ગામમાં સાજા માંદાની ખબર કાઢીને, બધાના ઘરમાં સાધનસામગ્રીની સગવડ જોઈને ગામનાં પંચો ગામના લોકોની અનુકૂળતાએ દિવાળીનો તહેવાર કરતા હોય છે. પાલ વિસ્તારના રાઠવાઓ આ તહેવારને ‘દીવડા’ નામથી ઓળખે છે. હાલમાં દિવાળીનો તહેવાર બે પ્રકારે ઉજવાય છે. શહેર કે કસ્બા નજીકનાં ગામડાના લોકો સરકારી દિવાળી ઉજવે છે અને તે સિવાયના ગામડાના લોકો દેવદિવાળી ઉજવે છે. દિવાસાની માફક આ તહેવાર ત્રણ દિવસ સુધી મનાવાય છે. પહેલા દિવસે ઉપવાસ કરે છે. બીજા દિવસને ‘આંતરી’ તરીકે ઓળખાવે છે. જેમાં સગાંને તેડે છે. તહેવારના દિવસે તેઓ બાબાદેવની પૂજા કરે છે. દીવડા ચોખા કે ઘઉંના બાફેલા લોટમાંથી બનાવે છે. અલગ અલગ જગ્યાએ મૂકવા માટે અલગ અલગ દીવાઓ બનાવે છે. ચૂલાનો દીવો ચૂલા પાછળની ઓટલી ઉપર મૂકે છે. કોઠારના નામનો દીવો કોઠાર પાસે, પાણિયારાનો પાણિયારે, હળ, ગાડા અને ઝાંપાનો દીવો બહાર મૂકવામાં આવે છે.

તે ઉપરાંત આંગણું લીપીને સ્વચ્છ કરી, તેના ઉપર કોરા લોટનું ગોળ કુંડાળું દોરી, બાકી બચેલા બધા દીવાઓ તે ઠેકાણે મૂકે છે. સૌ પ્રથમ ગામનો મૂખી

આખા ગામના અને ધરતી પેટે રહેનારા દેવોના પડોળા' ઉઘાડે ત્યાર પછી જ દરેક ઘરના વડીલો પોતાના ઘરમાં આ વિધિ કરે છે. ડોળા ઉઘાડવાની વિધિ સાથે કેટલાક વિસ્તારોમાં ગીતો ગવાતાં હોય છે.

રાઠવાઓ પોતાના ઘરમાં આવેલા નવા ધાન્યને ખાવાની શરૂઆત કરતાં પહેલાં તેમના જીવનમાં મદદરૂપ થનારા બધા જ દેવોની આંખો ખોલે છે. પોતાના ઘરમાં આવેલા નવા ધાન્યમાં બધા દેવોના તેજ ઉમેરાય તે અર્થે તેઓ દીવડાના પ્રતીકરૂપે તેજ પૂરે છે અને એક પછી એક બધા દેવોની આંખો ખોલાવે છે.

મેરિયા, મેરિયા, ધરતીમાતાના ડોળા ઊઘડે !
મેરિયા, મેરિયા, ઘરના ખતરીજના ડોળા ઊઘડે !
મેરિયા, મેરિયા, ગામના દેવના ડોળા ઊઘડે !
મેરિયા, મેરિયા, ગામની ખેડોના ડોળા ઊઘડે !
મેરિયા, મેરિયા, ચૂલાના ડોળા ઊઘડે !
મેરિયા, મેરિયા, રોંધનારીના ડોળા ઊઘડે !

ગીતમાં હળ, બળદ, અનાજ મૂકવાની કોઠી, કોઠાર, ઘરના મૂવાડિયા, ગામ, ખાંડણિયા વગેરેની આંખો ખોલવાની વાત કરવામાં આવે છે. તે ઉપરાંત ઘરના બધા જ સભ્યોનાં નામો લઈને તેની આંખો ઉઘડે એવું ગાવામાં આવે છે.

નસવાડી અને શિવરાજપુર તરફના રાઠવાઓમાં ગોધીબાવો ઊજવાય છે. બેસતા વર્ષના દિવસે ઘેરઘેરથી છાણ લાવી શેરીના નાકે ઢગલો કરી, એક જગ્યાએ ચોખાનો સાથિયો પૂરીને તેની ઉપર છાણ નાંખે. એ છાણનો ગોળાકાર અને ઉપરથી ચપટો ઢગલો કરે છે. આ ઢગલા ઉપર ગેરુ વડે પશ્ચિમાભિમૂખ વાઘ ચીતરે છે, આ વાઘની આજુબાજુ વાંસ ઉપર 'ઘોરી' અને 'ઘોરણ' બનાવી ઊભાં રાખે છે. ગોવાળને માથે ધોળું ચીથરું ને ગોવલણને માથે લાલ ચીથરું ઓઢાડે છે. ગોધીબાવાની ફરતે, છાણના ચોતરા ઉપર

દિવાળીના દિવસે બાળેલાં 'મેરાયાં' રોપે છે. દેવઊઠી એકાદશી સુધી દરરોજ દીવા કરે છે ને દરરોજ એક એક દાતણ ખોસે છે.

અગિયારસની રાતે ગોધીબાવાને ઉઠાડે. છાણના ઢગલાને વીખેરતાં વીખેરતાં ગોધીબાવાના લગ્ન થતા ં હોય તેમ લગ્નનાં ગીતો ગાઈ, ગાતાં ગાતાં છાણનાં ઢીંગલાં બનાવે. આમ કરીને બધું છાણ પૂરું કરે. સુકાયેલું છાણ શેરીને નાકે વેરી આવે તથા વાડામાં નાખે. બનાવેલાં ઢીંગલાં પોતપોતાના ઘરના છાપરે સુકાતાં મૂકે અને હોળી વખતે હેળીમાં નાંખી દે છે.

જે જગ્યાએ ગોધીબાવો કર્યો હોય ત્યાં પડેલા બાકોરામાં દૂધ રેડે. દૂધ વધે તે લઈને છોકરાં ગોધાં થઈને ઊકા ઊકા બોલતાં ભાગે. બે બહેનો છાણના ગોળા છૂટા મારે. ગોધા બનેલા ઝાંપે જઈને દૂધ પી જાય. ગોધીબાવાના લગ્ન થતાં હોય તેમ લગ્નગીતો ગવાય, ઘોરી ઘોરણને ઝાંપે વળાવી આવે ને પછી બધાં ગીતો ગાતાં વેરાઈમાતાએ જાય.

તરાંબે કૂંડે નાય રે ગોધીબાવો !
ભાંગેલે ઠોબરે નાય રે દરિયાલાડી !
એકલા કેમ કરી જાસો ગોધમના દેવ !

ગોધીબાવાનો તહેવાર કર્યા પછી રાઠવા આદિવાસીઓ પોતાના ઘર માટે છાણાં થાબે છે. પોતાના મંગળ ગણાતા પ્રસંગો આ તહેવારની ઊજવણી કર્યા પછી જ કરે છે.

દિવાળીના તહેવાર પછી કેટલાંક વાદ્યો વગાડાય અને કેટલાંક ન વગાડાય એવી વિશિષ્ટ માન્યતા રાઠવા સમાજમાં જોવા મળે છે. આ તહેવાર પછી વાંસળી અને ઘાંઘળી વગાડવાની શરૂઆત થતી હોય છે. પીહા વિશે ખાસ માન્યતા છે. દિવાળીના તહેવાર પછી પીહા વગાડવાનું બંધ કરવામાં આવે છે. જે ગીતમાં આ રીતે ગવાય છે–

પીહા વગાડે મારા ભાયા
પીહાના દાડા જતાં રેલા.

દિવાળીને રાઠવાઓ રોણીદિવાળી તરીકે ગીતોમાં ગાઈ છે. તેમની માન્યતાઓ પ્રમાણે રાણી કાજલ અને રાણી દિવાળી બન્ને બહેનો છે. રાણી કાજલ વરસાદની દેવી છે અને રાણી દિવાળી ખેતીમાં પાકેલા નવા ધાન્યને સાચવનારી તરીકે પૂજાય છે.

## લગ્ન જોડતી વખતનાં ગીતો

આવતું નારિયેળ રે ફુદીબેન ઝડપી લેજો રે
બાહ ઝેલાડે રે ફુદીબેન ઝડપી લેજો રે
આસ ઝેલાડે રે ફુદીબેન ઝડપી લેજો રે

ગીતમાં સાથે સસરા અને સાસુના નામનો ઉલ્લેખ કરવામાં આવે છે. આવા શુભ પ્રસંગોમાં રાઠવાઓમાં શુભ શુકન જોવાની રીત છે. જે ઘરમાં પ્રસંગ થવાનો હોય તે ઘરના વડીલો અને ફળિયાના બે-પાંચ લોકો ભેગા થઈને શુકન જોતાં હોય છે.

શુકન થાય તો ગામનો સેંબોડો ચડજો
નય તો સેનાળનો વેવાય પાછો વળજો

શુકન થાય તો જ કન્યાપક્ષે લગ્ન જોડવા જવાનો રિવાજ છે. શુકન ન થાય ત્યાં સુધી લગ્ન જોડવા જવાતાં નથી. ગીતોમાં છોકરી પક્ષ તરફથી વેવાયને પાછા વળવાનો જાકારો અપાયો છે. શુકન સારાં મળે કે તરત જ લગ્ન જોડી દેવામાં આવે છે. જીવનમાં લગ્ન જ એવો એક પ્રસંગ છે કે જેમાં એક તરફ દુઃખ તો બીજી તરફ આનંદ પણ એટલો જ રહેતો હોય છે. લગ્ન જોડાતાંની સાથે જ ગોળ ખાવાની પ્રક્રિયાનો આનંદ શબ્દોમાં સરી પડે છે. લગ્ન જોડાઈ ગયા પછી પોતાની દીકરીને પારકે ઘરે મોકલવાનું દુઃખ મા બાપને થતું હોય છે. પોતાની

દીકરી માટે 'વાડીનું ફૂલ' શબ્દ પ્રયોજાયો છે.

બાપુ કે મારી વાડીનું ફૂલડું વેચાઈ જુ વેચાઈ જુ
માડી કે મારી લાડેલી દીકરી વેચાઈ જી વેચાઈ જી.

ગોર વેચનાર કીયોલા ગોંડિયો સોરોને છેતર્યા રે
ડાયા–ડાયા હમજી જેલા છોરોને છેતર્યા રે
ગોર ખૂટિયો ઢગરા ઠોયકા છોરાને છેતર્યા રે

ગોળ ખાવાની સાથે મેણાંટોણાં ગીત ગાનારી છોકરીઓ દ્વારા પોતાનાં ગીતોમાં રજૂ થાય છે.

છોકરીને તેલ ચઢાવવા માટે લગ્નનો દિવસ નક્કી થયો હોય તેના ત્રણ કે પાંચ દિવસ પહેલાં છોકરાના ઘરેથી તેલ છોકરીને ઘેર આવે છે. તેલ ચઢાવતા પહેલાં છોકરીને નવડાવવામાં આવે છે. નવડાવતી વખતે છોકરીઓ ગીતો ગાઈ છે.

કોરા–કોરા કુંડીલા વો બેનીને ઉઘ લાવજો
કોરા–કોરા માટલીયે વો બેનીને ઉઘળાવજો
ભાગેલા ઠોબરે છોરાને ઉઘળાવજો
સાથે વરપક્ષની ઠઠ્ઠામશ્કરી પણ આ ગીતોમાં આવે–

વર કે કન્યાને નવડાવીને ઘરમાં લઈ જતી વખતે ઘરને ઝાંપે ગીતો ગવાતા હોય છે. ઘરમાં પ્રવેશતી વખતે ઘરને ઉંબરે ઊભા રાખી ઘર કે કુટુંબની વહુ તેમને વધાવે છે. ત્યાર બાદ તેમને ઘરમાં લઈ જવાય છે. છોકરા પક્ષેથી આવેલું તેલ પહેલાં ખત્રીજ દેવને ચઢાવાય છે. ઘરના ખત્રીજને ગીત ગાનારીઓ ગીતો ગાયને જગાડે છે–

કાંય રે ખતરી સૂવે કે જાગે
જાગતો રે હોય તો ઝાંપલીયા ઉગેળ

રાઠવા સમાજમાં એક ખાસ માન્યતા છે કે પોતાના ઘરના ખત્રીજ દેવોને રાજી રાખવા પડે, તેમને વાર તહેવારે પૂજા અર્ચના કરવી પડે. તેઓ માને છે કે પોતાના પૂર્વજો પોતાની સાથે જ પોતાની જેમ જીવન જીવતાં હોય છે. પોતાના ઘર, ખેતર, ઢોરઢાંખરની દેખરેખ રાખતાં હોય છે. તેથી લગ્ન માટેના વર કે કન્યાને ચઢતું તેલ ખત્રીજને ચઢાવ્યા પછી જ વર કે કન્યાને ચઢાવે છે. તેલ ચઢાવવાનો ક્રમ પણ ગીતોમાં આવે-

હેલાં તેલાં ચડસે રે પેલા ધરતી માતાને રે
હેલાં તેલાં ચડસે રે બીલખી માતાને રે
હેલાં તેલાં ચડસે રે આપણી બેનીને રે.

રાઠવા આદિવાસીઓ સૌ પ્રથમ ધરતી માતાને તેલ ચઢાવે છે. તેલ ચઢતી વખતે વર કે કન્યા પક્ષે એકબીજા સામેલું ઝાલશે રે હેલી ગીતા લુંડી એણે લાગશે રે ખોંડણિયો ભૂત.

કુટુંબના ભાઈઓ ઘોન ભરે ત્યારે તેને તેના નામથી ગીતમાં લાવીને ખાંડલીયાનો ભૂત લાગશે એવી ઠઠ્ઠામશ્કરી થાય છે.

મોટાભાગના આદિવાસીઓમાં વર કે કન્યાને સીમદેવ કે સીંબોડીના દર્શન કરાવવાની પરંપરા જોવા મળે છે. રાઠવાઓમાં તેને સીંબોડીના રૂપમાં પૂજે છે. લગ્નના આગલા દિવસે સાંજે સીંબોડીએ પગે લગાડવા લઈ જવાનો રિવાજ છે. આ વિધિમાં કુટુંબ અને ફળિયાના લોકો જોડાય છે. નાચતે ગાતે સીંબોડીએ જાય છે. રાઠવાઓમાં જેમ તેલ ચઢાવવાની વિધિ વખતે ખત્રીજ દેવને જગાડવામાં આવે છે તેવી જ રીતે સીંબોડી પૂજા વખતે સીંબોડીને જગાડવામાં આવે છે. તેની સાથે જીવનવ્યવહારથી જોડાયેલા રાઠવાઓ તેને જીવતી હોય ગીત ગાઈ છે.

સીંબોડી માતા રે સૂતેલા રે જાગો
સીંબોડીના ઓંજને મારાં બેની ઊભાં
મારો બેની કેવાં નાનાં રે
સીંબોડીને ઓંજને નાળિયર ઊભું
એ નાળિયર કેવું નાનું રે.

આ વિધિમાં પૂજારાનું ખૂબ જ મહત્ત્વ રહેલું છે પરંતુ તેની સાથે ગીત ગાનારીઓ ગમ્મત કરતી હોય તેમ ગીત ગાય છે-

પૂજારાને પૂજતે ની આવળે
પૂંજી દેખાડ બેના પૂંજી દેખાડ
પૂજારું તે ગાંડું કેવાય બેના ભોબુ કેવાય
પૂજારાને પૂજતે ની આવળે
પૂજી દેખાડ બેના પૂજી દેખાડ

તેમ છતાં લગ્નના આ પ્રસંગમાં તેને કહેવાતા આવા બોલને તે સાંખી લે, જીરવી લે, પોતે પણ હસી લે. કોઈને એક શબ્દ કહ્યા વિના તે પોતાને આવડતી વિધિ પૂરી કરે.

લગ્નના દિવસોમાં વહેલી સવારે ગીતારી છોકરીઓ પોતાની બહેનપણીના સાસરે ગયા પછીના રોજિંદા જીવનવ્યવહાર વિશે વિચારે છે. તેને કેવા પ્રકારનું જીવન ત્યાં વીતાવવું પડશે તે વિશે તેઓ પોતાના ગીતમાં કલ્પના વ્યક્ત કરી કન્યાને તે વિશે જાણકારી રહે એવા ભાવે ગીત ગાય છે-

મરઘાં બોલસે ને સાસુડી જગાડસે
મારા બેની નોંની નીંદરે ઘેરાસે
મરઘાં બોલસે ને વાસીદાં ભરાવસે
મારા બેની નોંની નીંદરે ઘેરાસે

પરણીને સાસરે જનારી પોતાની બેન ઉંમરમાં નાના છે. તેમને અત્યાર સુધી માતા–પિતાના લાડથી જીવવાન ટેવ છે. પોતાના ઘરમાં સવારે ઇચ્છા પ્રમાણે ઊઠતાં તેને સાસરીમાં વહેલાં ઊઠી ઘરનાં તમામ કામો કરવાં પડશે એવી ચિંતા તેઓ વ્યક્ત કરે છે.

તેની સાથે તેને ચેતવે છે કે સુરજદાદા ઊગી ગયા છે, સીમમાં મોરલા જંગલ વાટે સરકી રહ્યા છે, તમને નીંદર શેની આવે છે ? હવે જાગી જાઓ, દાતણ કરીને સ્નાન કરો. આમ તેને ભવિષ્ય વિશે સજાગ રહેવા ગીતો દ્વારા સૂચન કરાય છે.

કન્યાના ઘર આગળ માંડવો બંધાયેલો હોય, ઘોણ ભરાય ગયા પછી દિવસ દરમ્યાન સ્ત્રીઓ જે લગ્ન ગીતો ગાય તેને 'બેઠકિયાંગીતો કે 'માંડવિયાગીતો' તરીકે ઓળખે છે. તેમાં કન્યા અને સગાંસંબંધીઓને ઉદ્દેશીને ગીતો ગવાતાં હોય છે. વચ્ચે વેવાઈપક્ષને ઉદ્દેશીને ગીતો ગવાતાં હોય છે. કન્યાના માંડવાના વખાણ કરતાં ગીતો, માંડવાના શણગારનાં ગીતો, વર કે કન્યાના બહાર ગામ રહેતાં સગાસંબંધીઓના લગ્નમાં આવ્યાના ઉમંગના ગીતો, વર કે કન્યાના પિતા દ્વારા થનાર ખર્ચાઓ વિશેનાં ગીતો, ખાસ સગાં તરીકે મામા કે મામીનો ઉલ્લેખ કરતાં ગીતો, અમુક સગાં આવ્યાં છે અને અમુક સગાં નથી આવ્યા તેની રાહ જોવાતાં વગેરે ગીતો ગવાય છે.

તે પછી ગોતરેડાની વિધિનાં ગીતો ગવાય છે. જે વ્યક્તિ ગોતરેડો ભરવાનો હોય તેના નામો ઉલ્લેખ વાળા ગીતો ખાસ ગવાતાં હોય–

ગોતરેડાનો ગોતરીજ તેડાવો
ગોતરેડો ભરી આલે
ગોતરેડાનો કનુભાઈ તેડાવો
ગોતરેડો ભરી આલે.
ગોતરીજ હળવો ધીમે ચાલે
ગાગેર ઘૂમી જાસે રે.

ગોતરેડો ભર્યા પછી જમણ માટે ખીચડી કે ભાત રાંધે છે. રાંધેલ ભાત સગાંઓને જમાડે છે. આ જમણ દરમ્યાન સ્ત્રીઓ કેટલાંક ખાસ ગીતો ગાતી હોય છે–

નાતિયો ચાટો ગોતરેડો ભરાયો.
કોં બહી રેલો બલાડું ખાય જેલું
સીકે ભાળી રેલો બલાડું ખાય જેલું.
કનુનું બાજડું તોને બલાડું, તોન ભાઈ તોન
મીનાનું બાજડું તો બલાડું, તોન ભાઈ તોન.

ગોતરેજ વિધિ બાદ વર અને કન્યાપક્ષની બે બે સ્ત્રીઓ ઘરનાં આંગણામાં ચોરી ચીતરે છે. તે પછી કન્યા અને વરને કપડાં પહેરાવી તૈયાર કરવામાં આવે છે. તે વખતે કન્યા પક્ષે ગવાય છે–

આ જ પ્રમાણે વરને પાઘડી બંધાવા માટે તેના ગામના પટેલ, પૂજારો મદદ કરે. આ પાગડી વરની બહેન લાવતી હોય છે. રાઠવાઓમાં પરંપરાગત રીતે પાગડી તો ખરી જ પરંતુ આ વિશેષ પાઘડી હોવાને કારણે તેના વખાણ કરતાં ગીતોમાં ગાવામાં આવે છે.

એશી કેસી પાઘડી બાંધો વિકેશભાઈ
સાસુ કેસે મારો નવો જમાય
એશી કેસી પાઘડી બાંધો વિકેશભાઈ
સસરા કેસે મારો નવો જમાય
એશી કેસી પાઘડી બાંધો વિકેશભાઈ
સાળીઓ કેસે મારો ભલો બનેવી
એશી કેસી પાઘડી બાંધો વિકેશભાઈ
સાળા કેશે મારો નવલો બનેવી.

વર કે કન્યાને તૈયાર કરીને માંડવે બેસાડવામાં આવે છે. માંડવે બેસાડીને

ચાંદલો આપવાની રીત કરાય છે. તેને 'પોહ ભરવી' કહેવાય છે. પોહ ભરવાનો પહેલો ચાંદલો વર કે કન્યાના માતા- પિતા કરતાં હોય છે. પછી બીજા સગાંઓ એવી રીત છે. પોહ ભરવાની વિધિમાં રોકડ રકમ, કપડાં વગેરે આપવામાં આવે છે. મોટેભાગે આદિવાસીઓમાં આ વિધિ જોવા મળે છે પરંતુ તેમાં પૈસાનું કે વસ્તુનું મહત્ત્વ દેખાતું નથી. તેમના જીવનમાં શેનું મહત્વ છે? તે ગીતોમાં રજૂ થયેલું દેખાય છે-

ટકો પૈસો મેલસે તે પાણી વઈને જાસે
ગાય ગોદો મેલસે તે તમારાં નામું રેસે.

પોહ ભરવાની કે ચાંદલો કરવાના રિવાજમાં જો કન્યા હોય તો તેને ઘર ઉપયોગી વસ્તુઓ પોતાના ઘરમાંથી અને તેના સગાંઓ આવ્યાં હોય તે તેને ચાંદલાના રૂપમાં ઘણી બધી વસ્તુઓ આપતાં હોય છે. ચાંદલાવિધિ ચાલતી જ હોય ત્યાં વર કે કન્યાને ઘેર મામો મોસાળું લઈને આવતો હોય છે. વર કે કન્યાપક્ષે મામાની ખાસ રાહ જોવાતી હોય છે. મામાનું મોસાળું આવતાં જોઈ બહેનો ગીત ગાઈ છે-

મોંસાળામાં કોણ કોણ આયવુ ચાલો જોવા જઈએ રે
મોંસાળામાં મોંમા આયવા ચાલો જોવા જાઈએ રે
મોંસાળામાં મોંમા આયવા ચાલો જોવા જઈએ રે
મોંસાળામાં મોંમા આયવા તોં શું જોવા જઈએ રે
મોંસાળામાં મોંમીઓ આવી ચાલો જોવા જઈએ રે
મોંસાળામાં મોંમીઓ આવી તો શું જોવા જઈએ રે
મોંસાળા સરકા મોંસાળા ના લાયવા વટ મારતા આયવા રે.

મામેરા બાદ વરપક્ષે જાન નીકળવાની તૈયારીઓ ચાલતી હોય, સગાં-કુટુંબ અને ગામ આખું જાને જવાના ઉમળકામાં હોય, ત્યારે વેલડી તૈયાર કરવાનાં ગીતો ગવાતાં. હાલમાં વેલડી લુપ્ત થયેલી દેખાય છે. તેને સ્થાને ઘોડાનું ઉમેરણ થયું છે. તેમ છતાં પરંપરાગત ગીત હજુ પણ એ જ રીતે ગવાય છે-

ભાયાના માડી વેલડીયો શણગારો રે
ભાયાને જવું સે રાજ મેં.

વેલડાની પરંપરા ન હતી તે પૂર્વે લોકો ચાલીને જાને જતાં. તેવા સમયનું ગીત રાઠવાઓમાં આજે પણ ગવાય છે–

નાનું વરરાજું સાલી સાલી થાક્યું
મોટી ડાહી લાડી કેટલેક દૂર રે.

જાન જતી હોય ત્યારે ગીતારીઓ પોતાનાં ગીતોમાં કયા રસ્તે જવાનું, મરઘાં બોલે તે પહેલાં પહોંચી જવું પડશે, પાંચ વાગે સાસુ મળવા આવશે વગેરે વિષયોને ધ્યાનમાં રાખી ગીતો ગાતી હોય છે.

વરની જાન કન્યાપક્ષે આવી પહોંચે એટલે મધરાત કે કૂકડાં બોલવાનો વખત હોય ગીતારીઓના કંઠ બારે કલાક જાગતા જ હોય. જાનને જોઈને તેમનામાં જુસ્સો ભરાય અને મેણાં મારતાં ગીતો ગાય છે–

કૂંકડા વાહતાં હવાર પડી જેલી
લાડો હજુ ની આયો.

જાન આવે એટલે તેને ઊતારો અપાય. તે વખતે ‘લટવાનું’ – ભાંડવાનાં ગીત ગવાય છે.

નવશાને આવતા ના જોયુ લાલે ગલાલી
એમ જાનતા તેમ જાનતા
શેરીઓ વરાવતા લાલે ગલાલી
એમ જાનતા તેમ જાનતા બેઢુલા
ઘસાવતા લાલે ગલાલી
એમ જાનતા તેમ જાનતા

રસોયો બનાવતા લાલે ગલાલી
નવશાને આવતા ના જોયુ લાગે ગલાલી.
વેવાઈને ગામો નથી મળ્યા ભરવાડી લાલ

પ્રભાતને રેણુ ગમી જેલુ ભરવાડી લાલ
બેનીઓની જોડી તોડી નાયખી ભરવાડી લાલ
બેનીઓની જોડી તોડી નાયખી ભરવાડી લાલ
નવસાને ગામો નથી મળ્યા ભરવાડી લાલ.

આ સમયે બન્ને પક્ષે ગીતોની રમઝટ ચાલતી હોય– તમને કોણે બોલાવેલા? મારા માંડવે ની આવ ઓ લાડા બોચકાયલા, મારો માંડવો બગાયડો, ગરજાયલો માંડવે આયવો, ડુગરના નવસા કેમ મોડો આયવો ? સાડી ફાટેલી તે સાંધવા રહેલો, જાન પડવાનું પીછોટું બગાયડું, વેવાય વેવાણ નદીએ ધોવા જજો, મારી બેની બેઠી ચંપાનું ફૂલ અને વેવાઈને હરદાસપુર ગમી જેલુ ભરવાડી લાલ

નવસાને ગામો નથી મળ્યા ભરવાડી લાલ
નવસાને હરદાસપુર ગમી જેલુ ભરવાડી લાલ

પેલો નવસો બેઠો જોને ખેરનું ઠુઠું, ઘંટીમાં મોટું દળજો, સાસુ મેણા મારે તો ઘંટીનું પાટીયું કાઢજો, નવસા છોડ મારી બેનીના હાથ તારા કોયલા કરકીડા જેવા હાથ, કોળિયામાંથી લાડો કાયડો બુસળો ગંધાય છે, જા ગધેડા નદીએ નાવા બુસરો ગંધાય છે, પંદર બેડાં પાણી માય એવા મોટા પેટનાને કોને નોતયરો, ડુંગરમાં વેવા કર્યા બેની કાંકરાં ખૂંચશે, ઝાડ સરખો જાડો હો લાડા ઝાડબીડો વગેરે અનેક પ્રકારના વિષયોને ગીતોમાં ગવાય છે.

છેલ્લે –

બેની ચોરીમાં હાથ વેલો ના ઝાલએ.

ગાનારીઓનાં મોં પડી જાય, સગાં અને કુટુંબીજનોની આંખોમાં વિદાયવેળાનાં આંસુ છલકાવા માંડે, મંડપમાં આનંદને સ્થાને શોક ફરી વળે, મા અને બાપના કંઠમાંથી એક શબ્દ પણ ફૂટી ના શકે એવા વાતાવરણમાં અચાનક ગીતોમાં પલટો આવે ને લોકોને ખબર પડે કે હવે છોકરીને વિદાય આપવાનો સમય આવ્યો છે. કિનારેથી દેડકો પાણીમાં કૂદી પડે તેમ ગીતારીઓના મોઢેથી જીવનનાં પાછલાં સંસ્મરણો શબ્દો બની કૂદી પડે-

બાપુના ઘરમાં ઘણા કયારાં કામો
બાપુએ સાસરે વરાવી દીધા બેની
સસરાના ઘરમાં નથી કયરા કામો
સસરાએ લોકીટ પેરાવી દીધા બેની
માતાના ઘરમાં ઘણાં કયરાં કામો
માતાએ સાસરે વરાવી દીધા બેની
સાસુના ઘરમાં નથી કયરાં કામો
સાસુએ દોરા પેરાવી દીધા બેની
વીરાના ઘરમાં ઘણાં કયરાં કામો
વીરાએ સાસરે વરાવી દીધા બેની
જેઠુના ઘરમાં નથી કયરાં કામો
જેઠુએ ઝાંઝર પેરાવી દીધા બેની

ઘણાં રમીયા બેન બાપાના ખોળે
ઘમાં રમીયા બેન માતાના ખોળે
હવે સાસુ રમવા ના દે
ઘણાં રમીયા બેન કાકાના ખોળે
હવે જેઠે રમવા ના દે.

એક કોરાજ ગામ મારા બેની
કોઈના ઘરે ના જઈએ કોઈના બારે ના જઈએ મારા બેની
સસરાને બોલેલુ ના ગમે સસરાને ચાલેલુ ના ગમે મારા બેની

સાસુને રાંધેલુ ના ગમે સાસુને ખાદેલુ ના ગમે મારા બેની
દેરાણીને હરેલુ ના ગમે દેરાણીને ફરેલુ ના ગમે મારા બેની
જેઠુને હરેલુ ના ગમે જેઠુને ફરેલુ ના ગમે મારા બેની
પઈનાને બોલેલુ ના ગમે પઈનાને ચાલેલુ ના ગમે મારા બેની
માડીના પાણીડાં કોણ ભરસે હો બેની
માથે બેડું ને માડી રડસે હો બેની.

કન્યાને 'હોલું પયડું પરદેશ', 'ઝાડો મેં ઝાડું એકલું પયડું', 'ગોરોં રે કોયલબેન તમે વનવગડે કેમ રેસો', 'દરિયા કિનારાનું ફૂલ' વગેરે ભાવપ્રતીકો દ્વારા ગીતોમાં વણી લેવાયાં છે.

અંતે વિદાય વેળાએ ગીતારીઓ કન્યાને શીખામણ આપે છે–

બાપુને યાદ કરી રાખજો
સસરાની જિંદગી સુધારજો,
માળીને યાદ કરી રાખજો
સાસુની જિંદગી સુધારજો.

આમ, લગ્નને પૂર્ણ જાહેર કરતાં પહેલાં રાઠવા સમાજમાં સોંગ બોલવાનો એક વિશિષ્ટ રિવાજ છે. જેમાં વરપક્ષના અગ્રણીઓ લગ્નથી જોડાતા વર કન્યાના ભાવી જીવની જવાબદારી સ્વીકારતાં મૌખિક કરારનાં વચનો લેતાં હોય છે. તે પછી કન્યાને વિદાય આપે છે.

### મરણ પ્રસંગનું સાહિત્ય

રાઠવા આદિવાસીઓમાં પહેલાં રાજિયા ગાવાનો રિવાજ હતો. જેને રાજિયા ઠોકવાનું કહેતાં. સ્ત્રીઓ ભેગી મળી ગોળ ફરતે ઊભી રહી એક સ્ત્રી રાજિયા ગાતી અને બીજી સ્ત્રીઓ તેને ઝીલતી, પરંતુ હવે રાજિયા લુપ્ત થયેલાં જોવા મળે છે. આજકાલ સ્ત્રીઓ ભેગી થઈને લાંબા રાગે રડતી હોય છે. રડવાની

પ્રક્રિયા સગપણના સંબંધો ઉપર આધાર રાખે છે. મા બાપ, ભાઈ બહેન, પતિ પત્ની, કાકા કાકી, મામા ફોઈ– આવા સંબંધનોને આધારે મરનાર વિશે કંઈક બોલીને રડવાની પ્રથા છે. દા.ત.,

દીકરો મૃત્યુ પામ્યો હોય તો તેની માતા :

ઓ...મારા દીકરા રે...
દીકરા હવે કોને કેસું રે...
માળીને માળી કેઈને...
કોણ બોલાડસે રે...

પતિ મૃત્યુ પામ્યો હોય તો તેની પત્ની :

ઓ રોમ રે
મારો રોમ મને મૂકીને ચાલીયો રે
ઓ ધની મારા ધની રે...
મારો દીકરો બાપુ કોને કેસે રે...
કોન ભનવા લીને જાસે રે...
મારા ધની રે...

આમ, દરેક સ્ત્રી પુરુષ પોત પોતાની લાગણી અને સંબંધને અનુરૂપ રડતાં જઈ બોલે છે.

## દિવાસાનાં ગીતો

રાઠવા આદિવાસીઓ દિવાસાના તહેવારને 'દિવાહો' કહે છે. આ તહેવાર ત્રણ દિવસ સુધી ઉજવાય છે. વરસાદ પડે, અનાજ સારી રીતે ઊગી નીકળે, ત્યારે આ તહેવારની ઉજવણી કરે છે. દિવાસાના તહેવારમાં બાબદેવનું પૂંજન કરવામાં આવે છે. દિવાસાના પહેલા દિવસે ગામલોકો પટેલને ત્યાં ભેગા

થાય અને બડવો આખી રાત ગાયણુ ગાઈ છે. સવારે બાબાદેવને બલી ચઢાવે. શ્રીફળ વધેરે ને પ્રસાદ વહેંચાય. દિવાસાનાં બીજા દિવસે સગાંને નોતરે અને તહેવાર સાથે બેસી ખાય. સાંજે ગામને પાદરે બધાં ભેગા થઈ ગરબા રમે અને નાચે. દિવાસાના દિવસે પરણેલી છોકરીઓ પિયર આવી હોય તે લગ્નનાં કપડાં પહેરીને ગરબે રમે અને સાસરી પક્ષમાંથી ચણા કે  કોપરું લાવી હોય તેની પ્રસાદી વહેંચે. ત્રીજે દિવસે સગાંઓ વાસી તહેવાર ખાય ને ઘેર જાય. દીકરીઓ સાસરે જતી રહે છે.

ખાસ કરીને ખેતી સાથે જોડાયેલા રાઠવા આદિવાસીઓ માટે વરસાદ એ જીવતે જીવત નવા વર્ષના નવા જીવન સમો ગણાય. તેઓ વરસાદને ઉમંગથી વધાવે, તેમને મન વિશ્વાસનું એક અનેરું ચિહ્ન મળી રહે છે. હૃદયમાં એક ભાવ સતત રહે કે હવે આપણે આગલા વર્ષનું ધાન અને પશુઓનો ચારો ઊભો કરી લેવાનાં. તેથી તેઓ ગાય છે કે–

ઝિરમિર ઝિરમિર આભેલી વરસે
ભીગે ભાઈના ધોતિયા રે લોલ.

અને ભાઈઓને પોતાના ધોતિયા ભીગે તેની પરવા રહેતી નથી. એક પ્રાકૃતિક આનંદ તેમને ઘેરી વળે છે. તેઓ નવા ધોતિયા ખરીદી લેશે પણ વરસાદને વરસવા દેજો એવા ભાવે ગરબા રમે છે. તેમના હૃદયમાં એવો રમવાનો ઉમળકો જાગે છે અને ગાતાં જઈ પોતાના આનંદને પ્રગટ કરે છે–

અમે ગરબાનો રમનારો કે
ગરબા રમતા રે લોલ.

ગરબા રમવાનાં તો તેઓ શોખીન ખરાં જ પરંતુ તેમનો આ શોખ આજ કાલનો નથી. તેઓ ગાતાં ગાતાં કહે છે–

અમે નાનેથી રમનારો કે
ગરબો રમતા રે લોલ.

મેઘ, ખેતી અને સ્વ વિશેની માન્યતા રાઠવાઓમાં દિવાસાના રમાતા ગરબાઓમાં રજૂ થતી દેખાય છે. સાપની રાસો ઘડાવું, અજગીરના ઝૂહરો ઘડાવું, બુટીની હમોલો ઘડાવું અને ગોહટાનો જોતરો ઘડાવું એવો ઉલ્લેખ જોવા મળે છે. અહીં વપરાયેલા રાહ, ઝૂહરો, હમોલ અને જોતરો શબ્દો મૂળ રાઠવી ભાષાના શબ્દો જોવા મળે છે. દિવાસાના ઘણા ગરબાઓમાં 'ભીલડું', 'ભીલડી', 'રાજાભીલડો' જેવા શબ્દો આવે છે. જે વિશાળ ભીલક્ષેત્રનો ખ્યાલ આપે છે.

નગરીના નાનેરી રાજા
કે રાજા બોલાળે ભીલળું.

કારિયું સેતર સેયળું રે
મોવાસીનું ભીલળું.
ભાઈના વાડામેં વાય જેલું પોપીદરું
ભીલડી પોપીદરું.

દિવાસાના તહેવારનો બીજો ઉમંગ ગામના ગોવાળિયાઓને રહે છે. પોતાના ઢોરઢાંખર માટે નવો ઘાસ પાલો ઊગી-ફૂટી નીકળતાં તેઓ મસ્તીમાં નાચે છે. કૂદે છે. ગોવાળમાં જતાં તેમનું બીજું હંગાથ તે તેમની લાકડી અને વાંસળી. તેમના નાચગાનની સાક્ષી ગણાય. દિવાસામાં જ્યારે ગરબા રમાય ત્યારે તેઓ લાકડી કે વાંસળીના ચાળે નાચતાં હોય છે. તેથી તેમની સાથે ગામની છોકરીઓ ઠઠ્ઠામશ્કરી કરતી ગીતો ગાય છે-

તારી લાકડીના ચારા ગોવાળિયા ઊભો રીજો
તારી વેંાહરીના ચારા ગોવાળિયા ઊભો રીજો
તારી વેંાહરી ભાંગી આલું ગોવાળિયા ઊભો રીજો.

જંગલમેં ગોવાળ મોકલ્યા
કયા ખૂને રઈ જેલો રે લોલ.

દિયર અને ભાભીના સંબંધો સમાજના બીજા સગાઈસંબંધો કરતાં કંઈક અંશે ભિન્ન અને વિશિષ્ટ કહેવાય એવા છે. વર્ષના કોઈપણ તહેવાર કે પ્રસંગોમાં તેમના સંબંધો ખૂબ ગવાયેલાં છે. પત્ની પોતાના પતિને જે બાબતે મેણાંટોણાં મારી ન શકે તે બાબતો પર દિયરને તે છડેસોટો રજૂ કરી શકે છે. દિવાસાના તહેવારમાં દિયર ભાભીનાં ગીતો મુક્તપણે ગવાતાં જોવા મળે છે.

ઘરમાં ભાઈ ન હોય, દિયર એને મેણાં મારે છે–

હાતુ રંગીને ભાભી કોઈને દેખાળું
પયણો જો ગુજરાત મેંદી રંગ લાગ્યો.

ઘરમાં ક્યારેક ભાઈ ન હોવાને કારણે ભાભી ઘરનાં ઝાંપા બંધ કરી દે, દિયરને ગામને પાદરે ગરબા રમવા જવું હોય પણ ઝાંપો બંધ હોવાથી તે રમવા જઈ શકે તેવું ન બનતાં તે ગાઈ છે–

ભાભી ઝાંપલિયા ખોલી દે
હમુને રમવા જવા દે.

ક્યારેક પોતાનો દિયર બહાર ગામ રહેતો હોય અને તે પોતાના ભાઈને ત્યાં પરોણો થઈને આવે, ભાભીને પોતાના ઘરનાં ઝાંપલિયા ખોલવા કહે ત્યારે તે વળતો જવાબ આપે–

અમારા દેહમાં ઝાંપિલા ની ઉતાર
કયા ઝાંપિલા ઉગેળું જી રે.

દિવાસામાં બીજો એક મહત્ત્વનો પ્રસંગ તે બીજા ગામે સાસરે ગયેલી ગામની

છોકરીઓનું આગમન. તેમના લગ્નનાં કપડાંઓ પહેરીને ગામાના પાદરે ગરબા રમવા જવાનું. પોતાના નાનપણથી રમનારા મિત્રોની સંગાથ વર્ષમાં ફરીથી રમવાનો આ દિવસ હોય છે. તેથી તેઓ એક દિવસ પૂરતાં પણ સાસરીપક્ષને ભૂલી જઈ મન મોકળું કરી રમી લે છે. ગાય છે–

સોરી આજનો દાળો રમી લેજો રે કાલે તેજગઢ
સોરી ઝાંઝરી હોય તો પેરી લેજો રે કાલે તેજગઢ

તેજગઢ એ કોઈક પરણેલી છોકરીનું ગામ છે. તેથી તેને ઉલ્લેખીને કહેવાયું છે કે આજનો દિવસ છે. આવતી કાલે તારા સાસરીમાં રહેશે.

## હોળીગીતો

રાઠવા જાતિમાં હોળીનો તહેવાર ધામધૂમથી ઉજવાય છે. રાઠવાઓમાં બે પ્રકારની હોળી પ્રચલિત છે. હોળીના સ્થાનકે પૂર્વ દિશામાં લાકડાં ગોઠવી મોટી હોળી કરવામાં આવે છે તેને 'ચૂલ' નામથી ઓળખે છે. પશ્ચિમ દિશામાં એકલા છાણાંની નાની હોળી કરે છે જેને તેઓ નાની 'હોળી' કહે છે. હોળીના તહેવારમાં ગામના પૂંજારાનું ખૂબ જ મહત્ત્વ રહેલું છે.

તે દિવસે પૂંજારાને નદીએ નવડાવી નવા કપડાં પહેરાવી હોળીના સ્થાને લવાય છે. હોળીમાં લોકો નારિયેળ ચણા નાખે છે. ચૂલ પવિત્ર હોય છે. ગામનો પૂંજારો ચૂલ સળગ્યા પછી તેના ધગધગતા અંગારા ઉપર ચાલી નીકળે છે. બાધા માનતાવાળા લોકો હોળીમાં નારિયેળ નાંખે છે. હોળી સળગ્યા પછી આખી રાત ઢોલ, વાંસળી વગાડી નૃત્યો સાથે ગીતો ગવાતાં હોય છે.

મોટાભાગના બધા જ આદિવાસીઓમાં હોળીને સ્ત્રીરૂપે જોવામાં આવી છે. તેમની સાથે પરાપૂર્વથી તેમનો સંબંધ રહેલો હોય, એકબીજાનાં વર્ષોના પરિચિત હોય તેમ તેઓ હોળીબાઈ સાથે વ્યવહાર કરે છે. જેમ તેમના જીવનમાં બાળપણ, જુવાની તેમ હોળીબાઈ પણ તે અવસ્થાઓમાંથી પસાર

થાય છે. તે માલુનમાં રહેનારી છે. હિરના હિંચકે ઝૂલનારી છે-

માલુનમાં હિચલો બાંધ્યો રે, ઓલી જવાનડી
હિચલે હિરની દોરી રે, ઓલી જવાનડી
હિંચલે બેહીને વાતો કરસું રે, ઓલી જવાનડી.

હોળી પરદેશી છે. તે જ્યારે પોતાના દેશમાં આવે છે ત્યારે તેના આગમને વનસ્પતિ વૃક્ષોને નવાં ફળ, ફુલ અને પાન બેસે છે. તે બાર મહિને એક જ વાર પોતાના દેશમાં આવે છે. તેથી તેઓ ગાઈ છે-

બાર-બાર મહિને આયવા હોળીમાતા પરદેસડા
ફૂલોનો રોહ,
ચીહુડીયો રોહ,
ખજૂરનો રોહ લાયવા રે, હોળીમાતા પરદેસડા.
રાઠવાઓમાં આંબે આવેલા મોરને હોળીના નોતરાં તરીકે ગવાઈ છે.
હોળીમાતા નોતરો મોકલે રે
મારો આંબો મોરાય.

મોટી હોળી જેને રાઠવાઓ ચૂલ કહે છે તેમાં ગામનો પૂંજારો જીવતાં અંગારા ઉપર ચાલી નીકળે પછી ગામનો બડવો ચાલવા માટે હોળીમાં ઊતરે તે સમયે ગીત ગાનારી ગીતારીઓ તેને મેણાંટોણાં મારતી ગાઈ છે-

બડવો તે હોળી મેં પયડો
ખીંસી મીંસી કાઢસું રે.

હોળીનાં આગલા દિવસોમાં વાર પ્રમાણે હાટ ભરાય છે જેને 'ભંગૂરિયામેળા' તરીકે ઓળખવામાં આવે છે. જેમાં હોળી માટે નવી ખરીદી કરવા ભાઈ બહેનો અને યુવક યુવતીઓ જતાં હોય છે. હાટમાં ખરીદી કરવા જવાનો ઉમંગ ગીતોમાં ગવાતો હોય છે-

એ હોળી કોળીનો હાટ હાટ
હાટોમાં રમવા જઈસું રે
એ સોરી તારોં ઢેબરોં ને મારો દારૂ
હાટોમાં રમવા જઈસું રે.

આયવો ઉદાપોરીયો ભગુંરિયો રે ઓલી જવાનડી
પાન ખાદાને માયા લાયગી રે ઓલી જવાનડી
નાસી જવાની વાતો કરે રે ઓલી જવાનડી.

ભંગોરિયા મેળાઓમાં આવેલા છોરા છોરીઓમાં પાન સામ–સામે ખવડાવવાનું જોવા મળે છે.

હોળીના બીજા દિવસે ભરાતાં મેળાઓને 'ગેર' કે 'ચૂલ'નાં મેળા તરીકે ઓળખાવાય છે. આ મેળાઓ હોળી પછીના પાંચ દિવસ સુધી ઠેકઠેકાણે ભરાતા જોવા મળે છે. તેમાં ખાસ કરીને હોળીના હલવા રમાય, ચૂલમાં ચાલવાના પ્રસંગો હોય, ઘેરૈયાઓની નાચ વગેરે અનેક પ્રકારનાં નાચણાં સાથે ગીતો ગવાતાં હોય છે.

ઊંટડી લઈને ફરતાં આમ ગીતો ગાઈ છે.

મારો ભાઈ મેઘ નમતો નથી એટલે તેની ઘરવાળી વીજળી મારી ભાભી દેડકા સાથે નાસી ગઈ છે. કાચબા પાસે પાણી છે માટે કાચબાને ગઈ છે. કાચબાને સંગ કર્યો છે.

મારો ભાયો મેયણે ખળુ દળુ કરે રે
મારી ભોજાય વિજળી દેડકાને જેલી રે,
મારી ભોજાય વિજળી કાચબાને જેલી રે.
૨. મેઘ વરસો ઝરમર ઝરમર રે
મેઘ વરસો ઝરમર ઝરમર રે

તેતર બાબરી તરસે મરે રે
ગાય-ગોધો તરસે મરે રે
કીડી-મંકોળી તરસે મરે રે
મેઘ વરસો ઝરમર ઝરમર રે

૩. કંઈ રે ઘરવાળા સુવે કે જાગે
પોંઈતે ધોતિયું પીંગે સે
કંઈ રે ઘરવાળી સુવે કે જાગે
પોંઈતે ઘાઘરો પીંગે રે

હે મેઘ પહેલા વરસાદથી ઊગેલા લીલા કુંવાડિયા સુંકાઈ ગયા. સુંકા પુંમાડિયાની ભાજી ખાવા મળતી નથી. માણસ, પશુપક્ષીને ખાઈ જાય એવો દુકાળ પડ્યો છે. પેલા કારિયાએ તો એની બાયળીને વેચી ખાધી છે. હે મેઘ હવે તો વરસો!

લીલા પુંમાડિયા સુંકાય હો મેવલા
સુંકા પુંમળિયાની ભાજી હો મેવલા
કારીયો બઈરું વેચી ખાધુ હો મેવલા
સુંકા પુંમાળિયાની ભાજી હો મેવલા

આમ ગાતાં ગાતાં ઘેરે ઘેરે ફરે છે. ઘરધણી પાણી રેડે અનાજ કે પૈસા આપે. ઊંટડી કાઢનારા એકઠું થયેલું અનાજ દળાવી, રોકડા પૈસાનું તેલ-મીઠુ, મસાલા-મરચું લાવે. પછી વેરાઈમાતા કે ગામ ગુંદરાજના સ્થાનકે જાય. વરસાદ ચાલુ થઈ ગયેલો હોય ત્યારે લોટના ડેબરા-ઢોકરા અને ભાત બનાવે છે. પાંચ છોકરીઓ ભૂખી રહી હોય તે પાંચ બેડા પાણી ભરી લાવે. આવી રીતે ઊજાણી કરી ગરબા ગાઈ રમે છે. લોક વિશ્વાસ એવો છે કે એક બાજું ઊંટડી કાઢે ને બીજી બાજુથી વરસાદ ઝીરમીર ચાલુ થાય છે.

આ ઊંટડી મારા જ ગામમાં હરદાસપુરમાં કાગડાભાઈ રાઠવા અને બાવાભાઈ

રાઠવાએ ઈ.સ. ૧૯૯૬માં કોઢેલી અને આજુ-બાજુના ગામડા ફરતા તેવા સમયે વરસાદ થયેલો. આ ઊંટડી પ્રસંગમાં લેખક પોતે પણ જોડાયેલો અને જોયેલી અને અનુભવેલી વાત છે.

**ડાંડિયા નૃત્ય**

કોરી ગાગેર કંઈ મંધ ભરી
કંઈ ઉપર લખીયો મોર
હો સાલ મારું નાનેરું ભાણજું
પઈણો જ્યો સે કંઈ પાલમે રે
પાડોશી જ્યો ગુજરાતમેં .....હો....
પઈણો લાઈવો કંઈ કોપરા
પાડોશી લાઈવો ગોળ-હો ...સાલ
પઈણો તારાં કોયરાં ખારા તૂરા રે
મને ગળીયો લાઈગો  ગોળ હો...સાલ
કોરી ગાગેર કંઈ મધ ભરી
કંઈ ઉપર લખીયો મોર
હો સાલ મારું નાનેરું ભાણનું
પઈણો જ્યો રે કંઈ પાલમેં
પાડોશી જ્યો ગુજરાતમેં...હો...સાલ
પઈણો જ્યો રે કંઈ પાલમેં
પાડોશી જ્યો ગુજરાત મેં ...હો...સાલ
પઈણો લાઈવો ઓઢણો

પઈણો જ્યો તો કંઈ પાલમેં
પાડોશી જ્યો ગુજરાતમેં ...હો...સાલ
પઈણો લાઈવો કંઈ ઘોડુલા રે
પાડોશી લાઈવો વેલ...હો. સાલ
પાડોશી લાઈવો શેલ...હો...સાલ

પઈણા ! તારો ઓઢણો ફાઈશે..તૂઈટો
મારી પાવલીયે રોબાતી શેલ ..હો..સાલ
મારી શેરીએ મલકતી વેલ
હો સાલ, મારું નાનેરું ભાણજું

## દિવાસાનાં ગીત

ઝીણા મારુજી રે
લીલી ગોફેણ પીળો પોંગળો રે
ઝીણા મારુજી રે
ઝીણા મારુજી રે
બાજરો ટોવા જવું રે
ઝીણા મારુજી રે
ઝીણા મારુજી રે
ભયલાને ટોવા મોકલો રે
ઝીણા મારુજી રે
ઝીણા મારુજી રે
હીલોને કીજો ને ગોળો ફેકજો રે
ઝીણા મારુજી રે

## બાધા માનતાનાં ગીતો

બાળક માંદુ રહેતું હોય, કોઈને બાળક ન થતું હોય, ઘરમાં કોઈ સભ્યની ભારે માંદગી રહેતી હોય, ઘર કુટુંબમાં સામાજિક, આર્થિક મુશ્કેલીઓ રહેતી હોય, ગામ ફળિયાનાં ખેતરનાં પાકને નુકશાન થતું હોય, પાળેલા પશુઓમાં રોગચાળો કાયમ રહેતો હોય આવા અનેક કારણોસર દુઃખોનાં નિવારણ માટે રાઠવાઓમાં અલગ અલગ દેવ દેવીઓની બાધા માનતા રાખવામાં આવે છે. જેમાં પોંણગું, ઈંદ, પીઠોરો કે પીઢી બદલવી મુખ્ય અને મોટી બાધા છે. આવી બાધા માનતાઓ લગ્નવિધિની જેવી ને જેટલી લાંબી હોય છે. જેમાં

ગામનાં લોકો, કુટુંબ અને સગાંઓ ભેગાં મળી માનતા પૂરી કરે છે. માનતાનાં દિવસે બડવો પૂજાની સામગ્રી એકઠી કરી તેની સાથે જોડાયેલી વિધિ કરે છે. તે સમયે ગામની સ્ત્રીઓ ગીતો ગાય છે. ગીતોમાં બડવા સાથેની ઠઠ્ઠામશ્કરી રજૂ થતી હોય છે–

એ બળવો ઝઝલો ઓજગીલો
બીજો બળવો તેડો રે
એ ગોયણી ઝઝલો ઓજગીલો
બીજો ગોયણી તેડો રે.

ગીતોમાં રજૂ થતી આવી ઠઠ્ઠામશ્કરી છતાં બડવો પોતાની વિધિની ક્રિયાઓ ચાલુ રાખતો હોય છે. માનતા વખતે મુખ્યત્વે અખાડો તૈયાર કરવામાં આવે છે. ઈંદ કે પીઠોરા જેવા મોટા દેવોની માનતા હોય તેમાં અખાડાનું ખૂબ જ મહત્ત્વ રહેલું છે. આ અખાડા વિશે ગામની બહેનો પોતાનાં ગીતોમાં તેના મહત્ત્વની વાત રજૂ કરે છે–

લેબોય નોતરે બળવો અખાડો નોતરે
ગોયણી નોતરે બળવો અખાડો નોતરે.

'ગોયણી' એટલે વિધિ વખતે ગાયણું ગાનાર વ્યક્તિઓનો સમૂહ. જેને રાઠવી ભાષામાં ગોયણી તરીકેનો ગીતોમાં ઉલ્લેખ જોવા મળે છે. અખાડાની પૂજાવિધિની રાતે આ ગોયણીઓ આખી રાત ગાયણુ ગાતાં હોય છે. જેથી તેમનું માનતામાં અનેરું સ્થાન ગણાય છે. બડવો પોતાની આ પૂજાવિધિમાં ગોયણુ ગાનારાઓને તેડાવે પછી જ વાંસની નાનીનાની ટોપલીઓ વણાવવાનું ચાલુ કરે છે.

ઝેણી ઝેણી ટાટીયો વણાવો છીતીયા
મેળો મંડાયા ભરપૂર.

વાંસની ચીપોને વણીને બનાવવામાં આવેલ બેઠકને 'ટાટિયો' તરીકે ઓળખાવે છે. આ ટાંટિયો વણવાનું કામ શરૂ થાય એટલે આખું ગામ ભેગું થવાની શરૂઆત થઈ જાય છે. જોત જોતામાં અખાડાની જગ્યાએ મેળો ભરાયેલો નજરે પડે છે. બનાવેલી ટોપલીઓમાં જવારા વાવવાની વિધિ થાય. દિવસે જવારા વાવવાની વિધિ પૂરી થયા પછી તે રાતે કણબા અને કળાનાં વૃક્ષની ડાળખીઓ લેવા માટે ઢોલ સાથે વાજતેગાજતે સીમમાં કે જ્યાં આ વૃક્ષો હોય તે સ્થળે આખું ગામ જાય છે. માનતાની આ વિધિમાં કણબા અને કળાનાં વૃક્ષનું ખૂબ જ મહત્ત્વ રહેલું છે. આ વૃક્ષોનો ઉલ્લેખ રાઠવાઓના માનતાનાં ગીતોમાં જોવા મળે છે :

કઈ કરમની ડાળ કઈ કળૂલાની ડાળ
કઈ બારીયું રાજ રજે ઉડે.

ડાળો લેવા જવાનું કામ ખાસ કરીને રાતે થતું હોય છે. રાતના અંધારામાં કે અજવાળિયામાં સૌ કોઈ આનંદની અનુભૂતિથી આ વિધિમાં જોડાય છે. આ વિધિ સાથે ડાળો લેવા જતી સ્ત્રીઓ બડવાની ઠઠ્ઠામશ્કરી કરતી ગીતો ગાતી હોય છે–

એવો બળવો ઠેકીદાર અડધી રાતે ડાળો કપાવે રે
એવો બળવો ઠેકીદાર અડધી ડાળો વધાવે રે.

ડાળો લાવ્યા પછી રાતે જ તેને પૂજાવિધિના સ્થળે રોપવામાં આવે છે. રોપતી વખતે ડાળોને બડવો વધાવે અને તેની પૂજા કરે છે.

ઈંદી રાજની ડાળો રોપાવજો રે
ભોળો ઈંદી રાજો.

ડાળો રોપ્યા પછી તેની ફરતે આખી રાત સ્ત્રી–પુરુષો ઢોલના તાલે નાચે–કૂદે છે. નાચકૂદને ગીત ગાનારી સ્ત્રીઓએ પોતાનાં ગીતોમાં વણી લીધી છે–

ડાળોમેં રમી લીજો ડાળોમેં વધાવી લીજો
માળી મેં રમી લીજો બાહ્ય મેં રમી લીજો.

સ્ત્રી-પુરુષો ગીત ને ઢોલના તાલે રમે છે. તેની સાથે સાથે બડવો ઈંદીરાજની પૂજા વિધિ કરતો હોય છે. જે ઘરમાં આ પ્રસંગ બન્યો છે તે ઘરની આગલી ભીંતે દિવેલીયાનો દીવો સળગાવી બડવો ઈંદને નોતરતો હોય છે-

ચોખાની ચૂરીએ બેસ મારી ઈંદી
ભીંતે દિવેલિયા ઝગેમગે.

ઈંદીરાજને નોતરતાં બહેનો ગીતો ગાતી હોય છે. બડવાના નોતરતાં ઈંદી આવે અને પોતાની પૂજાની વિધિમાં બેસે ત્યારે તેના વધમણા માટે મહુડાનો દારૂ તૈયાર રાખવો પડતો હોય છે. પૂજાવિધિમાં જોડાયેલા બડવા અને ગાયણું ગાનારા ગોયણીઓ ભેગા મળીને આ દારૂ પીતા હોય છે. નીચેના ગીતમાં ઈંદીરાજ લેરા લેતાં આવે-આ વાત ઈંદીને દારૂથી રિઝવવા તરફનો અંગૂલિનિર્દેશ છે. બડવા અને ગાયણીઓને તો દારૂ જોઈએ જ પરંતુ તેમનાં દેવ ઈંદીને દારૂ વગર ચાલે એવું નથી. તેનો સ્પષ્ટ ઉલ્લેખ ગીતમાં જોઈ શકાય તેમ છે. તેથી ઘરના માલિકને દારૂ તૈયાર રાખવાનું ગીતમાં સૂચન કરાય છે-

સકલા દારૂડાની સગવેળા રાખજો
ઈંદીરાજ લેરા લેતાં આવે.

માનતા માટે નોતરેલા પોતાના દેવ ઈંદી કયા રસ્તે થઈ અને કઈ શરતે પોતાના ઘરે આવે છે તેનો ગીતમાં ઉલ્લેખ જોવા મળે છે-

ઉદેપુરની સડકે ચાયલા આવે રે મારા ઈંદી રાજ
પેણવાની સરતે ચાયલા આવે મારા ઈંદી રાજ.

અને પરણવાની તૈયારીઓ કેવા પ્રકારની હોય છે તેનો પણ ઉલ્લેખ ગીતમાં

થયેલો જોવા મળે છે–

માટલીયે રે પાટલીયે રે ઝગ દીવા બળે
માટલીયોની લાગી રે ઝમકા ઝોર
આજે મારી ઈંદીરાજ પરણે.

પૂજાવિધિનાં સ્થળે નાની પાટલીઓ ઉપર માટલીઓ ગોઠવી તેમાં દીવા સળગાવેલા હોય છે. આ માટલીઓની ગોઠવણ સરખે અંતરે કલાત્મક રીતે કરેલી હોય છે. દીવાઓની આ પ્રકારની ગોઠવણને ઈંદીની લગ્નની તૈયારીઓના પ્રતીક તરીકે ગીતોમાં ગાવામાં આવે છે. આવી અનોખી તૈયારીથી પ્રેરાઈને ઈંદીરાજ સ્વર્ગમાંથી કૂકડા અને બકરાં લઈને પૂજાના સ્થળે આવે છે.

હરગુમેંથી ઉતયરો ઈંદીરાજ સું ઓરી લાયવો
કૂકડાની બોકડાની કાવેળો રે લાયવો.

આ પ્રકારની માનતાઓમાં બડવાઓ કૂકડા અને બકરાઓની બલિની ટેક રાખતા હોય છે. તેથી ઘરના માલિકે બડવાએ લીધેલી માનતાના કૂકડા અને બકરા શોધવાં પડે છે. તેની વ્યવસ્થા કરવી પડે છે. તેથી ગીતોમાં તેવા બડવાઓની લીધેલી ટેકની વાત પણ રજૂ થતી જોવા મળે છે–

એવી એવી મોનતા સીયો બળવો લીધી
જોડ જોડ બોકડાંને જોડ જોડ કૂકડાં.

બડવા અને ગોયણીઓનાં નોતરાંથી ઈંદી શેમાં આવીને ઉતરે છે ? તેનો ઉલ્લેખ પણ ગીતોમાં થતો જોવા મળે છે–

લીલુડી માલ્યામેં પીળુડી માલ્યામેં
આવી ઉતર્યો ઈંદી રાજ.
બળવાને નોતરે ગોયણીને નોતરે

આવી ઉતર્યો ઈંદી રાજ.

'લીલુડી' અને 'પીલુડી' એ શબ્દો પોતાનાં ઘર, કુટુંબના સભ્યો, ઢોરઢાંખર અને ખેતીવાડીમાં આવેલી સમૃદ્ધિનાં બે પ્રતીકો તરીકે ગીતમાં ઉલ્લેખાયેલા છે. તેથી ઈંદીરાજનાં આવવાને ગીતારીઓ લીલા અને પીળા રંગના પ્રતીક રૂપે ગાય છે. આ પ્રકારની સમૃદ્ધિ સાથે આવતા ઈંદીનું સ્ત્રીઓ ગીતો દ્વારા સ્વાગત કરે છે. તેને પોતાના ઘરના આંગણે ઊભા રહેવાનું સૂચન કરે છે–

ઊભા રીજો રે ઈંદી ઊભા રીજો
વીરાને આંગણે ઊભા રીજો.

આમ આખી રાતના નાચણાં, ગીતો અને વિધિ પછી દિવસ ઊગતાં ઈંદીની ડાળો કરમાય છે.

દનડો તે ઊગસે ને ચડસે
ઈંદીરાજોની ડાળો કરમાસે.

અંતે કરમાયેલી ડાળોને નદી કે કોતરોમાં વળાવવાની વિધિ પ્રતીકાત્મક રીતે દરિયામાં કાચબાની પીઠે હળ જોડ્યાની સૂચક વાતથી થઈ છે–

કાચબામેં હળુ બાંધ્યા
દરિયામેં હળુ જોડ્યા ઈંદી રાજા.

આમ દરિયાના માર્ગે ઈંદી સ્વર્ગે પહોંચે છે. સ્વર્ગમાં પહોંચેલા ઈંદીને પોતાની પત્ની ઈંદીરાણી પૂછે છે કે, માણસોની વચ્ચે ગયેલા તે શું લઈને આવ્યા છો? આ સંવાદાત્મક શૈલીમાં ગીતારીઓ ગીતની રજૂઆત કરે છે–

ઈંદીરાણી પુસે મનસામેં જેલો ઈંદીરાજો
સુ રે લાયો?

## મહુડા અને દારૂ સંબંધી ગીતો

મહુડાનાં દારૂની ઉત્પત્તિ કથા જેમની પાસે મળે છે. એ રાઠવા સમાજમાં મહુડા સંબંધી ગીતો મળે છે. મહુડાને પરંપરાગત ખાણીપીણી સાથે જોડનારા રાઠવાઓના આખા વિસ્તારમાં જેમ અમૂક વિસ્તારમાં આંબા અને ચીકુની વાડીઓ જોવા મળે છે તેમ અહીં આખે આખા મહુડાનાં વનો જોવા મળે છે. આખો વિસ્તાર મહુડા અને તાડનાં વૃક્ષોથી આચ્છાદિત છે. કેટલાક વિસ્તારના રાઠવાઓમાં મહુડાને ગૌણવનપેદાશ તરીકે મોટી આવકનું સાધન ગણાવવામાં આવે છે. જ્યાં વધારે મહુડાનાં વૃક્ષો હોય તે વિસ્તારમાં લોકો મહુડા પડવાનાં દિવસોમાં ઝાડ નીચે જ મહુડા પડીને એની મેળે સૂકાવા દેતા હોય છે. મહુડે ડોડી બેસવાનાં વખતમાં ભેગા થઈને મહુડા વીણી લે છે. આમ મહુડાના વૃક્ષ સાથે રાઠવાઓનો અનેરો સંબંધ છે.

લગ્નગીતોમાં દારૂ સાથે જોડાયેલું એક ગીત મળી આવ્યું છે. જેમાં 'બારે વાકેડલ્યા' અને 'એકે વાકેડલ્યા' પીવાની વાત વધુ ભારપૂર્વક મુકાયેલી છે. રાઠવાઓ દારૂ કે તાળી પીવા માટે એક પ્રકારની ડોયલી વાપરે છે. જેનો 'વાકેડલ્યા' તરીકે ગીતમાં ઉલ્લેખાવાયેલ છે. આજે આપણને જે બાબત બીભત્સ લાગે છે એવી વાતને પણ દારૂ પીનાર વ્યક્તિ સાવ સામાન્ય અર્થમાં લેતો હોય છે. તે આ ગીતમાં જોઈ શકાય છે–

કાહેને મોહડે મોહડા સુંટવા જેલો સોદે તારી રાનને
બારે વાકેડલ્યા પીજો રે લોલ
કાળિયાને મોહડે મોહડા સુંટવા જેલી સોદે તારી રાનને
એકી વાકેડલ્યા પીજો રે લોલ.

મહુડા વીણવા ગયેલો વ્યક્તિ મહુડાના ઝાડના હાથામાંથી ફૂલો ઝડપથી નીચે ખરી પડે તે માટે ગીત ગાતો હોય છે. તેમાં તે મહુડા સાથે વાત કરતો હોય તેમ તે કહે છે, મહુડોં ખીરી જાશે. મહુડાના ઝાડ ઉપર એને વિશ્વાસ છે અને જો એવું નહીં થાય તો તેની આગળની તૈયારીઓ ગીતમાં વ્યક્ત થઈ છે.

તે પોતાના મહુડાને કપાવીને ગાડલું ઘડાવશે, લાડી લાવશે અને અંતે લાડી સારીવાની ન રહે તો ગાડલાને ચૂલામાં ધકેલશે.

ખીર ખીર મોહડો ખીરી જાસે
નહીં ખીરે તો વાડી પાળું
વાડીપાડીને ગાડી ઘડાવું.

મહુડાના હાથા બેસે ત્યારે ઝાડ પર એક પણ પાન રહેતું નથી. આખું ઝાડ પાન વગરનું માત્ર હાથાઓ લટકાવેલું એક વિશિષ્ટ છાપમાં ઊભેલું જોવા મળે છે. જ્યારે મહુડના ઝાડ પર ડોડીઓ બેસવાનો સમય શરૂ થાય એટલે આખું ઝાડ નવેસરથી લીલુંવાનું થઈ ઊઠે છે. ડોડીઓનાં લીલાં ઝૂમખાં અને નવા ફૂટેલાં પાનની લીલાશથી શોભી ઊઠતાં ઝાડને જોઈ રાઠવાઓના મોઢેથી ગીત સરી પડે છે

લીલી મહુડાનો લીલો ડોળ
ઝેમસે ઝોલરીયા.

મહુડાનાં ફૂલો પૂરાં થાય એટલે થોડો વખત પછી ડોડીઓ વીણવાનું અને તેને ફોડવાનું કામ ધમધોકાર ચાલુ થાય. કેટલાક વિસ્તારોમાં રાઠવાઓના ઘરે આખેઆખા દિવસો ડોડી ફોડવાનાં કામ થતાં જોવા મળે છે. મહુડાની ડોડીઓનું તેલ આખા સમાજમાં જાણીતું છે. સૌ કોઈ આ તેલને હરખભેર ખાય છે, પરંતુ ડોડામાંથી ડોડી ફોડવાનું કામ ઘણું જ મુશ્કેલ ભર્યું છે. ડોડી ફોડવાની ક્રિયા સાથે જોડાયેલું વેવાણી વિષયક ગીતમાં ઠ્ઠામશ્કરી જોવા મળે છે–

રમખી વેવોણ ડોળી ફોળે
ડોળી ફોળેને નીંદરે આવે.

રાઠવાઓમાં પ્રેમીયુગલોને એકબીજા સાથે મળવામહુડાં કે ડોડીઓ વીણવાનો

સમય સૌથી વધુ ઉપકારક નિવડે છે. નવા કે જૂનાં સંબંધોને તાજા કરવાના આ સમયગાળામાં સૌ કોઈ એકબીજાને મળે છે. મહુડા વીણવાનું એક ઉત્તમ બહાનું પ્રેમીઓ માટે આશીર્વાદરૂપ બની રહે છે. મહુડાના ઝાડ નીચે વાયદાઓ થતાં હોય છે. ગીતોમાં તે જોઈ શકાય છે–

જુનલી મુડીએ વાયદો કરેલો વેવોણ,

ડોડીઓનું તો તેલ કાઢી લેવાય પણ પોતાના વીણેલા વધારાના મહુડા છોકરીઓ બજારમાં વેચી દેતી હોય છે. મહુડા વેચીને પોતાને મનગમતાં કપડાં કે ઘરેણાં ખરીદી લે છે. મહુડા વેચીને હાથમાં આવેલા પૈસાઓને લીધે તેઓ બજાર કે હાટમાં ફરવા જાય છે. તે ગીત રૂપે અહીં વ્યક્ત થયેલ છે–

સુંદરી ચાલી સેરી બજારે
મણ–મુળો વેચવા રે લોલ.

## ધાર્મિકવિધિમાં ગવાતાં ગીતો

ઈંદ, પીઠોરા કે પોણગુ જેવી માનતાઓ છૂટવાની ધાર્મિક પૂજાવિધિ વખતે રાત્રે ગાયણીઓ દ્વારા સમૂહમાં ગવાતું મહાકાવ્ય પ્રકારનું આખી રાત ચાલતું લાંબુ કથાગીત જેને તેઓ ગાયણું નામથી ઓળખે છે. ગાયણું ગાયણીઓની ગાવાની ક્રિયારૂપ શબ્દપ્રયોગ છે. ગાયણું એટલે ગાયન એવો પણ અર્થ થઈ શકે, પરંતુ તે માત્ર ગાયન ન રહેતાં તેમાં વિધિઓ અને પરંપરાગત સાંસ્કૃતિક વ્યવહાર, પોતાનું કલ્પનાજગત તથા પુરાકથાઓના મિશ્રણવાળું ધાર્મિક તત્ત્વોની છેક ન જીકનું કથાબીજ ધરાવતું ગાયન છે. ગાયણું ગાવાની સામૂહિકતા તેનું વિશિષ્ટ લક્ષણ છે. ગાનારાઓને ગાયણીઓ તરીકે ઓળખાવવાની રીત પણ પોતાન ામાં એક આગવી છાપ ઊભી કરે છે. ગાયણીઓની હારબંધ બેઠકે ઢાકના તાલવાળું ગાયણું એક વિશિષ્ટ પ્રકારનું ધાર્મિક વાતાવરણ નિપજાવે છે. ગાયણું ગાતાં ગાતાં બડવાઓમાં જે દેવદેવીઓનો ઉલ્લેખ આવે તેમના નામે દારૂની છાક પાડી પોતે એક એક ડોવારી પીવાની રીત અનોખી છે. ગાયણાની

પૂર્વે બોલાતા પીઠોરાના બોલમાં મુખ્યત્વે ધરતી, અનાજ, હળ, વીજળી, મેઘ, વરસાદ અને ઈંદ કે પીઠોરા જેવા દેવોની ઉત્પત્તિ વગેરે કથાબીજ તરીકે આવે છે. ગાયણમાં લખારી, જોગારી, કાળી કોયલ, રાણીબાઈ કાજળ, કૈડો કુણબી વગેરે પાત્રોની આસપાસ આખું ગાયણું ગૂંથાયેલું છે.

અહીં એક દોરાને બે બે વાર ગાવાની રીતથી ગાયણાની દીર્ઘતા વધી જાય છે. મુખ્ય ગાયણીઓ દ્વારા એક વખત ગવાતો દોરો ઝિલનારા સાથી ગાયણીઓ તેને પૂરો કરે છે. ઝિલનારાં તે દોરાને પૂરો કરે તેની સાથે જ એક નવો કથાઘટક ઉમેરીને મુખ્ય ગાયણીઓ ગીતને લયબદ્ધ રીતે આગળ ચાલતું રાખે છે. દા.ત.,

એ...કાળી ગાયની ચોખો લેનાર

આ મુખ્ય કથાઘટકને ઝિલનારા ગાયણીઓ આ અધૂરા લાગતા દોરાને પૂર્ણ કરતાં હોય તે રીતે ગાયન ગાતાં હોય છે. દા.ત.,

કાળી ગાયની ચોખો લખે લખારી જોગારી
કાળી ગાયની ચોખો લખે લખારી જોગારી.

આમ એક પછી એક સળંગસૂત્રે નવાંનવાં કથાનકો ઉમેરાતાં જાય અને કથાગીત આગળ ચાલતું જાય છે. આ દરેક દોરાઓના બંધારણને જોતાં માલૂમ પડે છે કે તેમાં આવતી પંક્તિઓના પાછલા ભાગમાં ચાલતું લખારી જોગારીનું જોડકું સળંગ દોરાઓમાં ફરજિયાતપણે જોડાતું દેખાય છે.

લખારી જોગારી વિશે કહેવાય છે કે તેઓ ધરતી પર જન્મ લેતા તમામ જીવજંતુઓનાં ભવિષ્ય લખનારી શક્તિઓનું રૂપ છે. તેથી પીઠોરા કે ઈંદની પૂજાવિધિ વખતે ગવાતાં ગાયણાંઓમાં તેમનું સ્થાન પ્રથમ ગણાય છે. તેમના નામોલ્લેખવાળાં ગાયણાંઓથી ગાયણીઓ પોતાનું ગાયણું શરૂ કરતાં હોય છે. ત્યારબાદ પીઠોરાનાં વધામણાનું ગાયણું ગવાતું હોય છે. પીઠોરાના ગાયણામાં

પણ મુખ્ય ગાયણીઓ દ્વારા ગવાતો પ્રથમ ઉપાડનો દોરો ગાવાની રીત ઉપર બતાવ્યા પ્રમાણેની જ હોય છે, પરંતુ અહીં ગાયણનાં દોરાની શરૂઆત અને તેનો અંત જુદા જોવા મળે છે. દા.ત., યાર આહા,

આ સંબોધન વાચક સંજ્ઞા પીઠોરા માટે હોય તેવું જણાય છે. તે સળંગસૂત્રે દરેક દોરાઓમાં આવે છે. પીઠોરાના વધામણાના ગાયણામાં મુખ્ય કથાઘટક તરીકે કાળી કોયલ અને રાણી કાજળનો સમાવેશ થાય છે. કાળી કોયલનું આબાવાળીમાં જવું, દિવસો રહેવાની વાત, તેનાથી દુઃખી થયેલી કાળી કોયલનું રડવું અને તે પણ ગાયણીઓના શબ્દોમાં જોઈએ તો–

એ... ડુહકે ડુહકે રુંવે રે...
યાર આહા ડુહકે ડુહકે રુંવે રે કાળી રેલ કોયલ
યાર આહા ડુહકે ડુહકે રુંવે રે કાળી રેલ કોયલ.

આઠ-નવ મહિના પછી અંતે બાળકનો જન્મ થવો, જનમની વાઝણી રાણીબાઈ કાજળના હાથે બાળકનો ઉછેર વગેરે કથાનકો દ્વારા ગાયણું પૂરું થાય. પીઠોરાની વધામણી પછી ઈંદીરાજની પૂજાવિધિ થતી હોય તેને સંબધીને પણ ગાયણું ગવાતું હોય છે.

આમ, ગાયણું રાઠવા આદિવાસીઓની એક વિશિષ્ટ ઓળખરૂપ સાહિત્ય સ્વરૂપ છે. આજે પણ ઈંદ કે પીઠોરાની માનતા વખતે ગાયણાઓ કરવાની પરંપરા છે.

## કથા-વાર્તા

રાઠવા આદિવાસીઓમાં મૌખિક વાર્તાસાહિત્ય વિપુલ પ્રમાણમાં મળે છે. તેમની જૂની અને નવી બન્ને પેઢીઓ વાર્તા સાહિત્યથી સમૃદ્ધ છે એવું કહીએ તો એમાં કંઈ અતિરેક નથી. મોટાભાગની બધી જ વાર્તાઓ સમૂહભોગ્ય છે. એક પણ વાર્તાનું કથાનક એવું નથી કે જે સમાજના કોઈ એક જ વર્ગ માટે

કહી શકાય. બધી જ વાર્તાઓની સામગ્રી બાળકો, યુવાનો, આધેડ કે વૃદ્ધો સૌ કોઈ મન મૂકીને માણી શકે તેવી છે. તેમની વાર્તાઓમાં તેમનું ભાવવિશ્વ અને તેમની આસપાસનું વિશ્વ એકબીજા સાથે ભેગું થઈને વાર્તાનું સ્વરૂપ નિપજાવે છે. વૃદ્ધો વાર્તા કરે અને તેને પરિવારના બધા જ સભ્યો આનંદભેર માણે, તેમાંથી કેટલાક ઉપદેશો ગ્રહણ કરે અને આખા દિવસના ખેતર કોતર કે ડુંગરના કામમાંથી મનને મોકળું કરે–તેમના મતે આટલો જ વાર્તાનો ઉદ્દેશ. કથનકળા કે વાર્તાનાં ઘટકતત્ત્વો કે વાર્તાસ્વરૂપ સાથે તેમને ખાસ કંઈ લેવાદેવા રહેતા નથી. તેમ છતાં વાર્તાને રસપ્રદ અને લોકભોગ્ય બનાવવાની કૂચીઓ દરેક ઉંમરના વાર્તાકારો પાસે સહેજે જોવા મળે છે. વાર્તા કરવાનો પોતાનો વ્યવસાય હોતો નથી તેમ છતાં આખો દિવસ કે આખી રાત ચાલે તેવી લાંબી વાર્તાઓ વાંસળીના પોલા વાંસમાં જેમ ગીતો ભરાયેલાં રહે છે તેમ તેમના કંઠમાં વાર્તાઓનાં કથાઘટકો બેસી રહેલાં હોય છે. આ જ તેમની વાર્તાકાર તરીકેની આગવી ઓળખ છે. બાકી તેઓ સામાન્ય માણસની માફક સમાજમાં જીવતા એક વ્યક્તિ તરીકે તેમની ઓળખ ધરાવતા હોય છે.

રાઠવાઓની વાર્તાઓમાં વિષય તરીકે પોતાની આસપાસનું જગત, કલ્પનાવિશ્વ, પશુપંખી, પ્રાણીઓ, ડુંગરો, વેંતિયો, રાક્ષસ, બડવો, બાવો, રાજારાણી, સાવકી મા, ભાઈ બહેન, નણંદ ભોજાઈ, સાસુ જમાઈ, ખેતી, રજવાડું જેવી અનેક બાબતો વાર્તાનું રૂપ લઈને પ્રગટ થાય છે. રાઠવાઓમાં દારૂ જેવા પીણાની ખાસ ઉત્પત્તિકથા વાર્તાના રૂપે આપણને મળે છે.

**ડુંગરની સાથે જોડાયેલી વાર્તાઓ :** અન્ય આદિવાસીઓની માફક રાઠવા આદિવાસીઓ પણ પ્રકૃતિની છેક નજીક જીવનારા લોક છે. તેમના સાહિત્યમાં પ્રકૃતિ અનેક રૂપોમાં આવે છે. તેમનો નદી અને ડુંગરો સાથેનો સંબંધ પરાપૂર્વનો છે. આજે પણ કેટલાક વિસ્તારોમાં નદી અને ડુંગરોને સંબંધી ગીતો ગવાય છે. ડુંગર સાથે જોડાયેલી 'ગોમને બયડો' વાર્તા તેનો નમૂનો છે. ગામના લોકોને ડુંગર કઈ રીતે ઉપયોગી બની રહે છે તે વાત અહીં વાર્તાનું રૂપ લે છે. ગરીબ પરિવાર પાસે માંદગી સામે લડવા સગવડ હોતી નથી અને તેવા સમયે ડુંગરમાંથી મળતી દવા અને તેને લીધે બચી જતાં લોકો ડુંગર સાથે

વાતો કરે અને જીવન રચે છે. એનું ઉદાહરણ 'ગોમને બોયડો' પૂરું પાડે છે.

**પશુપંખી-પ્રાણી સંબંધી વાર્તાઓ :** ડુંગર અને નદી આવે એટલે તેની સાથે જોડાયેલાં પશુપંખી અને જનજનાવરની વાત પણ આવે જ. તેમના મૌખિક કથાસાહિત્યમાં 'હેહલ્યુંપ, 'ખોખડી ને મગર', 'વાઘ ને નાગણ', 'ઘરચેડીને ઉંદર', 'કૂતરો ને ખોખડી' જેવી વાર્તાઓ મળી આવે છે. સસલાને રાઠવી ભાષામાં હેહલ્યું કહે છે. આ હેહલ્યાની વાર્તામાં સસલું સાવ નાનું ગણાય તેવું પ્રાણી પરંતુ તેની ચતુરાઈથી તે જંગલના રાજાને પણ પાછળ પાડે છે. 'ખોખડી અને મગર' એ જાણીતી વાર્તા છે, જે અન્ય ભાષાઓમાં પણ મળે છે.

ખોખડીને ગુજરાતી ભાષામાં શિયાળ તરીકે ઓળખવામાં આવે છે. શિયાળની મગરના પીઠ ઉપર બેસીને સામે કાંઠે રોજ મકાઈ ખાવા જવી, મગરને પરણવાની વાતમાં ફોસલાવવું, મગરનું શિયાળ સાથેનું વેર બંધાવું, બદલો વાળવાના મગરના નુશખાઓ અને અંતે મગરનું જ માણસ દ્વારા થતું ખૂન આ બધા પ્રસંગોમાં શિયાળની ચતુરાઈ વાર્તામાં રજૂ થયેલી જોવા મળે છે.
શિયાળની બીજી વાર્તા 'બડવો ને ખોખડી'માં પણ શિયાળની ચતુરાઈની વાત આવે છે. બડવો આ ગામ તે ગામ બડવાઈ કરવા જાય. લોકોની બીમારીની માનતા કરે અને માનતામાં કૂકડાં-બકરાં મારે. તેનો ભાગ તે ઘરે લઈ આવે. વાર્તામાં બડવો પોતાને મળેલો ભાગ લઈને ઘરે આવે છે. શિયાળ તેની ચતુરાઈથી રસ્તામાં આડો પડી રહે છે. બડવો ભાગ મૂકી નદીમાં હાથ-મોં ધોવા ઊતરે છે. એટલામાં શિયાળ બડવાનો ભાગ ખાય જઈ, ઢાક લઈને જંગલમાં ભાગી છૂટે છે. આ બધી ઘટનાઓથી શિયાળની ચતુરાઈનો ખ્યાલ આવે છે.

**ખેડૂતની વાર્તા :** રાઠવા આદિવાસીઓમાં સૌરાષ્ટ્ર કે કચ્છ બાજુના પટેલોની ખેતી કરવા જવાની એક રીત ઊભી થયેલી દેખાય છે. પટેલોને ઘેર ખેતરે રહીને તેમની ખેતી ખેડતાં 'એક ખેડૂત'ની વાર્તા પણ તેમના મૌખિક સાહિત્યમાં મળે છે. ચાર વર્ષના ચાર રૂપિયા કમાઈને ખેડૂત પોતાને ગામ આવે છે. રસ્તામાં

તેની ચાર વર્ષની કમાઈની ભોળપણમાં લૂંટ ચલાવતા બાવાઓની વાતે આવી તેના કમાઈના રૂપિયા ખોઈ બેસે છે. પરંતુ વાર્તાને અંતે તેની સાચી કમાઈ ફળે છે.

**ભાઈ–બહેનની વાર્તા :** 'છ ભાઈ અને એક બેન' નામની વાર્તા ભાઈ બહેનના સંબંધોની વાત રજૂ કરે છે. વાર્તા છ ભાઈઓની ખેતી કરવાની વાતથી શરૂ થઈ રાજા દ્વારા તેમાનાં પાંચનાં માથાં કાપી નાખવા સુધી એક સૂત્રે ચાલે છે. બહેનને રાજા પોતાના રાજમાં લઈ જાય છે. માથા કપાયા છતાં બન્ને પક્ષે કોઈ પ્રકારનો સંઘર્ષ આવતો નથી. બચેલો નાનો ભાઈ તેની બહેનને રાજા પાસેથી છોડાવવા બુદ્ધિથી કામ લે છે. અંતે તે જીતે છે. બહેનને પાછી મેળવે છે. વાર્તામાં ચમત્કારનું તત્ત્વ કેટલેક અંશે જોવા મળે છે.

'બે ભાઈ'ની વાર્તામાં પણ ખેતીની વાત રજૂ થાય છે. બન્ને ભાઈઓ પોતપોતાનાં ખેતરો ખેડે છે. ત્યાં એક બાવો આવે છે. તે નાના ભાઈની દયાધર્મની રીતથી ખુશ થઈ તુંબડાનું બી આપી જાય છે. ચમત્કારિક રીતે તુંબડાના વેલાને લાગેલાં તુંબડાંઓમાં ધન નીકળે છે. નાનો ભાઈ ધનવાળો થાય છે. તે પછી બન્ને ભાઈઓ સાથે રહેવા લાગે છે. પોતાની પાસે માલ મિલકત વધવા સાથે પણ નાના ભાઈમાં અહંકાર આવતો નથી. એ વાતને વાર્તા મજબૂત રીતે મૂકે છે.

**નણંદ ભાભીની વાર્તા :** સંસાર જીવનની વાતો દરેક સમાજમાં કોઈ ને કોઈ પ્રકારે સાહિત્યમાં આવતી રહી છે. રાઠવાઓના સાહિત્યમાં પણ 'નણંદ અને ભાભી'ની વાર્તા મળે છે. મોટેભાગે લોકસાહિત્ય કે આદિવાસી સાહિત્ય હોય નણંદ અને ભાભીનાં પાત્રો વાર્તામાં સંઘર્ષ ઊભો કરે છે. અહીં ભાભીના ચઢામણમાં ભાઈ પોતાની બહેનનું ગળું કાપી નાખે છે. વાર્તામાં ચમત્કારિક તત્ત્વ એ રીતે આવે છે કે વાર્તાને અંતે બહેન જીવતી થાય છે. પરંતુ બહેનની સાસુ ભાઈ પર પોલીસ ફરિયાદ કરે છે અને તેને જેલ ભેગો કરે છે. અહીં પરંપરાગત કથાવસ્તુમાં સાંપ્રત સ્થિતિનું ઉમેરણ પણ જોવા મળે છે.

**સાસુ અને જમાઈ :** સાસુને રાઠવાઓ હાહુ કહે છે. સાસુ અને જમાઈના સંબંધો રાઠવા સાહિત્યમાં હળવા રૂપમાં આવે છે. જમાઈનું સાસરીમાં આવવું, સાસુનું રોટલા કરવું, જમાઈનું ખપેડામાંથી કેટલા રોટલા કર્યા તે જોવું, સાસુંને રોટલા કર્યાની વાત ચમત્કારિક લાગવી, ગામમાં પોતાના જમાઈ જોષી હોવાની જાણ કરવી, રાજાની મોતીની હાર ચોરાયેલી તેના જોષ જોવડાવવા, નહીં મળે તો તેને સજા કરવાની વાત અને આખરે જમાઈનું જોષીપણું સાચું ઠરવું. આ બધી ઘટનાઓથી વાર્તા રાઠવાઓમાં જોવા મળતી પરંપરાગત બડવાઓની 'પોડી' જોવાની રીત તરફ અંગૂલિનિર્દેશ કરે છે.

ઉપરાંત 'સાવકી મા', 'વેંતિયો', 'રાક્ષસ' જેવાં વિશિષ્ટ પાત્રોની પણ વાર્તાઓ છે. જેમાં ચમત્કારનું તત્ત્વ વિશેષ જોવા મળે છે.

**દારૂની ઉત્પત્તિની વાર્તા :** રાઠવાઓની દારૂની ઉત્પત્તિની વાર્તા વિશેષ ધ્યાન ખેંચે તેવી છે. જૂના વખતમાં પોતાના સમાજ પાસે દારૂ હતો નહીં. લોકો દારૂ જેવા માદક પીણાથી પરિચિત હતા નહીં. વાર્તામાં વાત એમ બને છે કે સવલા નામના કોઈ સુથારે જમને સીમડાના થડમાં પૂરી દીધેલો. તેમને શોધવા ભગવાને જાતે આ સમાજમાં આવીને લોકો પાસે મહુડા વીણાવી દારૂ ગળાવ્યો હતો. આમ કરીને દારૂ પીધેલા સવલાથી જમ ક્યાં છે તે કહેવાઈ ગયેલું. ત્યારથી દારૂ પીધેલો માણસ સાચું બોલવા ટેવાય ગયેલો. જમના ગયા પછી લોકોએ જાતે દારૂ ગાળીને પીવાનું શરૂ કરેલું. વાર્તામાં સવલા સુથારની ચતુરાઈ અને પહેલાના વખતમાં દારૂ ન પીવાની લોકોની રીત ઊડીને આંખે વળગે એવી છે.

## પ્રકિર્ણ સાહિત્ય

**ઉખાણાં :** રાઠવાઓ ઉખાણાને 'ઉખાણો', 'ઉળખાણ' કે 'ઓળખોણાં' તરીકે ઓળખે છે. ઉખાણાં એક લીટીનાં, બે લીટીનાં કે દોહરા જેવાં હોય છે. શિયાળે, ચોમાસે કે ઉનાળાની સાંજે અથવા મોડી રાતે ઉંઘતાં ઉંઘતાં કે બેસીને વાતો કરતાં ઉખાણા કહેવાની રીત અહીંના વિસ્તારોમાં ઘણે અંશે

હજુ ચાલુ છે.

વૃદ્ધો પોતાનાં પૌત્ર-પૌત્રીઓને ઉખાણા પૂછી પોતોના અનુભવસિદ્ધ જ્ઞાનને તેમનામાં વહેંચે છે. વડીલો બાળકોને ઉખાણા પૂછે છે અને બાળકો પોતાની કૂનેહબુદ્ધિ વડે તેનો જવાબ શોધે છે. બાળકોને ઉખાણાનો જવાબ ના સાંપડે તો વડીલો તેનો જવાબ કહી દેતાં હોય છે. તે સાંભળીને બાળકોમાં કૂતુહલ જાગે છે અને નવા પ્રકારના વિચારો સાંભળીને તેઓ આનંદ અનુભવે છે. ક્યારેક બાળકો બાળકો પણ ભેગાં બેસીને કે પથારીમાં પડ્યાં પડ્યાં એકબીજાને આવડતાં ઉખાણા પૂછતાં હોય છે. ઉખાણાની આવી રમત ક્યારેક બાળકોમાં હરિફાઈ બને છે. જેને વધારે ઉખાણાના જવાબો આવડે તે બીજા બધા ઉપર કંઈક શરત મૂકે છે. આમ, ઉખાણા વડીલોની પાસે રહેલા આનુભવિક સામાન્ય જ્ઞાન વડે બાળકોમાં શોધવૃત્તિ પેદા કરાવી માનસિકશક્તિને સતેજ કરવાના સાધન રૂપે કામ કરી જાય છે.

ઉખાણાંઓ અનેકવિધ વિષયોને આવરી લેતાં જોવા મળે છે. પશુપક્ષી, વનસ્પતિ વૃક્ષો, પ્રાણીઓ, જીવજંતુઓ, ભૌતિક ચીજવસ્તુઓ, ફળો, શાકભાજી, ધાન્યો, પ્રાકૃત્તિક તત્ત્વો જેવાં કે, તારા, આકાશ, સૂર્ય, ચંદ્ર, રાત-દિવસ વગેરે.

ઉખાણાંમાં સમાજની માન્યતા કે અનુભવોવિષયક માહિતી પડેલી હોવાથી તેનો અભ્યાસ સમાજને સમજવામાં મદદરૂપ બની રહે છે. અહીં રાઠવી મૂળ ભાષાના કેટલાંક નમૂનારૂપ ઉખાણાં અને તેનો ગુજરાતી અનુવાદ આપી સમાજના સામાન્ય જ્ઞાનમાં છૂપાયેલાં સામાન્ય તત્ત્વોને પકડવાનો પ્રયાસ કર્યો છે.

(૧)

રાજા પેલા રોણી જમે.

રાજા પહેલા રાણી જમે. - માખી

માખી ઘરમાં ખોરાક રંધાઈ જાય કે તરત ચાખી લેતી હોય છે. ક્યારેક જમનારો જમે તે પહેલાં તે થાળીમાં પીરસેલા ખોરાકને ચાખી લે છે તેથી કહેવાયું કે રાજા પહેલા રાણી જમે. એ અર્થમાં તેને રાણી તરીકે ઓળખવામાં આવી છે.

(૨)
નોનો સોરો રાજાને રડાવે.
નાનો છોકરો રાજાને રડાવે.- વીંછી

વીંછી સાવ નાનું જનાવર કહેવાય પરંતુ તે ડંખ વડે છ ફૂટ ઊંચા માણસને રડાવી નાખે છે. તેથી રાઠવાઓ તેને નાના છોકરાના રૂપમાં ઓળખાવે છે.

(૩)
ઢમક ઢોલકી બેઉ બાજુ પોલકી.
ઢમ ઢોલકું બન્ને બાજુ પોલું - મહુડાનું ફૂલ

રાઠવા સમાજમાં ઢોલવાદ્ય ખૂબ જ પ્રખ્યાત છે. તેનું બીબું બન્ને બાજુએથી પોલું હોય છે. તેના ઉપર ચામડું લગાવી તેને વગાડવામાં આવે છે. મહુડાનું ફૂલ પણ બન્ને બાજુથી પોલું હોય છે. માટે મહુડાના ફૂલને ઢોલ સાથે સરખાવ્યું છે.

(૪)
સાલે તેર બે પગ,
ઊભું રે તેર તઈણ પગ.
ચાલે ત્યારે બે પગ,
ઊભું રહે ત્યારે ત્રણ પગ. - ગાડું

ગાડાને બે પૈંડા અને આગળ અડો હોય છે. ગાડું ચાલે ત્યારે તેનો અડો ઉપર રહે છે તેથી તેને બે પગું કહે છે જ્યારે તે ઊભું રહે ત્યારે અડો નીચે અડાડવો પડે છે તેથી તેને ત્રણ પગો કહે છે.

(૫)
બાબરિયા પાડાને બાર નાથો
જોરાવર પાડાને બાર નાથો.- ઢોલ

જોરાવર પાડાને નાથવા માટે બાર નાથો પહેરાવવામાં આવતી હોય તેમ મોટા ઢોલને દોરડા વડે બાંધવામાં આવે છે. તેથી ઢોલને બાર નાથો વાળો કહેવાયો છે. આવા અનેક વિષયોને આવરી લેતાં ઉખાણાંઓ રાઠવાઓ પાસે છે. મીનાબેન પટેલે તેમના મહાનિબંધમાં આવા બસો ને સુળતાલીશ જેટલાં ઉખાણાંઓનો સંગ્રહ કર્યો છે.

**કહેવતો :**

(૧) ઉકડે નાખેલી બાજને કોય સાટે.
(૨) વાવેલું ની હોય તેર ઊગે કોંથી.
(૩) ડુંગરમેં ઢોલ વાજે તીને કોય હોંભરે.
(૪) નવલી નો દાડાની, જૂનલી જનમારાની.
(૫) પાડા પાડા ઝૂમાય ને ઝાડનાં સોતરાં નીકરે.

વાતે વાતે રજૂ થતી આવી અનેક કહેવતો રાઠવાઓના મુખે સાંભળવા મળે છે. જેમાં પોતાના પરિવેશ અને જીવાતા જીવનના અનુભવોની વાત તેમાં જોડાઈને આવે છે. મીનાબેનના સંગ્રહમાં આવી બાવન જેટલી કહેવતોનું સંકલન છે.

# નાયકા સમાજ



## સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડત

ઘણથી પથ્થર ફોડવા, કુહાડાથી ઝાડ કાપવા અને વાજુ વગાડવું જેવી આવડતો આ સમાજના વ્યક્તિઓમાં જોવા મળે છે.

વાજું વગાડવું, ખાટલા બનાવા કે ભરવા, વાંસમાંથી કામઠી બનાવવી, જાળ વણવી અને પક્ષીઓ ઉડાડવા માટે ગોફણ બનાવવી જેવા નાના-મોટા હુન્નર અંગેની કલા ધરાવે છે.

### સંગીત/વાજિંત્રો

ઢોલ, થાળી, ડગુડી, શરણાઈ, વાંસળી-પીહો, કરતાલ, તબલાં, ઘૂઘરા અને હારમોનિયમ જેવાં વાજિંત્રોનો વિવિધ પ્રસંગોએ ઉપયોગ કરે છે.

**ઢોલ :** ઢોલ બનાવવા માટે આંબો, સેવન, આલડી, સાગ, ગુગળ અને હાંમરી જેવાં વૃક્ષોનાં લાકડાંનો ઉપયોગ કરવામાં આવે છે. ઢોલને બાંધવા માટે બકરાના ચામડાનો ઉપયોગ થાય છે. તેને વગાડવા માટે ઢહેડીના વેલાનો દાંડિયો બનાવવામાં આવે છે. લગ્નપ્રસંગ, મરણપ્રસંગ, માનતા, વરઘોડો તેમજ કેટલાક તહેવારોમાં ઢોલ વગાડવામાં આવે છે. હોળી-ધૂળેટીના દિવસે ઢોલ વગાડીને દાંડિયા રમે છે.

**થાળી :** લગ્નપ્રસંગે વાજામાં થાળીનો ઉપયોગ કરવામાં આવે છે. આ થાળી ખાસ કરીને કાંસાની હોય છે અને તેને વગાડવા માટે વાંસના દાંડિયાનો ઉપયોગ કરવામાં આવે છે. કોઈ ધૂણે/માતાજીનો પરચો આવે ત્યારે સ્ટીલની થાળી વગાડવામાં આવે છે.

**શરણાઈ :** લગ્નપ્રસંગ, મરણપ્રસંગ, માનતા, વરઘોડો તેમજ કેટલાક તહેવારોમાં ઢોલની સાથે વાજામાં જો શરણાઈ ન હોય તો તેને 'બાંડિયું વાજુ' કહેવામાં આવે છે. આમ લગ્નપ્રસંગે વાજામાં તેનો ઉપયોગ થતો હોય છે. શરણાઈની પીપોડી બનાવવા માટે તાડના પાનનો ઉપયોગ થાય છે. શરણાઈ વગાડવા માટે શ્વાસને લાંબા સમય સુધી રોકવામાં/ ઘૂંટવામાં આવે છે.

**ડગુડી :** કુંભારને ત્યાંથી ડગુડી લાવવામાં આવે છે પછી તેને ડબગરને ત્યાં લઈ જઈને પાડાના ચામડાથી બાંધવામાં આવે છે. લગ્નપ્રસંગ, મરણપ્રસંગ, માનતા, વરઘોડો તેમજ કેટલાક તહેવારોમાં ઢોલની સાથે તેને વગાડવામાં આવે છે. તેને વગાડવા માટે વાંસના બે દાંડિયાનો ઉપયોગ કરવામાં આવે છે.

**વાંસળી/પીહો :** દિવાસાથી લઈને દેવ-દિવાળી સુધી, ખાસ કરીને ઢોર ચરાવતા હોય ત્યારે કે ખેતરમાં પાકની રખેવાળી કરતા હોય તેવા સમયે વગાડવામાં આવે છે. હોળી અથવા મેળામાં પીહા વગાડવામાં આવે છે. વાંસળી/ પીહાને વાંસના લાકડામાંથી બનાવવામાં આવે છે.

**ઘૂઘરા :** હોળી, લગ્ન, ભજન, વરઘોડો જેવા પ્રસંગોએ ઘૂઘરા વગાડવામાં આવે છે. બળદોને પણ ઘૂઘરા બાંધીને શણગારવામાં આવે છે.

**કરતાલ :** ભજન, લગ્ન અને માંદ્લુ જેવા પ્રસંગોમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**વાદ્યમાં વગાડાતા ચાળા :** ગપુલી, ચાગુગુ, રાંટીયું, ચાલુ ઢોલ, માંમેરાનો ઢોલ, વાંજુ કરવાનું અને ચાલું ગપુલી વગેરે જેવા ચાળાઓ વિવિધ પ્રસંગોને અનુરૂપ વગાડવામાં આવે છે.

## નૃત્ય

વિવિધિ પ્રસંગોને અનુરૂપ અલગ-અલગ પ્રકારનાં નૃત્યો કરે છે.

**લગ્નપ્રસંગનું નૃત્ય :** શેબોળી નૃત્ય અને ગોતેડાનું નૃત્ય લગ્નપ્રસંગે કરવામાં આવે છે.

**હોળી-મેળાનાં નૃત્યો :** હોળી-ધૂળેટીના સમયે ઘેર-ઘેર જઈને દાંડિયા રમે છે, અને પીહા-વાંસળી વગાડતાં વગાડતાં નૃત્ય કરે છે.

**દિવાળી નૃત્ય :** દિવાળી સમયે વાંસળી વગાડતાં-વગાડતાં, ઘૂઘરા બાંધીને ઘેર ઘેર જઈને પેરણ નૃત્ય કરે છે.

## નાટ્યવેશો અને આખ્યાન

કોઈ બીમાર પડ્યું હોય ત્યારે તેને સારું થઈ જાય એ માટે આખ્યાન બેસાડવાની માનતા રાખવામાં આવે છે. તો કોઈને ત્યાં છોકરો ન હોય ત્યારે માનતા લેતા હોય છે. કે 'મારે ઘેર પુત્રનો જન્મ થશે તો આખ્યાન બેસાડીશ' અથવા ક્યારેક શોખથી પણ રામાદેવ કે ભાથીજી મહારાજનું આખ્યાન બેસાડવામાં આવે છે. કોઈને કંઈ ઝેરી જનાવર કરડ્યું હોય તેવા સમયે ભાથીજી મહારાજનું આખ્યાન બેસાડવાની માનતા રાખવામાં આવે છે. જેના ઘરે આખ્યાન રાખવામાં આવ્યું હોય તેને ત્યાં ગામલોકોને જમાડવામાં આવે છે તથા આખ્યાન ભજવનારા વ્યક્તિઓને દાન સ્વરૂપે પોતાની ઇચ્છાનુસાર પૈસા આપે છે. હોળી-ધૂળેટી જેવા તહેવારોએ વિવિધ પ્રકારના મુખોટા પહેરીને નાટકો પણ કરે છે.

## મનોરંજનની રીતો

**બાળકોની રમતો :** ગીલ્લી-દંડો, દડો, લખોટી, ઠીકરી, ચાર ખાના બનાવીને, દોરડી-કૂદ, કબડ્ડી, પકડ-દાન, ઝાડ ઉપર પકડ-દાન, ગેંડી-દડો તેમજ

પાણીમાં અધૂડો-મધૂડો વગેરે જેવી રમતો બાળકો રમે છે.

**યુવાનોની મનોરંજનની રીતો :** હોળી-ધૂળેટી વખતે દાંડિયા, દિવાળી વખતે પેરણ, લગ્નપ્રસંગે ગપુલી, નવરાત્રિ સમયે  ગરબા અને વરઘોડામાં નાચવું જેવાં મનોરંજનો યુવાવર્ગ કરતો હોય છે.

## સંગીત, વાદ્ય,નૃત્યનું શિક્ષણ

આ સમાજમાં સંગીત, વાદ્ય, નૃત્ય શિખવા માટે કોઈ પણ પ્રકારનું શિક્ષણ લેવામાં આવતું નથી. બાળકો, યુવાઓ પોતાની રીતે એકબીજાને દેખીને શિખતા હોય છે, દા.ત. તરીકે ગપુલી શીખવી હોય તો મોટા માણસો જ્યારે લગ્નપ્રસંગે રમતાં હોય ત્યારે નાનાં બાળકો જોવે છે અને પછી પોતે તેની નકલ કરે છે આમ કરતાં કરતાં તેઓ પણ શીખી જાય છે. એ જ પ્રકારે સંગીત, વાદ્ય વગાડવાનું પણ અનુકરણ કે દેખાદેખી દ્વારા શીખતા હોય છે.

## સંગીત, વાદ્ય સાચવવાની રીત

ઢોલને ઘરના મોભે દોરડું બાંધીને ઊભો લટકાવવામાં આવે છે. શરણાઈ તેમજ થાળીને પેટીમાં મૂકવામા આવે છે તથા ડગુડીને તાકામાં ઊંધી પાડીને મૂકે છે અને આ બધાં જ વાદ્યો ઉપર પાણી ન પડે તેનું ધ્યાન રાખવામાં આવે છે.

## સંગીત, વાદ્યનું ભવિષ્ય

જૂના, દેશી ઢબના વાજિંત્રોનું સ્થાન નવા વાજિંત્રોએ લીધું છે. દા.ત. ડગુડી વાજાની જગ્યાએ આજે લગ્નોમાં ડીજે વપરાતા થયા છે. પરંતુ ડીજે દેશી વાજાની તુલનાએ ખૂબ જ મોંઘું હોય બધા જ લોકોને તે પોસાતું નથી. ડીજેને લઈ જવા માટે કોઈ વાહન ભાડે કરવું પડે છે જ્યારે દેશી વાજા માટે આવો કોઈ ખર્ચો કરવો પડતો નથી એટલા માટે કેટલાક લોકો દેશી વાજાને જ પસંદ

કરે છે. આમ દેશી વાજાનું ચલણ થોડું ઓછું થયું છે એમ માની શકાય પરંતુ તે ટકી રહેશે એવી આશા છે.



# મૌખિક સાહિત્ય

આ સમાજનું સાહિત્ય મૌખિક પરંપરા સ્વરૂપે જળવાયેલું જોવા મળે છે. વાર્તાઓ, ભજનો, ગીતો, કથાઓ અને ઉખાણાં મૌખિક રીતે ગવાતાં રહ્યાં છે.

## વાર્તા

હરિજનનો એક છોકરો હતો. એનું લગ્ન થઈ ગયું હતું. તેને માઁ એકલી જ હતી. બાપ મરી ગયો હતો. એટલે તેની માઁએ તેને કહ્યું કે 'બેટા તું જા અને તારી બાયજીને તેડી લાય'. વરસાદ પડતો હતો એટલે તેણે કહ્યું કે માઁ વરસાદ પડે છે શું કરું ? તો તેની માઁએ કહ્યું કે તું ગમેતેમ કરીને જા અને 'તારી બાયડીને તેડી લાય' હવે મારાથી કામ થતું નથી. તેણીએ કહ્યું કે સાહ અને રોટલો તું આ કૂલડામાં મેહળી નાશ અની વાટે ઝઈને ખાજે, પછી પેલો કૂંલડામાં રોટલો સોળીને હઁડ્યો. આગળ જતાં રસ્તામાં માતાજીનું એક થાંનક આયું. વરહાત પડતો અતો એટલે પેલાએ માતાજીના થાંનકેથી એક ઘાઘરું લીધું અને તેમાં પોતાનાં કપડાં મૂકી દીધાં પસી ઘાઘરું ઊંધું પાડીને હઁડવા માંડ્યો. આગળ જ્યો એટલે ડાબરામાં ભઁહો પડેલી ઝોઈ. ગૉમના ઝાંપે ઝઈને ઑણે કપડાં પૅરી દીધાં. નૅકળતી વખતે ઑની માઁએ કયું તું કે બૅ-બૅ આથે લઈ લૅજે, એટલે ઑણે કૂંલડું ખભે ભરવી દીધું અને ઍમાં બે આથ સગદી ઘાલ્ય. પેલાએ બૅયે આથ કૂંલડામાં સગદી ઘાલ્યા એટલે આથ નૅકળતા નતા, ઑની માઁએ કૂંલડું ફોડવાનું પણ ના પાડ્યું તું, એટલે એ કરે હું. પસી ઑણે આથ એમને ઍમ ઝ રેવા દીધા અને હાહરાને ઘેર જ્યો. હાહરાના ઘૅર જ્યો એટલે ઑની હાહુ કૅ કે 'ઝમઈ રાઝા આયા-ઝમઈ રાઝા આયા' પસી હાહુએ કીધું કે આવૉ ઝમઈ રાઝા આવૉ, રૉમ રૉમ, તો કૅ કે મારે તો મલવાની બાધા

હ. હાહુ કે કે ‘આઈ હાઈ મારા ઝમઈ તો આટલો બધો વરહાત પડે હ તૉય કોરા ન કોરા હ’. ઝમઈ રાઝ તો સત્યા હ. અમી તમે ઍમ કરૉ કે આપડા પટેલની ભૅંહો ખોવઈ હ, તો ઝાં અનૅ પટેલનૅ વાત કરૉ કે અમારા ઝમઈ રાઝ તો સત્યા હ. પસી પેલો હરિજન (તેનો સાસરો) તો પટેલ પાહે ઝયો અનૅ કે કે અમારા ઝમઈ રાઝ તો સત્યા હ, તમારૅ ભૅંહો ઝોવડાવી ઓય તૉ હૅંડો. પેલો પટેલ કે કે અમે તો ભૅંહો ખૉળી ખૉળીને થાકી ઝ્યા, આજે તૉ હૅંડો. પેલો પટેલ કે કે અમે તો ભૅંહો ખૉળી ખૉળીને થાકી ઝ્યા, આજે તો તઈણ દાડા થ્યા. પેલો પટેલ હરિજનની હાથે આયો અને ઍના ઝમઈને કીધું કે ભઈ મારી ભૅંહો ખોવાઈ ઝઈ હૅ ઝો ખૉળી આલું તો તારા જેવો એકેય નીં. પેલૅ આથોળીમાં ઝોયું અને કીધું કે ઑય શીધા ન શીધા ઝૉ. તમારી ભૅંહો ડાબરમાં પડેલી હ. પેલો પટેલ તાં ઝયો એટલે ભૅંહો આથમાં આઈ. પટેલ કે કે ‘મારા હાહરું આ તો સત્યો હૅ’ પસી પેલો પટેલ હરિજનની પૉહે આયો અને ઍને કીધું કે ‘બોલ તારે હું ઝોયે’ ઍણે કીધું કે મારે કશું ના ઝોયે. થોડા દાડા પૅલાં રાઝમાં રાઝાની રૉણીનો આર ખોવાયો અતો, એમના ઝૉણવામાં આયું કે ઢેડનો ઝમઈ સતીયો હૅ. ઍને બોલાવો. પસી પોલીસવારા આયા અને આ ઢેડને લઈ જઈને ઑઈડીમાં પૂરી દીધો. અને કીધું કે આર આબ્બો ઝોયે નઈતો તની સોડું ની. પસી પેલો ઢેડ તો ચિન્તામાં પડી જ્યો કે ભૅંહો તો ઉં ઝોઈનીં આયો તો એટલૅ બતાઈ દીધી પણ આ આર ચેવી રીતે ખાંળવો. પેલો તો ખાવાનું આલૅ તો ખાય ના અની ઉનમૂન બેહી રૅ. ઑમ કરતાં કરતાં તઈણ દાડા થઈ જ્યા, રાતે ઊંઘ પણ ના આવૅ પસી હુતી વખતે કે ‘નૅંદરડી આઈ, રૉણીનો આર લાય’. થોડી વાર થાય કે પાસો ફરીથી કે ‘નૅંદરડી આઈ, રૉણીનો આર લાય’. પેલી દાશીને ખરબ પડી અને ઍનું નામ પણ નૅંદરડી અતું. દાશીને લાઝ્યું કે ખરેખર આ સતીયો હે એટલે દાશી પેલા હરિજન પાહે ઝી અને કેવા લાગી કે ‘ભશા મારું નૉમ દેતો નીં’ પસી પેલે પૂશ્યું કે આર ચ્યાં હૅ તો કે આર તો નાવાના પૉણા નૅસે હૅ. તો કે ‘હાહુની, કાડી આલ્ય કે’. પેલો તો તઈણ દાડોના હુકા રોટલા અતા એ ખઈની આરામથી ઊંઝી જ્યો. બીજે દાડે રાઝાએ પોલિસવારોને કયું કે પેલા ઢેડ પાહે ઝૉ અને તપાહ કરો કે આર મળ્યો કે નીં. પોલિસવારા પેલા હરિજન પાહે આયાને કીધું કે રાઝાએ કેવડાયું હૅ કે આર મળ્યો કે ની, તો પેલો હરિજન કે કે ‘હાહુનીયો,

ઝૉ ઑયણીં આઉં હું, થોડી વાર રઈની'. પસી રાઝાની પૉહે જ્યો એટલે રાઝાએ પૂશ્યું કે 'અરે, ઢેડ તને આર મળ્યો?' તકે હા, મળ્યો હ. નાવાના પથરે તપાહ કરો, રાઝાએ પોલીસવારોને નાવાના પથરે આરની તપાહ કરવા મોકલ્યા, તો ખરેખર આર તાંથી ઝ મળ્યો. પસી રાઝાએ ઢેડને પૂશ્યું કે 'બોલ તારે હુ ઝોઈએ?' તારે ઝમીન ઝોયે, રૂપિયા ઝોયે અની હોનું ઝોયે તૉયે ઉં આલું. પસી પેલો ઢેડ બોલ્યો કે બાવજી મારૅ બીઝું કશુંય નથી ઝોઈતું પણ તમારી ચૂંઈ-ચૂંઈ થાય (મોજડી) એ મનૅ આલૉ. પસી રાઝાએ કયું કે બશ ઍના પર ઝ ધૉન સે તારું તો કે હા. પસી રાઝાએ પોતાની મોઝડી પૅરાઈ અને પાઘડી બંધાઈને ઍને મોકલ્યો. પસી ઢેડ ઍના હાહરાનૅ ઘૅર જ્યો અની ઍની બાયડીને કીધું કે હાહરી, તૈયાર થા, તૅઈઝ-ચાર દાડા થઈ જ્યાં ઑઈની ઑઈ. પસી બૅયે પોતાના ઘૅર ઝવા નૅકળ્યા. રસ્તામાં આગર નદી આઈ, રાઝાઍ કીધેલું કે આ મોઝડીને પૉણીમાં પણ કાડવાની નીં, એટલૅ પેલો કૅ કે ઉં તો નદી નીં ઉંતરું, તો ઍની બાયડી કૅ કે તું નદી નીં ઉતંરું તો ચીમચીમ આયે ? તો પેલૅ કીધું કૅ હાહુની , મારા બૅ પૉગ હઈની તૉઈણ. અમી પેલી બૅ પૉગ ઝાલ્યા અની ખભૅં મેલ્યા. અની પૉણીમાં હૅડવા લાઝી, પેલાનું માથું પૉણીમાં અતું એટલે પલો મરવા હારું તફડીયૉ મારતો અતો તો પેલી ઢેડી કૅ કે સૉની રૅની, મકલાઈ હૉની. પેલી બાયણે નૅહરી એટલામા ઢેડ તો ખલાસ થઈ જેલો. બાયણૅ નૅહર્યાં એટલૅ 'ગોવારીયે બૂમ પાડી કે ઍને તૉણું હુંકા'? ગોવારીયા પૉહે આયાને ઝોયું તો પેલો તો મરી ઝયો તો એટલે એને કીધું કે તારો બાપ તો મરી ઝો હૅ, એટલે પેલીને લાઝ્યું કે મારો બાપ મરી ઝયો, પસી પેલી ઍના ધણીને પડતો મેલીને એના બાપને ઝોવા દોડી. પેલી ઘેર પૉચી એટલે ઍના બાપાએ પૂશ્યું, 'અ સોઈ ચમ રોતી- રોતી આઈ?' તકૅ, હાય હાય તારો બાપ મરી ઝયો હૅ ઍમ ગોવારીયે કીધું એટલૅ ઉંતો પાશી આઈ. અલ્યે, હાહરો પેલો (ઝમઈ) તો નથી મરી ઝયો નૅ? તાં ઝઈને ઝોયું તો પેલો તો ખલાસ થઈ ઝયો તો.

બોધ : પહેલાંના સમયના લોકો કેવા નિખાલસ હતા એમનામાં કેવું ભોળપણ હતું એ બોધ આપણને આ વાર્તામાંથી જાણવા મળે છે.

## ગીત

નદી કિનારે ઝાઝી સે આવળી,
સોયલે બહીને બેની મનમાં વચારે...
નદી કિનારે ઝાઝી સે આવળી,
સોયલે બહીને બેનીનો બપો મનમાં વચારે...
નદી કિનારે ઝાઝી સે આવળી,
સોયલે બહીને બેનીના માઁ મનમાં વચારે...
નદી કિનારે ઝાઝી સે આવળી,
સોયલે બહીને બેનીનો ભાયો મનમાં વચારે....
નદી કિનારે ઝાઝી સે આવળી,
સોયલે બહીને બેનીના કાકો મનમાં વચારે....

## ઉખાણાં

(૧)
કાદવ જોઈ ઘર ઘાલે, પાણી જોઈ મકલાઈ
એનું માથું વાઢ્યે સો વર્ષ જીવે,
એની ખાલ કાઢ્યે જીવ જાય.
– ડાંગર

(૨)
ચાંબડીયાની છોકરી કૂવામાં પડી, સુતારની છોકરીએ બૂમ પાડી,
લવારની છોકરી દોડી ગઈ, કૂવામાંથી ખેંચી કાઢી.
– કોશ

(૩)
ગાય વાઈ ગુંદરે, એની દોનારી પારણીએ પોડી.
– પોદળો

ચાર-પાંચ મોભીઓની હાજરીમાં નિર્ણય કરવામાં આવે છે. આ નિર્ણય બધાને માન્ય રાખવો પડે છે. આ નિર્ણય જો ન માનવામાં આવે તો દંડ અથવા શિક્ષા કરવામાં આવે છે.

# ડુંગરીભીલી સમાજ

## વાદ્ય ઢોલ

ડુંગરાભીલ સમાજમાં સૌથી જૂનું વાદ્ય તરીકે ઢોલ ઓળખાય છે. ઢોલ મોટામાં મોટુ અને મહત્ત્વનું વાદ્ય છે. તેને 'ટુને' તરીકે પણ ઓળખવામાં આવે છે. આ ઢોલના નાનાં-નાનાં સ્વરૂપો જોવા મળે છે. તેને અલગ અલગ નામથી ઓળખવામાં આવે છે. જેવા કે નાનો ઢોલ, માંદળ, ઢોલક, ઢોલકી, ઢાંક વગેરે ઢોલની બનાવટ આંબો, લીમડો, સિસમ કે બિયાના થડનાં લાકડાંમાંથી સવા ત્રણ ફૂટનો ટુકડો કાપી આ ટુકડાને સુથાર અંદરના ભાગે કોતરી પોલાણવાળું ભુંગળુ કરે છે. તેની લંબાઈ ત્રણ-સવા ત્રણ ફૂટ અને ગોળાઈ બે સવા બે ફૂટ જેવી રાખે છે. પરંતુ તેની સાઈઝ જુદી-જુદી હોય છે. નળાકારનો ડાબો-જમણો છેડો મોટાભાગે સમાન વ્યાસનો રાખે છે. આ પોલાણવાળા લાકડાંને બન્ને બાજુ બકરાંનું ચામડું ચઢાવે છે. સમાજમાં વાર-તહેવારોમાં બકરાંની બલી આપે છે ત્યારે ચામડાનો ઉપયોગ ઢોલ ચઢાવવામાં આવે છે. ચામડું ચઢાવવાનું કામ ડબગર કરે છે. ઢોલ ચઢાવવાનું થાય ત્યારે ચામડાને પાણીમાં પલાળી રાખે છે. પતરી વડે બકરાના વાળને સાફ કરી નાંખે છે. ઢોલના માપ પ્રમાણે ચામડું ગોળાકારે કાપે છે. વાંસની પાતળી પટ્ટીમાંથી ઢોલના માપ પ્રમાણે રીંગ બનાવી ચામડું રીંગ પર ફીટ કરે છે. આ રીંગને ગોળાકાર લાકડાના બન્ને બાજુ બેસાડી દે છે. રીંગ પર દોરડું અંદર રહે તેવાં કાણાં બન્ને બાજુ પાડે છે. બન્ને બાજુથી બન્ને રીંગોને પકડી રાખે એવી રીતે દોરડું બાંધે છે અને તે દોરી ઉપર કે દોરીના ચામડાના નાના-નાના ટુકડા દોરડાને ખેંચવા માટે બાંધે છે એટલે ઢોલને તાલ ચઢાવવામાં ચઢાવતા કે તાલ ઉતારવા માટે આ દોરી રાખે છે. ઢોલની જમણી બાજુ ચામડાના અંદરના ભાગમાં ગાડાનું ઉજણ કે રૂસણી લગાડે છે. જેથી ઢોલનો અવાજ બદલાય છે.

જ્યારે કોઈ પ્રસંગમાં ઢોલ વગાડવાનો હોય અથવા નવો ઢોલ હોય તેને સારી રીતે અવાજ મેળવવા જૂના ઢોલનું ચામડું જ્યાં વગાડે તેની બાજુમાં પકડે છે.

તેમાં ખાસ જૂનો ઢોલ ખૂબ સારો વાગે અને એના જેવો જ આ ઢોલનો તાલ લાવવા માટે જૂના ચામડાનો ઢોલનો અવાજ અથડાય ત્યારે નવા ઢોલમાં તેના પડઘા પાછા આવે છે. આ પડઘાથી પેલો નવો ઢોલનો અવાજ લાવવા માટે એક-બે મિનિટ જમણી બાજુ થાપ મારવી પડે છે. ત્યારે તેનો તાલ મળે છે. તેમાં થાળી તાલ પૂરી આપે છે.

ઢોલને દોરડા વડે બાંધી ગળામાં લટકાવીને હાથ વડે, ડીડીયાથી વગાડે છે. ડીડીયું આંબલીના વૃક્ષના મૂળિયામાંથી બનાવે છે. આ વાદ્ય સાથે પિત્તળની થાળી, પેહા, વાંસળી, કરતાલ, માંદળ વગેરે તાલ આપે છે. જ્યારે મેળા હોય ત્યારે બીજાં અન્ય ગામોમાંથી પણ ઢોલ લઈ આવે છે. હજારોની સંખ્યામાં લોકો જુદી-જુદી ટોળકીઓ પોતાનાં વાદ્યો લઈને આવે અને સાથે સ્ત્રીઓ પણ નૃત્ય કરે છે.

આ ઢોલ ગામશાય, ઈંદ, કુંવારીઓ, મેળા, ચૂલ, દિવાળી, ઘૈરેયા, નૃત્ય વગેરે પ્રસંગોમાં વગાડે છે. આ તહેવારોમાં તેની પૂજા વિધિ કરે છે. ઢોલ સારી રીતે મોટો અવાજ ઢીચુમ-ઢીચુમ ચોમ-ચોમ આવા અવાજે વાગે છે.

આ ઢોલ ૧૫ થી ૨૦ કિલો વજનનો હોય છે.

## નાના ઢોલ

આ ઢોલને ભીલ સમાજમાં ‘ઢોલ્યો’ તરીકે ઓળખવામાં આવે છે. આ ઢોલ આંબો, સાગ, બાવડ, લીમડાના વૃક્ષના લાકડામાંથી બનાવે છે. આ ઢોલ સુથાર તૈયાર કરે છે. નાનો ઢોલ-દોઢ/બે ફૂટના ટુકડો લઈને બનાવવામાં આવે છે. એની બન્ને બાજુ વાંસની ગોળ માપની રીંગ બનાવી સાથે ઢોરનું ચામડું ચઢાવે છે. રીંગમાં દોરી અંદર જાય તે રીતે કાણાં પાડી દોરી બાંધે છે. આ દોરી વડે ઢોલના તાલ મેળવવા માટે દોરીના ટુકડા બાંધે છે. ગળામાં લટકાવી લાંબી દોરી બાંધી ડીડીયાથી વગાડે છે. દોરી ખેંચીને ઢોલનો અવાજ મેળવી શકાય છે.

આ ઢોલ ધાર્મિક પ્રસંગો, મરણ પ્રસંગો, લગ્નપ્રસંગો, ગણેશસ્થાપનાની વિધિ, શરણાઈ, નગારી સાથે વગાડવામાં આવે છે. આ વાદ્યોને વર કે કન્યા તથા તેના માતા-પિતા થાળીમાં દીવો સળગાવીને ચોખા, કંકુના પાંચ-પાંચ ચાંદલા કરીને નાડાછડી બાંધી તેને પાંચ વાર વધામણું ફેરવીને પૂજાવિધિ કરી પછી જ વાંજિત્રો વગાડે છે. પ્રસંગોમાં જુદા-જુદા ચાળા નાના ઢોલના તાલે વગાડે છે. તેમાં ચાલુ નૃત્યો દોડી-દોડીને રમવું પગ વાડીને રમવું, જોડી કરીને રમવું અને ટીમલી નાચવું વગેરે નૃત્ય કરે છે.

## થાળી

થાળી તાલ વાદ્ય છે. પિત્તળની થાળી ડીંડીયા વડે વગાડે છે. મોટો ઢોલ, માંદળ સાથે નૃત્યસમયે વગાડે છે. લગ્ન પ્રસંગે, મૃત્યુ પ્રસંગે થાળી વગાડે છે. થાળી કંસારાની દુકાનેથી વેચાતી લે છે.

## કરતાલ

નૃત્ય સમયે તાલ આપતું વાદ્ય છે. તેને 'ખોલખોશ્યો' ના નામે ઓળખે છે. તે છમ-છમ એવો અવાજ આપે છે. તેને સાગ કે આંબાના વૃક્ષના લાકડામાંથી બનાવે છે. તેની લંબાઈ એક ફૂટ અને જાડાઈ ત્રણ ઈંચ છે તે લાકડાંની સપાટ પટ્ટી બનાવી બન્ને છેડા પર વચ્ચેના ભાગે ખાચો કરી પતરાને ગોળ આકારે કાપી, આડી ખીલી નાંખીને પતરાના ચિપલા લગાવે છે. કરતાલને વચ્ચેના ભાગે પકડવાનું હોવાથી આ ભાગને પાતળો રાખે છે. વાદ્યને હાથ માં પકડીને વગાડે છે. અત્યારે સમય બદલાતાની સાથે કરતાલ જેવી વસ્તુ બજારમાંથી વેચાતી મળે છે.

દિવાળી, દિવાસા, હોળી, ઈંદ, લગ્નપ્રસંગે, મેળાઓમાં કરતાલ વગાડે છે. મેળાઓમાં પુરુષો પેહા, વાંસળી વગાડે અને સ્ત્રીઓ કરતાલ વગાડી ગીતો -ગરબા ગાઈ અને સાથે નૃત્ય કરે છે. એક હાથે બે કરતાલ ભેગી કરીને વગાડે છે. નૃત્ય સમયે તાલ આપવાનું કાર્ય કરે સાથે નૃત્યમાં આવેશ લાવવાનું કામ

કરે છે. દિવાસાના તહેવારમાં સ્ત્રીઓ હારબંધ કરતાલ વગાડી નૃત્ય કરે અને એક બાજુ પુરુષો પેહા, વાંસળી વગાડીને ગીત ગાય છે.

## ઘૂઘરા

ઘૂઘરાને 'કુંગરા' તરીકે ઓળખવામાં આવે છે. આ વાદ્ય એક હાથે પકડી બીજા હાથે ખેંચીને વગાડવામાં આવે છે. અથવા કમરે પગે બાંધીને વગાડવામાં આવે છે. પિત્તળ, લોખંડમાંથી ઘૂઘરા બનાવવામાં આવે છે. ચામડાના પટ્ટામાં ઘૂઘરા બાંધે છે. અથવા બજારમાંથી રંગ-બેરંગી દોરીઓ લાવીને ઘરે જાતે તૈયાર કરે છે. દોરીઓ ગૂંથીને એક પટ્ટો બનાવે તેમાં જુદા જુદા કલરના ફૂમતા સાથે ઘૂઘરા પણ લટકાવે છે.

હોળીના તહેવારમાં ઘૈરેયો બને છે તે પાંચ દિવસ સુધી ઘૂઘરા બાંધીને ફરે છે. તુમડી, દૂધીના પણ ઘૂઘરા બનાવીને બાંધે છે. નૃત્ય સમયે પુરુષો સામૂહિક નૃત્ય કરે ત્યારે પુરુષો હાથમાં ઘૂઘરા પકડીને પણ વગાડે છે.

દિવાસાના તહેવારમાં સ્ત્રીઓ હાથમાં નાની-નાની ઘૂઘરીઓ હાથે બાંધીને હાથમાં લઈને વગાડે છે. સ્ત્રીઓ ઓઢણીના બન્ને છેડે નાની ઘૂઘરીઓ ગૂંથે છે. બળદોને ઘૂઘરા બાંધે છે. લગ્ન સમયે ઘોડાને પગે ઘૂઘરા બાંધી વરને નચાવે છે. આ ઉપરાંત બાકીના સમયે ઘૂઘરા વગાડતા નથી. આ સમાજમાં ઘૂઘરાને વ્યવસ્થિત રીતે ઘરમાં માળા, દિવાલે, કપડાં મુકવા માટે 'વરગણી' કરી હોય ત્યાં લટકાવે છે.

આમ સમાજમાં ઘૂઘરાનું મહત્ત્વ જોવા મળે છે.

## પેહો

ડુંગરાભીલ સમાજમાં 'પેવુ' તરીકે ઓળખવામાં આવે છે. વાંસમાંથી ખાસ કરીને જાડો લાંબી અત્તરની ગાંઠોવાળો (પીરા) પોલાણવાળો વાંસ બપોર

પછીના સમયે કારીને લાવે છે. તેની લંબાઈ લગભગ અઢીથી ત્રણ ફૂટ જેટલો ટુકડો કાપવામાં આવે છે. આ ટુકડા ઉપરના ભાગે ત્રિકોણ અકારની ત્રણ ઈંચ જેટલો કાપે છે. ટુકડાની અંદર વચ્ચેના ભાગે ગાંઠો હોવાથી તેને લોખંડનો સળિયો તપાવીને કાણું પાડે છે. એટલે ટુકડાને આખો પોલાણવાળો બનાવે છે. ઉપરના ભાગે ત્રિકોણ આકારના પોલાણમાં સાગના લાકડાંની ઠેસી ફીટ બેસાડે છે. તેમાં હવા પ્રવેશે તેવા પ્રકારે પાતાળુ કાણું મૂકે છે. ત્યાં જ બરોબર ચાર ઈંચ પર ચોરસ કાણું પાડે છે. ત્યાર બાદ બરોબર બે વેંત ભરીને ચાર કાણાં બે-બે ઈંચના અંતરે પાડે છે. છેલ્લા ભાગે તેને લટકાવવા માટેનું એક કાંણુ પાડે છે. પેહો વાગાડવા માટે પાંચ છિદ્રો પાડવામાં આવે તેમાં જ સૂરો મળે છે. પેહો કોઈ રસ ધરાવનાર વ્યક્તિ બનાવી વગાડે છે. પેહો નૃત્યો સાથે અને નૃત્ય વગર પણ વગાડવામાં આવે છે. નૃત્ય સાથે હોય ત્યારે પુરુષો પેહા વગાડે અને સ્ત્રીઓ ગીત ગાઈ અને નૃત્ય કરે છે.

જૂન મહિનામાં વરસાદ શરૂ થાય ત્યારે વાવણી કરેલા પાકો જેવા કે મકાઈ, તુવર, અળદ, ડાંગર, મઠ વગેરે અને ધરતી પર પહેલા ઊગી નીકળતાં અલગ અલગ બીજના છોડવાઓ ઊગી નીકળે છે. ભીલ સમાજના ગામડાંઓમાં દેવનાં સ્થાનકો છે. તેમાં એક ગામદેવ (નાંદરવાદેવ)નું સ્થાનક આવેલું છે. વાવણી કરેલ પાક સાથે જે બીજ નાંદરવું ઊગી નીકળે છે. તેનું નિંદામણ આ દેવની પૂજાવિધિ કર્યા બાદ જ શરૂ કરે છે. તેને ડુંગરાભીલ સમાજ દેવ પૂજવાના નામથી ઓળખે છે. દેવની પૂજાવિધિ માટે ગામમાંથી અનાજ જરૂરી ચીજવસ્તુઓ ભેગી કરે છે. આ બધું ભેગું કરવા માટે પૂંજારો ગામમાં ઘેર-ઘેર ફરે છે. આવા સમયે પૂંજારાને સંબોધીને પેહામાં ગીત ગાય છે. ત્યારથી પેહો વગાડવાની શરૂઆત થાય. આ દિવસને દેવના દિવસ તરીકે ઓળખે અને દેવને સંબોધીને પેહામાં ગીતો ગાય છે. નવપરણિત યુગલોને સંબોધીને ગીતો ગાય છે. જેમાં પુરુષો પેહા વગાડે અને સ્ત્રીઓ ગરબા ગીત ગાય છે. આમ સામ સામે એક બીજાને સંબોધીને ગીતો ગાય નૃત્ય કરે છે.



# નાટ્યવેશો

## ઘેરૈયા વેશ

ડુંગરાભીલ સમાજમાં 'હોળી' મુખ્ય તહેવાર છે. તેનું ખૂબ જ મહત્ત્વ છે. વર્ષ દરમિયાન કેટલાક ભાઈઓ હોળી માતાની ચૂલ દેવી (અગ્નિ-અંગારા) માં ચાલવાની માનતા રાખે છે. તેમાં ખાસ કરીને કોઈ યુવાનના લગ્ન ન થયા હોય, કોઈ વ્યક્તિ વધારે બીમાર રહેતો હોય, કોઈના ઘરમાં પશુઓ બીમાર રહેતા હોય આવા પ્રકારની મુશ્કેલી પડતી હોય તે વ્યક્તિ હોળીમાં ચૂલદેવીની માનતા લે છે. તે માનતામાં ઘેરૈયાવેશ/ઘેરાણીવેશ લેવાની માનતા હોય છે. ઘણા લોકોની ઘરની બાધા પણ રાખતા હોય છે. હોળીની રાખ શરીરે લગાડી ઘેરૈયા બને છે. જે પાંચ દિવસ સુધી પોતાના ઘરે જમતા નથી. અમુક ચોક્કસ નિયમોનું પાલન ઘેરૈયા બનનાર પાળે છે.

તેઓ અલગ-અલગ વેશ ધારણ કરે છે.ઘેરૈયા બનનાર શરીરે રાખ (રખોડો) લગાવે છે. તેનું શરીર ઉઘાડું એટલે કે શર્ટ પહેરતો નથી. તે ધોતિયુ કે પેન્ટ પહેરે છે. કમરે ઘૂઘરા બાંધે જેવા કે બળદના ઘૂઘરા, સુકાય ગયેલા ગલકા, તુંબડી બાંધે છે પગે પણ ઘૂઘરા બાંધે છે. માથે તાડનું 'ઝીણ' જાળીનો ટોપો બનાવી તેમાં મોરપીંછ લગાવી બાંધે છે. જેમાં આંબાનાં પાન પણ બાંધવામાં આવે છે. મોં અને શરીરના ઉઘાડા ભાગ પર સફેદ માટીથી ટપકાં છૂંદણા પાડે છે. ગાલના ભાગ પર નાનાં-નાનાં ટપકાં પાડે છે. પીઠ, છાતીના ભાગે, હાથે અને પગે મોટાં ગોળ સફેદ ટપકાં પાડે છે. ગળામાં ભોયરીંગણીની માળા પહેરે છે. જાત-જાતના ઊનનાં રંગીન ફૂમતાં પણ બાંધે છે. હાથમાં તીર-કમાનમાં ધકોડો (તીર જેવું) સાથે રાખે છે.

ઘેરૈયા બનનાર જુદા-જુદા વેશ ધારણ કરે છે. તેમાં કોઈ નાગરિયો વેશ લે છે. ફાટેલો પેન્ટ પહેરીને આખા શરીર પર કાળી મેંશ લગાવી. હાથમાં લાકડું લઈ કે ઘૂઘરા, જુદાં-જુદાં ફૂમતા બાંધી કેટલાક હાથમાં તીર કામઠું રાખે છે.

એ મેળાઓમાં નાચતા કૂદતા અને ગેર ઉઘરાવતા હોય છે.

### ઘેરાણી વેશ

ઘેરાણીવેશ ધારણ કરનાર એ હોળી માતાનું રૂપ હોય છે. એટલે તે પુરુષ સ્ત્રીના કપડાં પહેરે છે. તે મોં પર કાળી મેશ, કપાળે તિલક કરી, ગળામાં કાગળના ફૂમતાનો હાર બનાવી પહેરે છે. તેમજ મોતીના છોટિયા (ચાળા) પહેરે છે. પગ, હાથમાં નાના ઘૂઘરા બાંધે છે. એક હાથમાં સૂપડું અને બીજા હાથમાં લાકડાનો ચાટવો રાખે છે. ગામમાં તથા નજીકનાં ગામોમાં પાંચ દિવસ સુધી ઘરે ઘરે ફરી અનાજની ઉઘરાણી કરે છે. છેલ્લા દિવસે માનતા છૂટી ગયા પછી ઉઘરાણીના અનાજનું રસોડું તૈયાર કરી બધાને જમાડે છે.

ઘેરૈયો, ઘેરાણી પોતાનો મૂળ અવાજ બદલીને બોલતા હોય છે. લોકો સાથે મનોરંજન કરે છે. તેમાં તેઓ પાંચ દિવસ સુધીનો ઉપવાસ પણ રાખે છે. કવાંટ-નસવાડીમાં ત્રીજ-પાંચમના ગેર-મેળા થતા હોય છે. તે સમયે ઢોલ, નાનો ઢોલ, પેહા, થાળી, વાંસળી જેવા વાંજિત્રો વગાડવામાં આવે છે. ઘેરૈયા હાથમાં કરતાલ લઈને ઢોલના તાલ પ્રમાણે વગાડે છે.

આમ ડુંગરાભીલ સમાજમાં ઘેરૈયા, ઘેરાણી, નાગરિયો ઘેરૈયા જેવા મેળાઓમાં વેશ ધારણ કરીને માનતા છૂટે છે.



## વાર્તાઓ

**એક ઉંદર :** એક હતો ઉંદર તે ઉંદરવાળે વાળે ફરતો હતો તે ઉંદરને કાંટો વાગ્યો પછી તેની ભાભી રોટલા બનાવતી હતી પછી તે ઉંદર તેની ભાભી પાસે જઈને તે કાંટો કળવીયો પછી તે ઉદંર ભાભી પાસે આવીને તે ભાભીને કહી મારો કાંટ હતો તેવોને તેવો પાસો કાંટો આપો પછી તો તારો રોટલો લઈને જઈશ પછી તે ઉંદર ખેડૂતને કહે ઓ ખેડૂત મારો રોટલો ખાવા આવ

પછી તે રોટલો ખાદો પછી તે રોટલો ખાદો અને પછી તે ઉંદર કહે ખેડૂત મારો રોટલો હતો ને હતો તે રોટલો આપ નહીંતો તારો ફાલવો લઈ જઈશ એક ડોશી લાકડીથી માટી ખોદતી હતી ઓ ડોશીમાં લે આ ફાલવો માટી ખોદ પછી તે ડોશી માટી ખોદતા ખોદતા તે ફલવો ટુટીગ્યો પછી તે ઉંદર કહે ડોશીમાં મારો હતો તેવોને તેવો ફાલવો આપી નહીંતો તારી ટગારી લઈ લેશે પછી તે ઉંદર તે ડગારી લઈ લેશે પછી આગળ જતા જતા એક કાકી ભેસનું દૂધ કાડતી હતી પછી તે ઉંદર એને કહે કાકી કાકી લે આ ટગારી દૂધ કાડ પછી તે ભેંસએ લાત મારીને તોડી નાંખી.

**કન્હાર માતાની વાર્તા :** એક સમયએ કન્હારમાતા સૃષ્ટિ પર ફરવા માટે નીકળી ત્યારે રસ્તામાં માણસો એની પાછળ પડ્યા અને કહેવા લાગ્યા કે આને આપણી રાણી બનાવીએ માણસો તે રાણી બનાવવા માટે જીદ કરવા લાગ્યા. પણ કન્હારમાતા કહેવા લાગી કે હું કુમારી છું. તમે બાજુ નજર ના લગાડશો. પેલા લોકો છતાં પણ હેરાન કરવા લાગ્યા. એ હેરાન થયેલા માતા ગાય બની ગયી. તો એની પાછળ બળદ પાછળ પડે છે. તો એ બકરી બની જાય છે તો બકરા પાછળ પડે છે. કુતરી બની જાય તો કુતરા પાછળ પડે છે. છેલ્લે પછી બિલાડીનો વેશ લઈને એક મોસેટીમાં સંતાઈ જાય છે. પછી એ મેઘરાજા પાસે ફરિયાદ કરવા જાય છે. રસ્તામાં ફૂલહારવાળાં ઝાડ આંબો, મહુડા, બોર વગેરે કહેવા લાગ્યા કે મને કોઈ ખાતા નથી. મને એમના પગથી દબાવે છે પણ ખાતા નથી. મારી પણ ફરિયાદ. હું પણ તારી જોડે આવું છું. પછી વગડામાં જાય છે ત્યાં મૂળિયા, કાંદા, પાન વગેરે પણ કહેવા લાગ્યા કે મને કોઈ પણ ખાતું નહીં હું પણ તમારી જોડે આવું. આમ કન્હાર, ફૂલહાર, અને વગડા આમ ત્રણેય જણ ફરિયાદ કરવા માટે મેઘરાજા પાસે જાય છે. ત્યાં જઈને કન્હારમાતા રડવા લાગી. મેઘરાજાને લાગ્યું કે કોઈ રડે છે. ત્યારે મેઘરાજા કહ્યું તેમ કેમ રડો છો ત્યારે કન્હાર માતાએ પોતાની વાત કરે છે કે માણસો મને હેરાન કરે છે. વગડા કહે હું કંદ,મૂળ, કાંદાથી ભરેલો છું પણ મને કોઈ ખાતું નથી અને ફૂલહાર કે મેં પાકા પાકા ફળ આપું છું. છતાં મને કોઈ ખાતું નથી. મેઘરાજા કહેવા લાગ્યા તમે ચિન્તા ના કરશો હું બાવીસ વર્ષની ભૂખ મૂકી દવ એ ત્રેવીસ વર્ષની તરસ મૂકી દેવું જાવ તમે તમારે ઘરે

જાવ એમ કરી બધાને મોકલી દીધા અને આ બાજુ એક વર્ષ, બે વર્ષ, ચાર વર્ષ આમ વરસાદ પડ્યો નહીં. દરીયાનું પાણી ખાલી થઈ ગયું રગલ માછલા મરવા લાગ્યા. માણસ રગલ માછલાને કાપી-કાપીને ખાવા લાગ્યા. એમાં લોકો ઝાડના છાલ પણ ખાવા લાગ્યા. એવામાં એક હરીજન કહેવા લાગ્યો બધી દુનિયા રગલ માછલા ખાય તો આપણે પણ ખાવા જોઈએ. આમ કરી ખાવા જાય છે તો રગલ માછલો જીવતો જોયો.એની આંખો પટાકાવતો હતો. આ જોઈને હરિજન કહેવા લાગ્યો કે આ રગલ માછલો જીવતો છે. એ પાપ મે નથી કરતો મરેલો હોય તો જરૂર ખાતો. હરીજન પાછો આવતો હતો. ત્યારે રગલ માછલો કહેવા લાગ્યો. આખી દુનિયા ખાય છે તો તું કેમ નથી ખાતો. હરિજન કે તું જીવતો છે એટલે મારાથી ના ખવાય ત્યારે રગલ માછલો કહેવા લાગ્યો તેં મારા પર દયા કરી છે એટલે હું તને એક વાત કહું છું. તું એક પાલખી બનાવી લીજો. બે દિવસમાં ટુંડવીને ટુંડવો આવસે સુપડા ધારીયો વરસાદ આવશે. આમ કહીને હરીજન પાલખી બનાવવા લાગ્યો એ એમાં બેસી ગયો અને મુશળધાર વરસાદ ચાલુ થઈ ગયો. જ્યાં દેખે ત્યાં પાણી પાણી થઈ ગયું. એમાં હરિજને એની બેન ભાઈ-બહેન બન્ને બચી ગયા. આ બન્ને ભાઈ બહેન પાલખીમાં તણાવવા લાગ્યા. અને એમને ફેણાઈમાતા કાઠવા ગયા તો પાવાગઢવાળી ધક્કો મારી દૂર કરી નાંખી એ પાવાગઢ કાઢી નાખીયા. આ બાજુ બંધે પાણી હતું ત્યારે રાણીકાજલ કાગડીને કીધું કે તું જા. સૃષ્ટિ પર કોઈ માણસ દેખાય તેના પર અમર પાણી છાંટી દેજો. કાગડી ઉડતી ઉડતી પાવાગઢવાળીનાના હરિજનને જે જમવાનું આપેલ તેની બાજમાંથી એ દાણો લઈને કાજલ માતા જોડે આવી અને કહેવા લાગી કે આખી દુનિયામાં માણસ નથી. પાવાગઢમાં બે માણસો છે. કાગડી પછી બોર પર જઈને બેઠી ત્યાં પોતાનું શરીર હલાવવા ગઈ ત્યાં. અમર પાણી બોર પર પડ્યું એ બોર અમર થઈ ગઈ આજે પણ બોરને કાપી નાખો કે પછી બાળી દો છતાં પણ એના મૂળિયા ફૂટે છે. એવું માનવામાં આવે છે. હરીજન ભાઈ-બહેનમાંથી સૃષ્ટિનું નવું સર્જન થયું એમાંથી અલગ-અલગ જાતિના લોકો તૈયાર થયા. એમાંથી અઠાર નાત-જાત બનાવી પછી સૂર્ય-ચાંદનું સર્જન કર્યું એના પહેલા અંધારુઘોર હતું પછી સૂર્યને મોટોભાઈ બનાવી દિવસે મૂક્યો અને ચાંદને નાનાભાઈ બનાવી રાત્રે મૂક્યો છે.



# ભજનો

હરિ તારા નામ છે હજાર ક્યા નામે લખવી કંકોતરી
રોજ રોજ બદલે મુકામ કયા નામે લખવી કંકોતરી
કોઈ તને રામ કહે કોઈ સીતારામ કહે
કોઈ કહે નંદનો કિશોર.....કયા નામે
મથુરામાં મોહન, ગોકુળમાં ગાવિંદ
દ્રારિકામાં રાય રણછોડ...કયા નામે
નરસિંહ મહેતાનો સ્વામી શામળિયો
મીરાનો ગિરિધાર ગોપાલ.....કયા નામે
ભક્તોની રાખી ટેક રૂપો ધર્યા અનેક
અંતે તો એકનો એક....કયા નામે
નામ તારા અપાર, ગણતા આવે ના પાર
પહોંચે ના પૂરો વિચાર.....કયા નામે

અચ્યુતન કેશવમ કિષ્ના દામોદરમ
રામાનારાયણ જાનકી વલ્લભમ....(૨)
કૌન કહેતા હે ભગવાન આતે નહી...(૨)
ભક્ત મીરા કે જૈસે બુલાતે નહી....અચ્યુતન
માં યશોદા કે જૈસે સુલાતે નહી...અચ્યુતન
કૌન કહેતા હે ભગવાન નાચતે નહી..(૨)
ગોપીઓ કી તરહ તુમ નચાલે નહી.....અચ્યુતમ



# લગ્ન ગીતો

## વિવાહ જોડવાનું ગીત

નદી કિનારે બાયા લીલા લેર માંડવો
પહોવા દેવો બાયા કાદવોઅ માહુંઅ બોણાવયોટ
તીયા માં અહોંહો બાયા આદોમ નામ પાળીનો
લીલા લેર માંડવા મેં આદો મોહો મેકીનું
આદોમેં એખનું બાયા હોબા નાંય દેખાયે

પહોવા દેવો બાયા આખાઅ વેહવાલ કોઈનો
ઈયા માગો બાયા તીયાહા વોસોન આપીનો
બુયે માટી બેનું આરી મીલીત રોજા રે
માટી બૂંઈહી બાયા સૂળીત નાંય મેકે શે
લીલા લેર વાળયો મેં આદોમો અ નીદ માંદાની
આદોમોંઅ ડીનોઅ બાયા એક પાહલી કાડીની
તીયો પાહલ્યો અ બાયા એક બુયે બોણાવી
બૂયેઅ માટયોહો બાયા સૂળીત નાંય મેકે રો
લગ્ન પ્રસંગનાં ગીતો :
લીલી વાડીમાં લીલો બંગલો
બંગલા ઉપર લીલી ખૂરશી
ખૂરશીમાં બેસીને બેની પેપર વાંચે
ઉગતા સૂરજને ભૂલી જવાન
નમતા સૂરજને નથી ભૂલવા ના
ભાઈ બોલાવે બોલ મારી બેન
સાસુ બોલાવે બોલ મારી બેન
કુવાની કાંઠે પોપટ બોલે રે બેની
બાપાના કપડા કોણ ધોશે ઓ બેની

મમ્મીના કામ કોણ કરે છે ઓ બેની
ભાઈના કપડાં કોણ ધોશે ઓ બેની
ઉપર બંગલો નીચે બગીચો
બગીચા રેલા બેની એકલા રે
ઉપર માળી નીચે બાપા
વચમાં રેલા બેની એકલા રે



## ઉખાણાં

ડુંગરાભીલ ભાષાનાં ઉખાણાં ખાસ કરીને કલા, વૃક્ષ, શરીર, ખેતી, પહેરવેશ, શિકાર, જીવજંતુ, પ્રાણી, ખોરાક, અનાજ, સંગીત, ફૂલ, છોડ, પશુ-પક્ષી, વ્યક્તિઓ, શાકભાજી, સમય, ઘરવખરી ચીજવસ્તુઓ વગેરે સાથે જોડાયેલા જોવા મળતા હોય છે.

| | | |
|---|---|---|
| (૧) | બાર બરુટીયા ચાર શીરુટીયા બે તુવેરના દાણા | - હળ, માથું અને પગ |
| | ગુજ. | |
| (૨) | એકા ડોળેઅં થુળી ચાર કાલ્લે | - પાડા આ આશલ્યા |
| | ગુજ. એક પથ્થર નીચે ચાર માછલી | - ભેંસના આચળ |
| (૩) | એકા દાદા રાતી રાતી ટુંડી | - રાતો મીરસો |
| | ગુજ. એક ભાઈની લાલ લાલ લોવી | - લાલ મરચું |
| (૪) | પુઈન્યો બુળધ્યોઓ મુંગો નાયે જોળે | - ઈંડો |
| | ગુજ. બરેલી મહુડીનું કાળુ નહિ મળે | - ઈંડું |
| (૫) | કાલશ્યા સિવાયોઓ નીની ટુંપી | - તાળોએ ગેંદર |
| | ગુજ. કાળા સિપાઈઓની લીલી ટોપી | - તાડના પાદડા |
| (૬) | એક દાદા ગોલેજ આડે | - તાળો એ ગેંદરે |
| | ગુજ. એક ભાઈને ગળામાં આંડિયા | - તાડના ગીલરા |

| | | |
|---|---|---|
| (૭) | હોની ગોઈ આય આવીઈ | – નજરે |
| | ગુજ. પેલી ગઈ પાથી આવી | – નજર |
| (૮) | ઉન્ડયો ડુસરયોઓમે ગાડો દૂધે | – કપાહ |
| | ગુજ. ઉડા ઘડામાં દૂધ –કપાસ | –કપાસ |
| (૯) | આખુ દયુ આટા જાય યે દર્યા ટીડળી નાયે મોએ | – દીવું |
| | ગુજ. આખો દરિયો સુકાઈ જાય પણ દરિયાની વાટ ન સુકાય | – દીવો |
| (૧૦) | એક દાદૂ રાજાહા રોળાવે | – મીરચું |
| | ગુજ. એક ભાઈ રાજાને રડાવે | – મરચું |
| (૧૧) | આખુ જંગલ બોલી જાયે પેએ બાબાઆ કુસટું નાયે બોલે | – વાટે |
| | ગુજ. આખુ જંગલ બળી જાય પણ એક દાદાનો કસોટો નહિ બળે | – વાટ |
| (૧૨) | બેહતી તીન પગે ચાલે બહે તે અગિયાર પગે | – બળદગાડું |
| | ગુજ. કાલી રાહ માલુ મે પૂંગી જાય | – હારિયા (વખાર) |
| (૧૩) | પેલીમાં ને એલી પાહ પોલડું | – મહુડા ફૂલ |
| | ગુજ. | |



# નૃત્યો

ડુંગરાભીલ સમાજમાં નૃત્યોને ‘નાચૂનો’ તરીકે ઓળખવામાં આવે છે. આ સમાજમાં કામ અને ભોજનને જેટલું મહત્ત્વ આપવામાં આવે છે એટલું જ મહત્ત્વ નૃત્ય-નાટકને પણ આપવામાં આવે છે. ઢોલના ડીડીયું પડ્યાની સાથે નૃત્ય કરવા દોડી આવતાં યુવાન-યુવતીઓ, સ્ત્રી-પુરુષોએ બાળકો ભાગ લેતાં

જોવા મળે છે. નૃત્યના ઝડપ, પગની પદ્ધતિસરના તાલ, શરીરનું હલન-ચલન આમ અલગ અલગ પ્રકારની ખાસિયતો જોવા મળે છે. આપણને વિવિધતામાં એકતાનાં દર્શન થાય છે. એકબીજાના હાથમાં હાથ મિલાવીને નૃત્યો કરે છે. ડુંગરાભીલ સમાજમાં લગ્નપ્રસંગે, હોળી અને દિવાસાનાં નૃત્યો અલગ-અલગ ગાવું-વગાડવું નાચણાં છે તેને 'ચાળા' તરીકે ઓળખાય છે.

## લગ્ન પ્રસંગનાં નૃત્યો

ડુંગરાભીલ સમાજમાં લગ્નપ્રસંગોમાં ઢોલ, માંદળ, થાળી, શરણાઈ, નગારી સાથે નૃત્યની શરૂઆત કરવામાં આવે છે. ઢોલી નૃત્યના જુદા -જુદા ચાળા તથા શરણાઈમાં નૃત્ય પ્રમાણે ગીત અલગ અલગ વગાડે છે. લગ્નપ્રસંગે થતાં નૃત્યમાં સ્ત્રી-પુરુષો લગ્નમાં શોભે તેવાં કપડાં પહેરે છે. નૃત્ય માટે અલગ કોઈ પહેરવેશ આવતો નથી. જે પુરુષો ઉંમરવાળા છે તે ધોતિયું તથા ખમીશ પહેરે છે. માથે સફેદ અથવા રંગીન ફેંટો બાંધે છે.

આજના જમાનામાં જોવા જતા યુવાનો પેન્ટ-શર્ટ પહેરે છે. સ્ત્રીઓ ચણિયો, કાપડું તથા કબજો અને ઓઢણી  પહેરે છે.

અહીં લગ્નના નૃત્યના ઘણા ચાળા છે. તેમનાં નામ અને નાચણું અલગ જોવા મળે છે.

## ઝીંમટીનો ચાળો

આ ચાળો ફળિયાના અને સગાંસંબંધી ભેગા મળીને રમે છે. આ ચાળામાં ત્રણ-ત્રણ ડગલાં ચાલીને ગોળ ફરી જઈ અલગ ચાલવાનું હોય છે. લોકો કિકિયારી કરે છે. આ ચાળાને 'તનતતીયો' પણ કહેવામાં આવે છે.

## ઊભલો ચાળો

આ ચાળામાં શરણાઈવાળા સાથે ગીતના સૂર સાથે રમતા હોય છે. ઢોલના તાલે આપોઆપ આ ચાળો બદલાય છે. બે-બે ડગલા આગળ ચાલી જમણા પગે ઠેક મારી બહારની બાજુ ફરે છે. પછી એ પ્રમાણે ડાબા પગે ઠેક મારી અંદરની બાજુ ગોળ ફરતાં જઈને રમવામાં આવે છે. આ ચાળો જ્યારે વર કે કન્યાને નચાવતા હોય છે ત્યારે રમવામાં આવે છે.

## કળભૂંક ચાળો

આ ચાળામાં બે ડગલાં આગળ ચાલી જમણી બાજુ ફરે છે. બે પગલાં ગોળ ફરી બે ડગલાં ચાલી ડાબી બાજુથી ગોળ ફરે છે. તે આગળ ચાલે છે. આ ચાળો બીજી રીતે પણ રમે છે. બે પગલાં ચાલી અંદરની બાજુ બે પગે વારા ફરતી ઠેક લઈ બહારની બાજુ ફરી ફરીથી ઠેક લઈ આગળ ચાલે છે. આ ચાળામાં હાથમાં રૂમાલ રાખી ઉપર તરફ ફરકાવવામાં આવે છે.

## વાકંડ વેલિયો

આ ચાળાને 'ચાલુ ચાળો' અથવા 'સીધા રમવાનો ચાળો' કહેવામાં આવે છે. જેમાં સ્ત્રી-પુરુષો બે-બે ડગલાં સીધાં રહીને ચાલે છે.

## ઘોડે રમવાનો ચાળો

આ ચાળો ટીંમલી રમતા, જાન જતી હોય અને વર-કન્યાના લગ્ન સમયે બન્ને સામ-સામે અવાજ આપીને પોતાના ખભા ઉપર બેસાડી નૃત્ય કરે છે. આને ઘોડે રમાડવાનો ચાળો કહેવામાં આવે છે.

## જોડાઈ રમવાનો ચાળો

આ ચાળામાં કોઈ પણ જાતનું ચર્મવાદ્ય વગાડવામાં આવતું નથી. આમાં કરતાલ કે ઘૂઘરી, વોહરી, પેહો જેવાં વાંજિત્રો વગાડવામાં આવે છે. આમાં સ્ત્રી-પુરુષો અલગ અલગ હરોળ બનાવી એકબીજાના ખભા પર હાથ મૂકી તો ક્યારેક એકબીજાની કમરમાં હાથ વીંટાળીને આ નૃત્ય કરવામાં આવે છે. જેમાં પુરુષો ગીત ગાતા હોય છે. અને સ્ત્રી ગીત ઝીલવીને કીકીયારી કરી નૃત્ય કરે છે.

## ટીમલી નૃત્ય

ટીમલી નૃત્ય ખાસ કરીને લગ્ન સમયે રમવામાં આવે છે. ડુંગરાભીલોમાં આને 'ઢોલૈયા' તરીકે ઓળખે છે. ઢોલકીમાં ઢોલના જુદા જુદા ચાળા રમતા હોય છે. સ્ત્રી-પુરુષો આગળ રમતાં હોય છે અને બાળકો પાછળ રમતાં હોય છે. આ નૃત્ય ખૂબ જ ઝડપથી કરવામાં આવે છે.

## હોળી મેળાનાં નૃત્યો

હોળી આદિવાસી સમાજનો સૌથી મોટો તહેવાર છે. આ તહેવારની ઉજવણી કરવા માટે બહાર ગામ મજૂરી અર્થે ગયેલા લોકો પોતાના ગામમાં પાછા વળે છે. હોળીના તહેવારમાં અલગ-અલગ ફળિયામાંથી આવતા લોકો મોટા ઢોલ, નાનો ઢોલ, થાળી કે પેહો જેવાં વાદ્યો વગાડતા હોળીના સ્થળે ભેગાં થાય અને હોળીની ચારે બાજુ આળા-અવળા સાત ફેરા નૃત્ય કરતા જઈને ફરે છે. ત્યાર બાદ હોળી સળગાવવામાં આવે છે. બધા છૂટા પડી ઘરે જાય છે. ઉપવાસ રાખેલા ઘરે જઈને જમીને બધા પાછા ફળિયામાં એક સ્થળે હોળી નૃત્ય રમે છે. હોળીનો અગ્નિ સાચવવા માટે ગામ લોકો આખી રાત નાચે છે. ઢોલ થાળીએ વાંસળી સાથે હોળીની ચોફેર ધીરેધીરે નાચે છે. જેમાં બે-બે ડગલાં આગળ ચાલી ઠેક લઈ પાછાં ત્રાસાં બે ડગલાં લઈ ઠેક લે છે.

**દિવાસાનું નૃત્ય**

ડુંગરાભીલ સમાજમાં દિવાસાના તહેવારનું ખૂબ જ મહત્ત્વ છે. દિવાસાના ગરબા રમતી વખતે ઢોલ કે શરણાઈનો ઉપયોગ થતો નથી. જુવાનિયા મોટો પેહો, નાનીપેહી વગાડે છે. બહેનો સાથે ભાઈઓ પણ ગરબા રમે છે.

આ નૃત્યમાં એક તાળીમાં ગોળાકારમાં બે ડગલાં ચાલી ત્રીજા ડગલે બે પગ ભેગા રાખી ઊભા રહી તાળી પાડે છે. ફરીથી પાછા બે કદમ આગળ ચાલે છે. બે તાલીમાં બે ડગલાં ચાલ્યા પછી ઊભા રહી તાળી પાડે છે. બે ડગલાં ચાલે છે. દિવાસાના ગરબા જુદા જુદા વિસ્તાર પ્રમાણે અલગ રીતથી રમે છે.

પગની ઠેક લેતા નથી. પગનો પંજો જમીનને સ્પર્શતો જ રહે તે રીતે ડગલાં ભરે છે. ગોળ આકારે રમે તેમાં અડધા ભાગમાં ભાઈઓ અને અડધા ભાગમાં બહેનો હોય છે. ભાઈઓ ગરબા ગાઈને બહેનો ગરબા ઝીલવે છે. આ સમયે તાલી ખૂબ જોરથી વગાડે તે સ્પષ્ટ સંભળાય છે. કેટલીક વાર મોટા પીહાને નાની પેહીમાં ગીતો વગાડે તે બહેનો ગરબાને મધુર કંઠે ગાતી હોય છે.



# રમતો (સતુડી)

સૌ પ્રથમ પહેલા ટીમ પાડવામાં આવે છે. ટીમમાં સાત-સાત જણ વહેંચવામાં આવે છે અને જ્યારે રમત શરૂ કરવામાં આવે છે ત્યારે પથ્થરની સાત ઠીકરીઓ મૂકવામાં આવે છે અને ક્રિકેટનો એક નાનો બોલ જોડે રાખવામાં આવે છે. જ્યારે એ બોલ મારવામાં આવે અને ઠીકરી પડે ત્યારે  અને બીજા દૂર-દૂર ભાગી જાય છે અને એક જણ ઠીકરીઓથી પાંચ પગલાં દૂર જઈને ઠીકરીઓને બોલ મારે છે અને જે ટીમ પકડવાવાળી હોય તે ટીમ ઠીકરીઓને વચ્ચમાં રાખીને તે બોલને છુપાવીને એકબીજાની પાછળ દોડી જાય છે. અને જે ઠીકરીઓને ભેગી કરવા જાય છે. તેને બોલ મારે છે. તે બોલ વાગી જાય તે ટીમવાળા રમ્યા હોય તે ટીમવાળા ઠીકરીઓની રખવાલી કરે

અને જે ટીમવાળા પહેલા ઠીકરીઓની રખવાલી કરી હોય તે ટીમવાળા રમવાનું ચાલુ કરે છે.

## ગોળ કાકરા

સૌ પ્રથમ એક કાકરા પછી ચાર કે પાંચ બાળક રમી શકે. પછી તે કાકરા એક પછી એક ઊઠાવવાના પછી તે બાળકના હાથમાંથી પડી જાય તો બીજા બાળકનો વારો. રમી જાય ત્યાર બાદ જે બાળકના એક પણ કાકરા ના રમાયા હોય તેને આદળા કરવામાં આવે છે. પછી તે જ રીતે ફરી રમવાનું ચાલુ કરે છે.

## ઠીકરી

સૌ પ્રથમ છ કે પાંચ બાળક રમી શકે છે. પછી સાત આડા લીટા પાડવામાં આવે છે. પછી ટીમ પાડવામાં આવે છે. ત્યાર બાદ બન્ને ટુકડીના બાળક રૂપિયો ઉછાડે છે. પછી એ બાળત જેને રમે પછી તે ઠીકરી લીટાની પાર નીકળે તો તે બાળક આઉટ ગણાય છે. પછી બીજો બાળક આવે છે. પછી તે બાળક બધા જ લીટા રમી જાય તો એક લીટામાં જઈ પહેલા સૌપ્રથમ ઉપરના લીટામાં જઈ ઉપલી કે ઠીકરી જે લીટામાં પડે તે ઘર ગણવામાં આવે છે.

## લાકડી

એક લાકડી નાની રાખવામાં આવે છે. પહેલા તે બધાં જ બાળક પકાય પછી તે જે ૩ બાળક પકાય પછી તે બધાં  જ બાળક ચેલો રહી જાય તેના માથે બધાં બાળક ઝાડ ઉપર ચડી જાય અને એક બાળક નીચે રહે છે. પછી તે લાકડીની નાખે છે. દૂર નાખે છે. પછી તે બાળક તે લાકડીને લેવા જાય છે અને લેવા જાય પછી જે ઉપર બાળક હોય તે બાળકને પકડવા જાય છે. પછી બધાં જ બાળકોમાંથી એક બાળક પકડાઈ જાય તો તે બાળકના માથે એક કૂદે છે. પછી તે બાળકને દૂર લાકડી નાખે છે.

# રાઠવા સમાજ

રાઠવાઓ પરંપરાગત રીતે શારીરિક માંદગી, પશુમાંદગી કે તકલીફ વખતે ઘરઘથ્થુ દવા અને બડવા ભગતનો સહારો લે છે. બડવો કે ભગત દુઃખદર્દ તપાસી દોરા-ધાગા કે દાણા-પાની મંત્રી આપે છે. અને દેવદેવીઓની માનતા લે છે. તથા વનઔષધિઓનો ઉપયોગ કરે છે.

આમ આરોગ્યની બાબતોમાં કે તેની સર્વ પ્રકારની તકલીફોમાં બડવો, ભગત કે વૈદ્ય અને તેમના માનસિક સલાહકાર બને છે. ભૂત-પ્રેત કે વળગારને કારણે શારીરિક તકલીફો આપે છે. તથા તેને વંશ કરવા માટે માત્ર બડવો કે ભગત જ કામ લાગે છે તેવી દૃઢ શ્રધ્ધાઓ ધરાવે છે અને તેની પાસે જ ઉપચાર કરાવે છે.

આપણે જોઈએ તેમની બુદ્ધિમતા અને તેના તંદુરસ્તી, સ્વાસ્થ્ય કેવી રીતે સંભાળે છે. વધુ જોતા બહેનો મરઘો બોલે ત્યાં ઊઠે, દાંતણ પાણી સ્નાન કરી મકાઈ લઈને ઘંટીએ બેસે (મકાઈ ભેળવા માટે). મકાઈ ભેળાય તે સમયે ચૂલો સળગાવી અંધરણ (ચૂલા ઉપર હાંડલીમાં ગરમ પાણી) મૂકે છે. મકાઈ ભેળાય જાય- અંધરણ આવી જાય એટલે ઘેશ (રાબડી) બનાવવા મૂકે છે. ત્યાર બાદ તેઓ કૂવેથી પાણી ભરી લાવે અને પશુઓને બહાર બાંધે એટલે કોડ સાફ-સફાઈ કરે, ઘર, આંગણું સ્વચ્છ રાખવામાં આવે છે. આવા પ્રકારના રોજનાં કાર્યો હોવાથી સ્ત્રીઓ શરીરે ખડતલ અને તંદુરસ્ત હોય છે. કોઈ સ્ત્રીને ખોરાક સારો ન મળે ત્યારે તે અશક્ત હોય છે. ઊંડાણનાં ગામડાંઓમાં પાણીની તંગી હોવાથી નદી કે કોતરોનાં પાણી લાવી સ્નાન કરે છે. જેથી બાળકોમાં સ્ત્રી, પુરુષોમાં ચામડીના રોગ થાય છે. નદી નાળામાં ભરાયેલાં પાણીનો ઉપયોગ કરવાથી રોગ ઉત્પન્ન થાય છે.

કવાંટ નસવાડી જેવા તાલુકાઓમાં ડુંગરોની નાની નાની ટેકરીઓ અને તેમના પર તેમનો વસવાટ છે. હવે તેમને પાણીની જરૂર પડે તો તેઓને નીચે પાણી

લેવા માટે ઉતરવું પડે છે. તેથી તેઓ પાણીને ખૂબ મોટી વસ્તુ માની વધારે બગાડ કરતા નથી. તેઓ સ્નાન કરે તો ખૂબ ઓછા પાણીથી સ્નાન કરે છે. વળી કોઈ કોતરડી કે નદી વહેતી હોય ત્યાં જઈને સ્નાન કરે છે. એટલે કોઈ જગ્યાનું ગંદુ પાણી લાગવાથી પણ તેમને રોગ ઉત્પન્ન થાય છે. ખાસ જોઈએ તો ચામડીના રોગ વધુ જોવા મળે છે. પરંતુ તેના ઈલાજ માટે કોઈ બડવો કે વૈદ્ય આ દવાઓ જાણતો હોય છે. એટલે તેઓ તેમની પાસે દવાદારૂ કરાવી લે છે. સ્નાન કરવાના પાણીની મુશ્કેલી તો કપડાં ધોવાની તો વાત જ ક્યાં ? આ જ પ્રકારે સ્ત્રીઓ, પુરુષો અને બાળકોને અમુક પ્રકારના રોગ થાય છે અને કોઈક વાર જીવના જોખમમાં આવી જાય છે.

બાળકોમાં ઓરી નામનો રોગ ખૂબ જ પવિત્ર ગણવામાં આવે છે. અછબળા નીકળેલ બાળકને દારૂ પીદેલ વ્યક્તિ, માસમચ્છી ખાધેલા કે માસિક ધર્મવાળી સ્ત્રીથી દૂર રાખે છે અને શ્રદ્ધા પ્રમાણે બળિયાબાવજીને ત્યાં તેની પૂજાવિધિ કરે છે.

કોઈક વાર બાળકના માથામાં જૂ પણ પડે છે. તેને પણ ઈલાજ કે જાતે ચીકણી માટી કે દહીં છાશથી કે સિતાફળના બીજ કૂટીને માથામાં નાખવામાં આવે તો જૂ મટી શકે છે. ન મટે તો તેના વાળ કાપી નાખવામાં આવે છે.

કેટલાંક ગામડાંઓમાં દવાખાનાના અભાવના કારણે રોગ વધી જાય છે. તેથી ઉપચાર કર્યા પહેલા જ ઘણી વાર રોગીનું મૃત્યુ પણ થઈ જાય છે. ઘણા રાઠવાઓ શહેરી સંપર્કથી દૂર ગામડાંઓમાં રહે છે. આજે દવાખાનાઓ છે પરંતુ ડૉક્ટરો નથી.

# નાયકા સમાજ

## સ્વાસ્થ્ય જાણવણી વિશેનો ખ્યાલ

કોઈ પણ ચીજવસ્તુઓ વધારે પડતી ન ખાવી જોઈએ એમ માને છે. દા.ત. વધારે પડતું ગળ્યું, વધારે પડતું તીખું કે ખાટું ન ખાવું જોઈએ, એ જ પ્રકારે કોઈ પણ વ્યસન વધારે પ્રમાણમાં કરવાથી શરીરને નુકશાન થાય છે. આમ આ સમાજમાં સ્વાસ્થ્ય અંગેની જાણવણી પ્રત્યે ધ્યાન રાખવું જોઈએ એમ માનવામાં આવે છે.

## સ્વચ્છતા અને ગંદગી વિશેની સમજ

ખાવા-પીવામાં ઉપરાંત શરીરની ચોખ્ખાઈ રાખવી અને કપડાં પણ ધોયેલાં રાખવાં જોઈએ એમ માનવામાં આવે છે. જો શરીરની ચોખ્ખાઈ અને કપડાંની સ્વચ્છતા ન રાખવામાં આવે તો વિવિધ રોગ થવાની સંભાવના હોય છે એમ માને છે.

## વિવિધ રોગ પ્રત્યેની માન્યતા

વધારે પડતું વ્યસન કરવાથી કે મજૂરી કરવાથી શરીર નબળું પડી જાય અને રોગ થાય એમ માનવામાં આવે છે. વધારે પડતો દારૂ પીવાથી લોહીનું પાણી થઈ જાય છે જેના લીધે ટી.બી. થાય છે, એ જ પ્રમાણે બીડી પીવાથી પણ શ્વાસની બીમારી થાય છે. વધારે પડતું ઘી ખાવાથી લકવો થાય છે, વધારે પડતું અને ખરાબ તેલ ખાવાથી પણ રોગ થઈ શકે એમ માને છે. તથા કોઈ પણ રોગ વારસાગત નથી હોતો એવું માને છે.

## રોગીની સારવાર અને કાળજી

રોગી કે જેનું શરીર નબળું પડી ગયું હોય તેવા વ્યક્તિએ દૂધ તેમજ તરકારી ખાવું જોઈએ. રોગી વ્યક્તિને વધારે પડતું તીખું, વધારે મીઠાવાળું કે તેલવાળું અથવા માછલી, ચોખા કે ઘી ન ખાવા દેવા જોઈએ. રોગી માણસને હળવો અને જલ્દીથી પચી જાય એવો ખોરાક આપવો જોઈએ. કોઈ મોટી બીમારી લાગું પડી હોય તેવા સંજોગોમાં સ્ત્રી સંભોગ ન કરવો જોઈએ એવું માને છે.

# ડુંગરાભીલ સમાજ

## (સીરફૂલી) છોડ

સીરફૂલીના કુમળાં પાન મોટા માણસો શોખ ખાતર ખાતા હોય છે અને સીરફૂલીના મૂળિયાને ઘસીને નાના બાળકને પેટ ફૂલી જતું હોય ત્યારે પીવડાવવામાં આવે તો પેટ હલકું થઈ જાય છે.

## ચીતરવું (ચીતરવો)

કોઈપણ વ્યક્તિ કે બાળકના શરીર પર ચાંદાં થાય ત્યારે ચીતરવાનાં મૂળિયાં ઘસીને ચાંદાની બાજુમાં લગાડવામાં આવે તો ચાંદુ મટી જાય છે.

## બોર

કોઈપણ વ્યક્તિને ઝાડા થયા હોય અથવા પેટમાં દુઃખાવો થતો હોય ત્યારે બોરના ઝાડની છાલ કાઢીને પાણીમાં બોળી રાખ્યા પછી એ પાણી બે-ત્રણ વાર પીવડાવવામાં આવે ત્યારે પેટનો દુઃખાવો કે ઝાડા મટી જાય છે. છોડનાં પાન શરીરના કોઈપણ ભાગ પર સોજો આવ્યો હોય ત્યારે તેને મટાડવા પાનના ટુકડા કરી ગરમ કરવામાં આવે છે.

## કેનીયો ઘાસ

આ ઘાસ ઝાડના પોલાણમાં ઊગે છે. આ ઘાસના ટુકડા કરી પથ્થર વડે વાટીને ગ્લાસમાં બોળી રાખીને એનું પાણી પીવડાવવામાં આવે તો સાપ કરડનાર વ્યક્તિને પીવડાવવામાં આવે તો ઝેર ઊતરી જાય છે.

# રાઠવા સમાજ



## આધુનિકતા અને વૈશ્વિકીકરણ

આધુનિકરણ, ઔદ્યોગિકીકરણ અને શહેરીકરણ આ પરંપરાગત રાઠવા સમાજ પર વિપરીત અસર કરી રહ્યા છે. તેમાં તેમના રોજિંદા જીવન, સામાજિક કાર્યો, આર્થિક કાર્યો, સાંસ્કૃતિક કાર્યો અને ધાર્મિક કાર્યોમાં ખૂબ મોટા પરિવર્તનો અભ્યાસ કરતા જોવા મળે છે. જે આપણે નીચે પ્રમાણે જોઈએ.

રાઠવા સમાજ પરંપરાગત રીતે છાપરાવાળાં મકાનોમાં રહેતા અને કેટલાંક ગામડાંની મુલાકાત દ્વારા અનુભવ કરેલ છે કે કાચા અને પાકા મકાનમાં રહે છે. આજે જોઈએ તો આ વિસ્તારમાં કેટલાંક ગામડાંઓમાં ૧૦૦માંથી ૮-૧૦ મકાનો નળિયાવાળાં કે છાપરાવાળાં જોવા મળે છે. ત્યાં દેશી નળિયાની જગ્યા ઉપર વિલાયતી નળિયા કે સિમેન્ટ, લોખંડના પતરાવાળાં ગામડાંઓ જોવા મળે છે. ઊંડાણનાં ગામોમાં અડધો અડદ મકાનોમાં બદલાવ જોવા મળે છે. છોટાઉદેપુર, બોડેલી જેવા નાનાં શહેરોમાં હવે આ સમાજની કોલોનીઓમાં આદિવાસી મકાનોનું પરિવર્તન જોઈ શકીએ છીએ.

ઘરના મુખ્ય દરવાજાની બાજુમાં પાણી મૂકવા માટે માળી બનાવતા હતા. લાકડાં ગોઠવી તાડનો ઓળવો કરી પાણી નિકાલ કરતા હતા. ઘરના વ્યક્તિઓ અને ઘરમાં મરઘા જેવા જીવોને પાણીની વ્યવસ્થા ત્યાં માળી નીચે કરવામાં આવતી. હાલ ઊંડાણનાં ગામડાંઓમાં જોવા મળે છે અને બજાર નજીકનાં ગામડાંઓમાં પરિવર્તન આવ્યું છે. ઘરમાં ઈંટથી ચણતર કરીને પાકા પણિયારા બનાવવામાં આવે છે. માળી ઉપર પાણી કાઢવા દેશી ડોયલી કે પિત્તળનો લોટો વાપરતા હતા. આજે સ્ટીલનો ડોયો વાપરવામાં આવે છે. તેમાં પણ બદલાવ જોવા મળે  છે.

પરંપરાગત રીતે રાઠવાઓ ઢોર રાત્રે ઘરોમાં ઓટલાની સામે જ કોઢમાં બાંધતા હતા. કેટલાંક ઘરોમાં આજે પણ આ સ્થિતિ જોવા મળે છે. વળી કેટલાંક ઘરોમાં ઘરની ડાબી કે જમણી બાજુમાં કોડ બનાવી બાંધે છે. કોઈક જગ્યાએ તો પશુઓ માટે અલગ જ મકાન બનાવી બાંધવામાં આવે છે. કારણ કે ધાર્મિક સંપ્રદાયો અને શિક્ષણમાં સુધરેલા લોકોમાં આ પરિવર્તન આવેલ છે. પહેલા એવું હતું કે પોતાની આંખ સામે જ પોતાના પશુ રાતદિવસ રહેતા હતા કારણ રાત્રે ઢોર ગૂંચવાયને પડે નહીં, છૂટી જઈને કોઈને મારે નહીં કે ગર્ભધારણ હોય તે વિયાય ત્યારે જલદી ખબર પડી જાય. આજે એ નથી. તેમાં બદલાવ છે. રાઠવાઓ ખાસ પોતપોતાના ખાટલાનો ઉપયોગ સુવા કે બેસવા માટે કરતા હતા. તેમાં પણ બદલાવ જોવા મળે છે. પોતે બનાવેલા લાકડાનો ખાટલો, ભીંડી, નનેડાની દોરી જે એકાદ કપડાની ભરેલી ગોદડી પાથરે ત્યારે શરીરને ખૂબ જ આરામ મળતો હતો. આજે ઉંડાણનાં ગામોમાં આ જ પ્રથા ચાલુ છે. પરંતુ બદલાવમાં દોરીની જગ્યા પર પાટીનો ઉપયોગ થવા લાગ્યો અને લાકડાના સોફા દરેક ઘરમાં આવવા લાગ્યા. આજે બધા બોલે છે કે કેળો દુખે છે તે મોટો બદલાવ જોવા મળે છે.

રાઠવાઓમાં પરંપરાગત રીતે માટીના તથા પિત્તળના કે તુંમડાના કે લાકડાનો ઉપયોગ થતો હતો. આજ માટીનાં વાસણોનું સ્થાન મહદંશે એલ્યુમિનિયમનાં સાધનોએ લીધું છે અને વધુ સ્ટિલનાં સાધનો વાપરવાનું વલણ પણ વિકસેલું દેખાય છે. આમ તો ઉંડાણનાં ગામડાંઓમાં લાકડામાંથી બનાવેલ કથરોટ ઉપરાત માટીનાં સાધનનો ઉપયોગ અત્યારે પણ ચાલે છે. કેટલાંક ગામડાંઓમાં માટીનાં સાધનો બનાવનાર ધાણક, નાયક કે કુંભાર જાતિઓ જોવા મળે છે અને તે આજે પણ વ્યવસાય કરી પોતાનો જીવનનિર્વાહ કરે છે. આ સાધનોમાં પણ બદલાવ થતાં જાય છે. આ સમાજ બદલાવની સાથે તેમનો વ્યવસાય લુપ્ત થવા લાગ્યો છે. એટલે કે વિકસિત ગામોમાં માટીનાં સાધનો ઓછાં થતાં જાય છે. ચિંતા કરો કે આ સમાજો જશે ક્યાં ?

રાઠવાઓ વધુ શહેરી સંપર્ક કે શિક્ષણના પ્રચાર વગેરેને કારણે ઘરનાં સુશોભન માં તથા નવાં સાધનો જેવાં કે સૂવાના લાકડાના સોફા, રૂનાં ગાદલાં, ચાદર,

પંખા, કબાટ, ખુરશી, ટેબલ, ગેસ, સ્ટવ, ઘડિયાળ, રેડિયો, ટી.વી. સ્કુટર તથા મકાનોમાં એશીયન પેન્ટ વગેરે વપરાતા તદ્દન નવેસરથી વિકસતો થયો છે. ઉંડાણનાં ગામોમાં આ પરિવર્તન બે-ત્રણ ટકા જ્યારે વિકસિત ગામોમાં પૂરેપૂરા બદલાવ થઈ ચૂક્યા છે.

પરંપરાગત રીતે ઘરમાં લાઈટની સુવિધા ન હતી ત્યારે દિવાનિયા ઉપર ઘાસતેલ (કેરોસીન)નો દીવો (ખડિયો) સળગાવતા હતા. કામ પૂરતા તે દીવો સળગાવતા, અને કામ પૂરું થાય એટલે ઓલવી (બુજાવી) દેતા હતા. ખાસ અમાસના અંધારિયામાં વધુ જરૂરિયાત આ દીવાની પડતી. કારણ કે અંધારું વધુ હોય છે. જ્યારે પુનમના દિવસોમાં ચંદ્રનું અજવાળું ઘરમાં પણ મળતું તેવાં મકાનો બાંધવામાં આવતા એટલે દિવસે સૂર્યનો પ્રકાશ, હવાઉજાસ પણ મળતા. આજે ઈલેક્ટ્રીકસિટી મોટા ભાગનાં ગામડાંઓમાં આવી ગઈ છે. તેથી દિવાનિયા કે દીવામાં પૂરેપૂરો બદલાવ જોવા મળે છે.

રાઠવા સમાજના પોશાક (પહેરવેશ) અને ઘરેણાંમાં ઝડપી પરિવર્તન જોવા મળે છે. પહેરવેશમાં પુરુષો શર્ટ, પાઘડી, ધોતિયું પહેરતા હતા અને વૃદ્ધ માથે ધોતિયાની પાઘડી અને કેળે કછોટો પહેરતા હતા. પણ આજે મોટા ભાગે મોટો બદલાવ થયો છે. ઘરેણામાં જોઈએ તો હાથે ચાંદીનાં કડાં, ભોરિયા અને કાનમાં કીકરી અને શર્ટમાં ઘૂઘરીવાળી ચાંદીની શેરો પહેરતા હતા. આજે તે તદ્દ્ન બદલાવમાં જોવા મળે છે. બહેનો ચાંદીના અને કિડિયા મણકાનાં ઘરેણાં પહેરતાં હતાં તે આજે સોનામાં પરિવર્તન થયેલ જોવા મળે છે. પુરુષ સોનાના દોરા, આંગળામાં સોનાની વિંટીઓ તથા સ્ત્રીઓ હાથે સોનાનું લોકેટ, અને ગળામાં સોનાનો દોરો, કાનમાં સોનાના બુટિયા વગેરે બદલાવ જોવા મળે છે. આ બન્નેનું કાયમનું મરણજીવનનું શરીર ઉપરનું છૂંદણું રાખતાં હતાં. તે આજે શિક્ષિત વર્ગમાં પૂરેપૂરું લુપ્ત થયેલું જોવા મળે છે.

રાઠવા સમાજમાં જંગલ સાથેનો નાતો, મિત્રતામાં પરિવર્તન થયેલ છે. તેમના વનઔષધિ, ફળ, કાદા, ભાજી, પાન, લાકડું વગેરે મળતાં હતાં. વનઔષધિ છે પરંતુ તેને ઓળખતા આવડતું નથી. શિક્ષણ અને દવાખાના વિકસિત

થવાથી વન ઔષધિ ખતમ થવા લાગી છે. આ બાબતે તેમાં પરિવર્તન જોઈ શકાય છે. પરંપરાગત રીતે ચાલતા પાણીનાં નાનાં ઝરણાં, કોતેડા, નદીઓ, તળાવો, કૂવા, ઠેકવા પદ્ધતિ (કોશ પદ્ધિ) વગેરેમાં પણ પૂરેપૂરો બદલાવ જોવા મળે છે. કારણ કે નદીની રેતીનું વેચાણ, ઘરે પાણીના નળ આવવાથી, નદીઓ ઉપર ડેમ બંધાતાં ઝરણાંઓ બંધ થયેલાં છે.

રાઠવા સમાજમાં શિક્ષણ અને ધાર્મિક સંપ્રદાયો આવવાથી તેમના રીતિરિવાજોમાં પરિવર્તન જોવા મળે છે. તેની સાથે ઘણા બધા રીતિરિવાજો લુપ્ત થઈ રહ્યાં છે. દા.ત. ગામમાં ગામનો પૂજારો લગ્ન કરાવી આપતો હતો. પરંતુ આજે બ્રાહ્મણ આવીને લગ્ન કરે છે તે બદલાવ છે.

રાઠવાઓમાં નાની નાત રાઠવા, કોલચા, કોળી, હોયા, રાઠવા, બારિયા જેવા પેટા વિભાગો પડેલા છે. પહેલાના સમયમાં જાતિનું ખૂબ મહત્ત્વ હતું. એક જાતિનો વ્યક્તિ બીજી જાતિના વ્યક્તિના ઘરે પાણી પણ નતો પીતો. એકબીજી જ્ઞાતિમાં લગ્ન નિષેધ હતો. હાલમાં ચા પાણી પણ કરે છે. લગ્ન ગોત્ર બહાર જ થતું જે ગોત્ર જોવાની પ્રથા ખૂબ ઓછી થઈ ગઈ છે.

પહેલાંના સમયમાં સ્ત્રીને સુવાવડ ઘરે જ કરાવતા હતા. હાલમાં લગભગ દરેક સ્ત્રીની સુવાવડ નજીકના દવાખાનામાં થાય છે. બાળકને સમયે સમયે રસી પણ મૂકવામાં આવે છે. હાલમાં બાળકના જન્મ સમયે ખાસ કોઈ વિધિ કરવામાં નથી આવતી. કેટલીક જગ્યાએ ભગત અથવા બ્રાહ્મણ લગ્નવિધિ કરાવે છે. અંતરિયાળ વિસ્તારમાં હાલમાં પણ પૂજારા વિધિથી લગ્નો થાય છે. કેટલાંક કુટુંબો ગ્રહશાંતિ પણ કરાવે છે. ઉચ્ચ વર્ગના લગ્નોની જેમ રાઠવા સમાજમાં પણ લગ્નના ખૂબ ભારે ખર્ચાઓ કરવામાં આવે છે.

મૃત્યુ પ્રસંગમાં પહેલાં બારમા તેરમાની વિધિ ગામનો રાવળ કરાવતો હતો. તેની સાથે હાલમાં કેટલાંક કુટુંબોમાં બ્રાહ્મણ વિધિ શરૂ થઈ રહી છે. જમવામાં મીઠાઈ તરીકે લાડુ અને દાળ, ભાત બનાવવામાં આવે છે. એના સિવાય મૃત્યુ પ્રસંગની વિધિઓમાં ખાસ કોઈ બદલાવ જોવા મળતો નથી.

પહેલા ગામમાં સામાજિક, ધાર્મિક પ્રસંગો, તહેવારો, ઝઘડાઓ જેવાં દરેક કાર્યોમાં જાતિપંચાયતનાં સલાહ સૂચનો અથવા નિર્ણયોને આખરી નિર્ણય ગણતા. હાલમાં પણ ઝઘડા સિવાયનાં કાર્યોમાં જાતિ પંચાયતના નિર્ણય સ્વીકારવામાં આવે છે. હાલમાં ઝઘડાનું નિરાકરણ જાતિપંચાયતમાં ન થાય તો પોલીસ સ્ટેશન અથવા કોર્ટ કચેરીમાં પણ જાય છે. જાતિપંચની સાથે સાથે સમાજમાં હવે સરપંચ, સભ્યો પણ સામેલ થાય છે. સંસદસભ્ય, ધારાસભ્ય, જિલ્લાપંચાયત સદસ્ય, તાલુકા પંચાયત સભ્ય જેવા હોદ્દા ધરાવતી વ્યક્તિઓ પણ સમાજમાં છે. પરિવર્તનમાં પણ જાતિપંચાયતનું મહત્ત્વ જોવા મળે છે. કેટલાક કારણોસર અથવા શિક્ષણ પ્રત્યેની જાગૃતિના અભાવે સમાજમાં શિક્ષણનું પ્રમાણ ખૂબ ઓછું હતું. નોકરીમાં તો ગણ્યાં ગાંઠ્યાં વ્યક્તિઓ જ જોવા મળતા. જેની જગ્યાએ હાલમાં બાળકોથી લઈ યુવાવર્ગ સુધીના દરેક યુવક યુવતીઓ શિક્ષણ લેતા થયા છે. શિક્ષણ આવવાથી યુવાવર્ગમાં ખૂબ જાગૃતિ આવી છે. કેટલાંક શિક્ષિત યુવક યુવતીઓ ખાનગી કે સરકારી નોકરીઓમાં જોડાયેલાં જોવા મળે છે. પરંતુ અન્ય ઉચ્ચ વર્ગોની સરખામણીમાં શિક્ષણ ક્ષેત્રે હજુય આ સમાજ ખૂબ પાછળ છે. ઉચ્ચ ક્ષેત્રના શિક્ષણમાં હજુ આ સમાજ ખૂબ પાછળ છે.

સમાજમાં પરંપરાગત દેવી દેવતાઓ પ્રત્યેની માન્યતા ખૂબ જટીલ છે. હાલમાં પણ આ દેવી દેવતાઓને પૂજવામાં આવે છે. કારણ કે આ દરેક દેવો ઘર, ખેતીવાડી, બીમારી જેવાં કાર્યો સાથે જોડાયેલા છે.  પહેલા સમાજમાં ધાર્મિક, આર્થિક કાર્યો માટે બડવો તેનું ઘર સાચવતો – દેખરેખ રાખતો હતો. આજે ધાર્મિક ગુરુઓએ તેમનું સ્થાન લીધું છે. સંપ્રદાયોનો પ્રવેશ પણ આ સમાજમાં ખૂબ થયેલો છે. તેથી દેવી દેવતાની પૂજાવિધિમાં મરઘા, બકરાની બલીની જગ્યાએ શ્રીફળ વધેરતા થયા છે. કેટલાંક દેવી દેવતાઓને હાલમાં પણ બલી આપવામાં આવે છે. સમાજમાં ભગત અને જગત એવી ઓળખ પણ જોવા મળે છે. ભગત બનેલાં કુટુંબો અન્ય દેવદેવીની સાથે પોતાના પારંપરિક દેવી દેવતાઓને પણ માને છે. પરંતુ પૂજાવિધિ શ્રીફળ વધેરીને કરે છે. પોતાના પારંપરિક દેવી દેવતા ઉપરાંત હિન્દુ દેવદેવીઓને પણ તેઓ માનવા લાગ્યા છે. હિન્દુ તહેવારો પણ કેટલાક અંશે ઉજવતા થયા છે.

આમ સમગ્રપણે રાઠવા સમાજની ભૌતિક સાધનસંપત્તિની પરંપરાગત ભૂમિકા સ્પષ્ટપણે દેખાય છે. જેમાં લાંબાગાળે સંપર્ક, ધાર્મિક સંપ્રદાયોની અસરો, શિક્ષણનો પ્રચાર, વિકાસ યોજનાઓ વગેરેની અસરોને પરિણામે આધુનિકતામાં વૈશ્વિકીકરણ જોવા મળે છે.

# નાયકા સમાજ



## આધુનિકતા અને વૈશ્વિકીકરણ

### પહેરવેશ, ખાનપાન અને રહેણી-કરણીમાં બદલાવ

પહેલાનાં સમયમાં આ સમાજની સ્ત્રીઓ ખુલ્લો ઘાઘરો પહેરી શકતી ન હતી એટલે કે કાછડો વાળવો પડતો હતો પરંતુ આજે એ પ્રથામાં બદલાવ આવ્યો છે, સ્ત્રીઓ કાછડો વાળતી નથી એ જ પ્રકારે પુરુષ વર્ગના પહેરવેશમાં પણ બદલાવ આવ્યો છે, જેમ કે ધોતિયાને બદલે હવે પેન્ટ પહેરે છે. છોકરા-છોકરીઓના પહેરવેશમાં પણ આધુનિકતા જોવા મળે છે. પહેરવેશ ઉપરાંત ખાવા-પીવામાં અને રહેણી-કરણીમાં પણ બદલાવ જોવા મળે છે.

### ધંધા રોજગારમાં જોવા મળતો બદલાવ

આ સમાજ પહેલાંથી જ હાથ મજૂરી કરીને પેટિયું રળનારો સમાજ છે, પહેલાંના સમયમાં ગાઢ જંગલો હતા એટલે તેમાંથી વિવિધ પ્રકારની જંગલી પેદાશો એકઠી કરીને, પાલી એકઠી કરીને કે સ્ત્રીઓ લાકડાંની ભારી લઈને શહેરમાં જતી અને તેમાંથી પોતાનું ગુજરાન ચલાવતા, પરંતુ અત્યારે જંગલો ન હોવાને કારણે એ રોજગારી પણ બંધ થઈ છે. આ ઉપરાંત આ સમાજના પુરુષો પથ્થર ફોડવાનું, લાકડાં કાપવાનું કામ કરે છે પરંતુ તેમાં પણ જેમ કે પથ્થર કઢાવવા હોય તો જેસીબીથી કઢાવે છે અને લાકડાં/વૃક્ષો કાપવા માટે કટરનો ઉપયોગ થાય છે એટલે એ પ્રકારની જે રોજગારી હતી તે પણ બંધ થવા આવી છે. આજે આ સમાજ માત્ર ખેતમજૂરી કરીને પોતાનું પેટિયું રળે છે.

## બોલચાલની ભાષામાં આવેલો બદલાવ

ભાષામાં ખાસ કોઈ બદલાવ આવ્યો હોય એવું જણાતું નથી. પણ આ સમાજના લોકો જ્યારે અન્ય સમાજના લોકો સાથે વાચ-ચીત કરે છે ત્યારે તેમની સાથે ગુજરાતી ભાષામાં વાત કરે છે. પરંતુ જ્યારે પોતાની જાતિના લોકો સાથે વાત કરવાની હોય તો માત્ર નાયકી ભાષામાં જ બોલે છે. આમ આ સમાજમાં ભાષામાં ખાસ કોઈ બદલાવ જોવા મળતો નથી.

## રીત-રિવાજોમાં જોવા મળતો બદલાવ

મોટા ભાગના જૂના રીતરિવાજો બંધ થયા છે, જેમ કે પહેલાંના સમયમાં આ સમાજમાં કોઈ છોકરા/છોકરીનાં લગ્ન હોય તો મકાઈની થૂલી અને મગની દાળ બનાવવામાં આવતી. તથા જાનને જમાડવામાં પણ આવતી ન હતી જ્યારે અત્યારે પોતાની સગવડ અનુસાર દાળ, ભાત, શાક અને કળી બનાવવામાં આવે છે અને જાનને જમાડે છે. આમ આ સમાજમાં પણ બદલાતા જમાના અનુસાર તેના રીત-રિવાજોમાં બદલાવ આવેલો જોવા મળે છે.

## પોતાની ઓળખ ટકાવી રાખવાના પ્રયાસ

સામાજિક, ધાર્મિક અને સાંસ્કૃતિક પરંપરામાં જળવાયેલી પોતાની ઓળખને ટકાવી રાખવાનો પ્રયાસ ચાલુ છે.

## સામાજિક, આર્થિક અને શૈક્ષણિક સ્થિતિ

પહેલાંના કરતાં આજે સામાજિક, અર્થિક સ્થિતિમાં થોડો સુધારો થયો હોય એવો ભાસ લાગે છે પરંતુ ખર્ચા પણ વધારે હોવાથી સરવાળે શૂન્ય જેવી પરિસ્થિતિ છે એમ માને છે, કેટલાંક બાળકો સ્કૂલે પણ જાય છે પરંતુ મજૂરિયાત વર્ગ હોવાને લીધે પોતાનાં બાળકોને આગળ ભણાવી શકતા નથી.

# તડવી સમાજ

તડવી સમાજની ભાષા એ થોડી ગુજરાતી ભાષાને મળતી આવે છે. તડવીઓની ભાષા શૈક્ષણિક માધ્યમ તરીકે વપરાતી નથી. અન્ય ભાષામાં ભણતાં બાળકો માટે થોડું કઠિન હોય છે. તડવી સમાજમાં ખાસ કરી દક્ષિણ વિસ્તારના વિદ્યાર્થીઓ ગુજરાતીમાં ધારે કાચા હોય છે. પોતાની ભાષાનો વધારે ઉપયોગ કરેલ છે. જે વડોદરા જિલ્લામાં રહેતો તડવી સમાજ વધારે ભણેલો હોવાથી એમની ભાષા સારી છે.

જેમ જેમ તડવી સમાજ સાથે બીજો સમાજ નજીક આવતો જાય છે. તેમ તડવી સમાજની ભાષા ઓછી થતી જાય છે. મહારાષ્ટ્રની બોર્ડર પર આવેલા તડવી સમાજમાં ખાસ કરી હિન્દી અને મરાઠી ભાષા બોલાય છે. ચારે બાજુ એમની પોતાની ભાષાનો ઉપયોગ ઘટી રહ્યો છે. સમાજ નાનો હોવાથી કોઈ વિરોધ થતો નથી અને બદલાતું પરિવર્તન પોતાને ગમે છે.



## બન્ને દિશામાં માન્યતાનાં કારણો

બીજો સમાજ બહોળા પ્રમાણમાં છે.
બીજા સમાજ સાથે કામ કરવાનું, મજૂરી કરવી, વ્યવહાર કે પૈસાની લેવડ દેવડ કરવી.
બજારોમાં વેપારીઓ સાથે તેમની ભાષામાં બોલવું.
તડવી ભાષા બોલવાથી આદિવાસી બીજો સમાજ ગણે અને તેવા વ્યવહારો કરવામાં આવે.
બીજા સમાજ સાથે રહી હરવા ફરવા માટે તેમના સમાજની ભાષા શીખવી અને તેમના સાથે ભળી જવું.

## આર્થિક રીતે

જેમના કુટુંબમાં પૈસાદાર હોય જેમના કુટુંબમાં નોકરી કરતા હોય તે સમાજ બીજા સમાજને જોઈ અને વાર-તહેવાર કે પ્રસંગોમાં ફેરફાર કરવા તૈયાર હોય છે. જેમકે લગ્નપ્રસંગે વાજિંત્ર માટે મોટી પાર્ટી લાવવી, સંગીત, ગીતો ગાવાને બદલે ડિ.જે. સિસ્ટમ લગાવવી વગેરે. આમ આર્થિક રીતે બદલાવ આવ્યો છે.

## સામાજિક રીતે

તડવી સમાજમાં જે લોકો વધારે ભણેલા હોય તેઓ બીજા સમાજનું અનુકરણ કરી પોતાના સમાજમાં વ્યવહારો કરવાની ટેવ રાખે છે. જે હિન્દુ સમાજના વેપારી ગણ કે વાણિયા સમાજને જોઈ અનુકરણ કરે છે. અમુક પોતાના રીત રિવાજ પ્રમાણે આદિવાસીનાં વિધિ શાસ્ત્રોને અનુસરે છે.